# ભવિષ્યની જીંદગી

અથવા

## આત્માનું અમરપણું.



લખનાર

જીવનજી જમશેદજી મોદી. બી. એ.



મુંબઈ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

સને ૧૮૮૯.

મરહુમ

સર જમશેદજી જીજીભાઇ

પેહેલા બેરોનેટની

પવિત્ર યાદને

માન અને ઉપકારનો

ઇધાણો તરીકે

આ ચોપડી

અર્પણ કરી છે.

# દિબાચો.



આ પુસ્તકના વિષય ઉપર સર જમશેદજી મદ્રેસાના વિદ્યાર્થીઓ સનમુખ એ ખાતાંનાં લેડી આંવાબાઈ ફેલો તરીકે શને ૧૮૮૮ના શાલની પેહેલી ટર્મમાં ૪ બીજી ટર્મમાં ૩ અને શને ૧૮૮૯ શાલની પેહેલી ટર્મમાં ૩ મળી ૧૦ ભાષણો આપ્યાં હતાં. એ વિષય ઉપર તા૦ ૨ જી મેહે ૧૮૮૯ને દીને ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં ધી ઓનરેબલ શેઠ પીરોજશા મેહેરવાનજી મેહેતાનાં પ્રમુખપણા હેઠળ એક જાહેર ભાષણ આપ્યું હતું.

આ પુસ્તકમાં ભવિષ્યની જીંદગી વિષેની સર્વ દલીલો તપાસી છે. કેટલાકો આત્મતત્વ વિદ્યા સંબંધી (metaphysical) દલીલને ઘણું વજન આપતા નથી, એવું કહીને કે હાલની વિદ્યાએ વટીક વસ્તુ, જીવ, લાગણીઓ (matter, life and sensations) શું છે તે ચોકસ નક્કી કર્યું નથી, તો વળી કેટલાકો દાખલા તરીકે વિદ્વાન એદીસન એ દલીલને ઘણું વજન આપે છે અને તે ઉપર વધુ ભાર મૂકે છે. વળી કેટલાકો સાધારણ બુદ્ધિ (reason)ને માફક આવતી દલીલો વધારે તપાસે છે અને તેઓને વધારે અગત્ય આપે છે તો વળી કેટલાકો નીતિ સંબંધી નજરે એ સવાલ ઉપર વધુ જોવાને તૈયાર થાય છે. વળી કેટલાકો કુદરતી વિદ્યાના કાનૂનોને આધારે તે તપાસવા માગે છે. માટે આ પુસ્તકમાં એ સઘળી બાબતો તપાસી છે અને સઘળી દલીલો ઉપર વિચાર કર્યો છે કે કોઈ એકજ ચોપડીમાં કરેલું કવચીતજ જોવામાં આવે છે. આ વિષય તૈયાર કરવા માટે આ પુસ્તકમાં નામ દીધેલા વિદ્વાનો ઉપરાંત નીચલા પુસ્તકોની મદદ ઉપકાર સાથ કબૂલ રાખું

છું અને તેમાં ખાશ કરીને ડા૦ ડીકનાં પુસ્તકની જેના ધોરણ ઉપર મુખ્ય કરી આ વિષય હાથ ધર્યો છે.

Dr. Dick's Philosophy of future state.
Prof. Edwin Arnold's Death and Afterwards.
Leuis Figuier's Day after Death.
Dr. Row's Future Retribution.
Dr. James Martinean's Study of Religion.
Mr. W. S. Lilly's Ancient Religions and Modern Thought.
Addision's papers in the Spectator.

આ પુસ્તકમાં વધારા તરીકે કેટલાક વિદ્વાન લખનારાઓના અસલ ફકરાઓ, જેઓનો પુસ્તકમાં તરજુમો આપ્યો છે તે અંગ્રેજીમાં આપ્યા છે.

સેવટે આ પુસ્તકને આસરો આપવા માટે સર જમશેદજી ત્રાંસલેશન ફંડના ત્રસ્તી સાહેબોનો આભાર માનું છું.

કોલાબા તા૦ ૧ જુન ૧૮૮૯.



# સાંકળિઉં.



પાનું.

## બાબ પેહલો.

# ભવિષ્યની જીંદગી

અથવા

# આત્માનું અમરપણું.

## બાબ પેહેલો.

### શરૂઆતનો બાબ.

એક ફ્રેંચ વિદ્વાન કેહે છે કે હાલની સુધરેલી દુનિયાની મંડળીમાં એક જાતનો મંદવાડ લાગુ પડયો છે—એક જાતની બીમારી અથવા રોગ ઉત્પન્ન થયો છે. તન સંબંધી મોટા ત્રાસદાયક ઉડતા રોગો જેવા કે કોલેરાનું મુખ્ય મથક એશિયા ખંડ ગણાય છે ત્યારે મન સંબંધી એ ઉડતા રોગનું મધ્ય બિંદુ યુરોપ ખંડ છે, જ્યાંથી તેણે એશિયામાં પગલાં ભરવા માંડયાં છે. જરમની દેશમાં એ રોગે પેહેલો દેખાવ જોશમાં દીધો હતો જ્યાંથી તેણે ફ્રાંસમાં પગપેસારો કર્યો હતો અને ત્યાંથી ઈંગ્લંડમાં તેણે પગલાં મેલ્યાં છે અને હવે આપણો દેશ તેના રોગિષ્ટ છાંટાઓથી થોડો ઘણો ભીનાવા માંડયો છે. પારસી ટોળામાં તમો જાહેરમાં એવા રોગોથી પીડાતા દરદીઓ જોશો નહી પણ ખાનગી વાતચીતમાં અને વાદવિવાદમાં તમો એવા કેટલાકોને જોશો કે જેઓ એ રોગથી થોડા ઘણા પીડાતા દેખાય છે. હજી સુધી એ રોગે દુનિયાના કોઈ પણ ભાગમાં નીચલા એટલે વગર

કેળવાયલા વર્ગમાં પુરતો દેખાવ દીધો નથી. એ રોગ વગર કેળવાયલાઓમાં એક વખત દાખલ થયો કે પછી જોઇ લો તેનું ત્રાસદાયક પરિણામ. કેળવણીનો જે થોડો ઘણો પણ આંકોશ તે દુર થયો એટલે મનની સ્વચ્છતા જાળવનારૂં કાંઈ પણ સાધન નહીં રેહેવાથી જેમ અસ્વચ્છતાની હાલતમાં દરેક રોગ પુરતું નુકસાન કરે છે તેમ એ બાબતમાં બને છે.

હવે ત્યારે એ રોગ શું છે? એ રોગ ચાર્વાકમતના નામથી જણાયલો છે. ચાર્વાકમત (materialism) માણસમાં છુટું વિદેહીઆત્મિક તત્વ ના પાડે છે. આપણે જાણીએ છીએ કે માણસ જાત શારીરિક અને આત્મિક બે ભાગોનું બનેલું છે. ચાર્વાક મતવાળાઓ કહે છે કે માણસમાં વિદેહીઆત્મિક ભાગ શારીરિક ભાગોથી છુટો કોઇ નથી. એ મતવાળાંઓમાં ઘણાક ભાગો છે તેમાં કેટલાકો મધ્યમસર છે અને વળી કેટલાકો તો નાસ્તિક મતના ખડકને અથડી ઇશ્વરની હસ્તીજ ના પાડે છે.

ચાર્વાકમતનાં નામથી જણાયલા મતોના ત્રણ વર્ગ થઇ શકે છે. પેહેલા વર્ગમાં હાર્ટલીના જેવા મતવાળાઓ આવે છે. ડાકટર હાર્ટલી જે અઢારમી સદીની શરૂઆતમાં થઇ ગયો હતો તેણે પોતાની એક ચોપડી[1] જે ઉપર તેણે ૧૬ વરસ ગુજાર્યાં હતાં તેમાં એ બાબે પોતાનો મત જાહેર કર્યો છે કે જે મધ્યમસર છે. તે આત્માની હસ્તી કબુલ કરે છે પણ સઘળાં મનથી થતાં કામો (mental phenomena)ને તે શારીરીક ફેરફારો અથવા કારણો (Physical causes) ને લાગુ પાડે છે. આપણું શરીર જે તરેહવાર અવયવોનું બનેલું છે તે અવયવોના ફેરફાર અને કામોથીજ માણસનો આત્મા વિચાર કરી શકે છે. આત્મા અથવા મનનું કામ સઘળું શરીરમાં ચાલતી ગતિથીંજ છે. શરીર વિના આત્મા કાંઈજ નથી. વિચાર શકિત, સુખ દુખ ભોગવવાની શકિત વિગેરે સઘળું શરીરમાં ચાલતા ફેરફારોથીજ કામ કરે છે. એ

(૧) Observations on Man, his Frame, his Duty and his Expectations.

મધ્યમસરનો ચાર્વાકમત ઘણાકોને વાંધા ભર્યો લાગશે નહી કારણ એમાં આત્માની છૂટી હસ્તી કબુલ રાખી છે જોકે તેને શરીર વગર સ્વતંત્ર રાખ્યો નથી.

બીજા વર્ગમાં હોબ્સ, પ્રીસ્ટલી, અને ફ્રેંચ વિદ્વાન દલામેટ્રીના મતવાળાઓ આવે છે જેઓ જોકે ખોદાની હસ્તી અને ભવિષ્યની જીંદગી માને છે, તોપણ આત્માની છૂટી હસ્તી માનતા નથી. તેઓ આત્મા અથવા મનની એક વિદેહીઆત્મિક તત્વ (immaterial principle) તરીકે છૂટી હસ્તી ના પાડે છે. એ મત ધરાવનાર પ્રીસ્ટલી કહે છે કે આત્મા જો એક વિદેહીઆત્મિક તત્વ હોય તો તે દેહવાળાં શરીર (material body) સાથ રહી શકેજ નહી. શરીર—તેમાં ચાલતા સઘળા અવશ્યના ફેરફાર અને સાંચા સાથનાં શરીર—થી આત્મા કાંઇ જૂદો નથી. એમ કહી પ્રીસ્ટલી પેહેલા વર્ગવાળા હાર્ટલીની માફક કહે છે કે મન (અથવા આત્મા) જે કામ કરે છે તે સઘળું શરીરમાં ચાલતા ફેરફારોનું પરિણામ છે. શરીરના ભાગોમાં ચાલતી ચોકસ ગતિઓ અને હીલચાલો જેને તે હાર્ટલીની માફક (medullary vibrations) કહે છે તેની લાગણીઓથી મન કામ કરે છે. શારીરિક અને મનની શકિતઓ (corporeal and mental faculties) એક સરખી રીતે વધે છે, પુખ્ત થાય છે અને નાશ પામે છે. જ્યાંસુધી ઇશ્વર કે જેણે તેઓને પેદા કરી છે તેની મરજી પાછી તેઓને હસ્તીમાં લાવવાની અને અસલ હાલતમાં લાવવાની થશે ત્યાંસુધી તેઓ એ નાશ પામેલી હાલતમાં ચાલુ રેહેશે. એ પ્રમાણે એ બીજા મતવાળાઓ આત્માની છૂટી હસ્તી ના પાડે છે અને તેથી અલબતે આત્માનું અમરપણું પણ તેઓ ના પાડે છે, તોપણ તેઓ ઇશ્વરની હસ્તી કબુલ રાખે છે અને કોઇ ભવિષ્યની જીંદગી માને છે. જોકે દરેક આત્માનું છૂટું અમરપણું તેઓ કબુલ રાખતા નથી તોપણ તેઓ માણસનું એક જાતનું અમરપણું કબુલ રાખેછે અને માનેછે કે માણસોને તેઓનાં કામ પ્રમાણે

ભવિષ્યમાં સજા અથવા બદલો મળશે અને સર્વ જણુ એક વખતે ખોદાની મરજી થશે ત્યારે પાછા સજીવન થશે. એટલે કે તેઓ (પારસીની ભાષામાં બોલિએ તો) રસ્તાખેજ થશે એમ માને છે.

ચાર્વાકમતવાળાઓમાં ત્રીજો વર્ગ તેઓનો આવે છે કે જેઓ જેમ ખોદાની હસ્તી તેમ ભવિષ્યની જીંદગી અને સારાં નરસાં કામોનો મરણુ બાદ સારો માઠો બદલો માનતા નથી. એ વર્ગનો ચાર્વાકમત તે ખરેખરો નાસ્તિક મત છે. એઓ દુનિયાની અંદર વસ્તુ અથવા ચીજ (matter) સિવાય બીજી કોઇ પણુ ચીજની હસ્તી માનતા નથી. અસલી એપીક્યુરીઅનો એ વર્ગમાં આવે છે[1]

સ્પીનોઝો નામનાં ફીલસુફનો મત એ વર્ગમાં મુખ્ય છે. તો કહે છે કે ચીજ હમેશ હૈયાત છે (Matter is eternal). આ દુનિયા સઘળી ચીજ અથવા વસ્તુની બનેલી છે તેથી જગત તેજ ખોદા છે.

---

૧ જેમ ઘણાંક મતવાળાઓનાં બાબમાં બને છે તેમ એ એપીક્યુરી-અનોએ પોતાના સ્થાપક એપીક્યુરસ જે ઈ. પુ. ત્રીજી સદીમાં થઇ ગયો તેના વિચારથી આગલ વધી જઇ પોતાના વર્ગને નીતિની બાબતમાં બહુ ખરાબ આકારમાં મેળ્યો હતો. એપીક્યુરસનો એક મત એ હતો કે આએ દુનિયામાં માણસ જાતની સરજતની મુખ્ય નેમ એ છે કે તેણે પોતા માટે બનતાં સુધી ઘણું સુખ પ્રાપ્ત કરવું. એ ઘણામાં ઘણું સુખ મેળવવા માટે તેના કહેવા પ્રમાણે માણસોએ પોતાના જોસ્સાને દાબવા જોઇએ અને ઇચ્છાને મધ્યમસર રાખવી જોઇએ. એની પછી આવનારા એના મતવાળાઓ એના વિચારને આડે માર્ગે લેઇ ગયા. તેઓ કહેવા લાગ્યા કે એપીક્યુરસના કહેવા પ્રમાણે આપણી જીંદગીની મુખ્ય નેમ આપણા માટે ઘણામાં ઘણું સુખ મેળવવું એ છે. તેઓ કહેવા લાગ્યા કે એ સુખ ઇંદ્રીઓને ત્રુપ્ત કરવાથી મળે છે તેથી જેવી રીતે બને તેવી રીતે ઇંદ્રીઓને ત્રુપ્ત કરવામાં કાંઇ અડચણુ નથી. એવા વિચારથી એ મતવા-ળાઓમાં આળસુ, મોજીલા અને વ્યભિચારિઓ સામેલ થયા. એ ઉપરથી આજે પણુ "એપીક્યુરીએનીઝમ" શબ્દ ખરાબ અર્થે વપડાય છે.

ઉપલા ત્રણ વર્ગના ચાર્વાકમતોની તપાસ ઉપરથી દીસે છે કે જરથોશ્તી ધર્મ અને બીજા પુરાના ધર્મોમાં એ મતની જગ્યા છેજ નહી. જરથોશ્તી ધર્મ ઇશ્વરની હસ્તી સાથે ભવિષ્યની જીંદગી માને છે કે જે જીંદગીમાં માણસને તેનાં સારાં માઠાં કામોનો ભલો ભુંડો બદલો મલે છે. જરથોશ્તી ધર્મ આત્માની છૂટી હસ્તી માને છે. તે માને છે કે શારીરિક ભાગથી આત્મા જૂદો છે અને શારીરિક ભાગના છૂટા પડી જવા પછી પણ તે છુટો રહી શકે છે. ઉપર તપાસેલા ચાર્વાકમતનાં ત્રણ ભાગોમાં પેહેલો એટલે હાર્ટલીનો મત એટલો તો મધ્યમસર છે કે કેટલાકો કહે છે કે તે ખરેખર ચાર્વાક મત ગણાય નહી. એ ઉપર ઘણો મતફેર રહી શકે અને એ મત તકરાર માટે ઘણો મુશકેલ સવાલ રજુ કરી શકે. પણ ડાકટર પ્રીસ્ટલીના બીજા વર્ગવાળા અને ત્રીજા વર્ગવાળા ચાર્વાક મત માટે જંરથોશ્તી ધર્મમાં અને બીજા ધર્મોમાં મુદ્દલ જગ્યા નથી.

એ ચાર્વાક મત વિરૂદ્ધ આપણે એક વિદ્વાનના શબ્દોમાં એટલુંજ કહીશું કે એ મત તત્વજ્ઞાનથી ઉલટો છે. તે કલ્પના અને અટકળ ઉપર આધાર રાખે છે. જોકે માણસનું મન પોતાની ખીલવણી અને મજબૂતી માટે વસ્તુ ઉપર આધાર રાખે છે એ ખરૂં છે તોપણ મનની ખાશિયત અને વસ્તુમાં જોવામાં આવતા ગૂણો એટલા જૂદા છે કે એ બેઉને એક તરીકે ગણાયજ નહી. જ્યાંસુધી વિશેષ દાખલાઓ ઉપરથી સામાન્ય રીતે સાબેત કરી શકાય નહીં કે જે રીતથી એક વસ્તુ અથવા ચીજ (matter) લાંબી (extend) થઇ શકે છે તેજ રીતથી મનનો વિચાર (thought) પણ લંબાઈ અથવા પ્રફુલ્લિત થઈ શકે છે અને તેઓ બેઉ એકજ મૂળને લાગુ પાડી શકાય છે ત્યાંસુધી એક શૂદ્ધ અને સહી ફીલસુફીના કાયદાઓ પેહેલા બનાવને (એટલે એક ચીજના લંબાવાને) એક મૂળને (એટલે ચીજને) લાગુ પાડે છે અને બીજા બનાવ (વિચાર) ને બીજા

મૂળને (એટલે મનને) લાગુ પાડેછે. જે કાંઇ ફકત અટકળનું પરિણામ હોય તેને લક્ષપૂર્વક અવલોકન (observations) સાથે ભેળી નાંખવાથી ફીલસુફીને નુકસાન થાય છે.

કેળવાયલાં મગજોમાં કેટલીક વાર ધર્મ નહીં તો કેળવણીજ કેટલોક આંકોશ જાળવી શકે છે. પણ વગર કેળવાયલાઓમાંથી ધર્મના અને નીતિનાં પાયા સમાન કાનૂનો દૂર કરો અને પછી જોઇ લો તેનું પરિણામ. આ દુનિયામાં સર્વ ચીજનો છેડો આવે છે—આએ દુનિઆનાં તમારાં કામોનો તમોને હિસાબ શુમાર આપવાનો છે નહી, ભવિષ્યની જીંદગી જેવું કાંઇ નથી, બધું જે છે તે અહિંજ થઇ ચૂકે છે,—એ વિચાર એક વખત જડ ઘાલી બેઠો કે પછી જબરજસ્તી અને તોફાન, બૂરા હવશો અને કાબુ વિનાનો લોભ લાલચ, ટુંકમાં સઘળી જાતની ગેરવ્યવસ્થા (anarchy)તેનાં પરિણામ તરીકે પૂઠે આવવાનાં. ટુંકમાં આત્માની અમર્ગીનું આકીન તોડો અને પછી જોઇ લો કે સુધારો અને મંડળીનાં કાનૂનો અને નીતિનાં ગાંઠો મોડે વેહેલે એક પછી એક છૂટી જશે અને જે પચાસ વર્ષપર અનીતિભર્યું ગણાતું હતું તે આજે લોકાચાર (fashion)ના જૂળમી દોર હેઠે અને ભપકાભર્યાં નામ હેઠે નીતિ વિરૂદ્ધ નહી ગણાશે. શું સંસારી સંગતમાં કે ધર્મ સંબંધી મંડળમાં શું નીતિનાં બંધનમાં કે રાજદરબારી મંડળમાં એનાં માઠાં પરિણાંમો નીપજતાં જશે.

સુધરેલાં અને કેળવાયલાં શેહેરોમાં હાલમાં ઉભા થતા શોશીએલીસ્ટ, કમ્યુનીસ્ટ અને નીહીલીસ્ટ નામના ટોળાઓ પેહેલી નજરે જોતાં, તેઓમાં કાંઇ પણ સારૂં સમાયલું હોય તે બાદ કરતાં, છેલ્લી હદ સુધી આગલ વધેલા ચાર્વાક મત સાથ કાંઇ સંબંધ ધરાવે છે. ફ્રેંકો જર્મન લડાઇ વખતે ગુલજાર પેરીસનું નખોદ જેટલું શેહેર બાહેરનાં પારકા જર્મન દુશ્મનોએ નહીં વાળ્યું હતું તેટલું એ શેહેર માંહેના કમ્યુનીસ્ટ વિચારવાળા કહેવાતા દોસ્તોએ વાળ્યું હતું. ઈ. દીવોકર નામનો એક વિદ્વાન કહે છે તેમ "હાલની મંડળીની

સઘળી બદીઓનું કારણ, યુરોપમાં થતી રાજ્ય સંબંધી ઉથલ પાથલોનું મૂળ, અને અમેરીકામાં ફેલાવો પામેલા મજૂરીના ફેસાદોનો સબબ માણસ જાતનો પેલો મોટો દુશમન— ચાર્વાકમત છે.

કોઇ જાતની ધાસ્તીનું રણશિંગડું વગાડવાની આપણી મતલબ નથી, કારણ કે આગલી તવારીખના થોડાક સફાઓ દેખાડે છે કે એવા મતો તે જમાનામાં પણ થોડો વખત ફેલાવો પામી પોતાના ખુદરતી મોહોતે મરણ પામ્યા હતા. તોપણ એ મતના ફેલાવાને ટુંકમાં અટકાવવાની આગત્ય છે.

આગલા જમાનાઓમાં પણ એ રોગિષ્ટ મતે થોડો ઘણો દેખાવ દીધેલો દીસે છે. સંસ્કૃત ઉપનિષદ તેનાં જમાનામાં ભવિષ્યની જીંદગીનાં આકીન વિષેના શકોની હસ્તી દેખાડે છે. કથોપાનિષદમાં વાગસ્રવસ જ્યારે પોતાના છોકરા નચીકેતસનો પોતાની બીજી સઘળી સંપત્તિ સાથે ભોગ આપે છે ત્યારે નચીકેતસ પિતાની મરજીને શરણ થઈ મોહોતના દેવતા યમ વઈવશ્વતનાં મકાનમાં જઈ પહોંચે છે. યમ ગેરહાજર હોવાથી નચીકેતસ વગર આવકારે તેનાં મકાનમાં ત્રણ દીવસ સુધી રહે છે. એના બદલામાં યમ દેવ પોતે આવી પહોંચતાં નચીકેતસને કહે છે કે તું મારી પાસેથી ચાહે તે ત્રણ ચીજ માગી લે. એ ત્રણ બક્ષેશોમાં નચીકેતસ ત્રીજી બક્ષેશ એ માગે છે. કે "માણસ મરણ પામે છે ત્યારે આ શક ઉત્પન્ન થાય છે કે કેટલાકો કહે છે કે એ હૈયાત છે; બીજાઓ કહે છે કે તે હૈયાત નથી. એ તારાથી શીખીને હું જાણવા માગુંછું. ત્રીજી બક્ષેશ હું તારાથી એ માગુંછું." મોહોતના દેવતાએ જવાબ દીધો કે "એ બાબતમાં દેવતાઓ વટીકને આગળ શક ઉત્પન્ન થયો હતો. એ સમજવું સેહેલું નથી. એ બાબત ઘણી બારીક છે. ઓ નચીકેતસ! બીજી કોઈ બક્ષેશ માગી લે. મારી પર દબાણ ના કર અને એ બક્ષેશ આપવી મને માફ કર." (૧ અધ્યય વલ્લી ૧ લી ફ. ૨૦,૨૧).

ઇરાનીઓમાં પણ દબેસ્તાન કેતાબ (નજર ૧૩) પ્રમાણે એક વખત અખશી નામનો એક ટોળો થઇ ગયો હતો જે એ વિષે શક દેખાડતો હતો. દબેસ્તાન કેતાબનો લખનાર એ ટોળાની હકીકત, જેમ તેણે કાશ્મીરમાં, શીવાલ નામનો એક સોદાગર જે એ ટોળામાંનો એક હતો, તેને મોહોડેથી સાંભળેલી હતી તેમ જણાવે છે. તે ઉપરથી દીસે છે, કે એક વખત ઈરાનમાં ઉભો થયલો એ ટોળો જે જરથોશ્તી ઇરાનીઓથી દૂર નહાસ્તો હતો તે પોતાના વિચારમાં ઘણો નાસ્તિક હદે ગયલો હતો.

કોરાન ઉપરથી માલમ પડે છે કે તેના જમાનામાં પણ ભવિષ્યની જીંદગી વિષે શક ધરાવનારા કોઈ કોઇ હતા. "તેઓ કહે છે કે દુનિયામાં આપણી આ જીંદગી સિવાય બીજું કાંઈ નથી અને આપણને પાછા ઉભા કરવામાં આવશે નહીં" (કોરાન બા. ૬ કલમ ૨૯, સેક્રેદ બુકસ ઓફ ધી ઇસ્ત. વા. ૬.). એ પ્રમાણે એ વિષે આગલા જમાનાઓમાં પણ કોઇ વાર કોઇ માણસોમાં ત્યાં શક ઉભા થતા હતા. પણ હાલમાં એ બાબેના શકો ઘણા વધતા જતા દીસેછે.

હવે જોકે કોઇ કોઈ જમાનામાં એ આકીન ઉપર શક નાખનારા કોઇક પૂરૂષો નીકળી આવ્યા છે તોપણ આત્માના અમરપણાનું આકીન ઘણું પુરાનું છે અને તે જોકે જૂદે જૂદે રૂપે તોપણ દુનિયાના સર્વ ધર્મો સાથે જોડાયલું છે. એનો સબબ એ છે કે દરેક માણસને એ આકીન સાથે લાગતું વળગતું છે. એ આકીન વિષે વિદ્વાન એદીસન કહે છે તે ખરૂં છે કે એ "આકીન નીતિનો મૂલ પાયો છે અને સઘળી આનંદ પમાડનારી આશાઓ અને છૂપી ખુશીઓ કે જે એક વિચારવંત માણસના દીલમાં ઉત્પન્ન થાય છે તેનું મૂળછે." એ સવાલનાં ઉપ્યોગીપણા વિષે ડા. ડીક કહે છે કે "માણસ જાતનાં વિચારની હદમાં આવતાં કોઇ પણ સવાલ કરતાં આ (આત્માના અમરપણાંનો) સવાલ દરેક માણસ માટે વધારે અગત્યનો અને ઉપ્યોગી છે. ઇશ્વરની હસ્તી પછી માણસના અમરપણાંનું આકીન ધર્મના મૂળ પાયા તરીકે છે

અને વળી આ થોડા દીવસની દુનિયામાં આપણને ખુશી રાખી શકે એવી ઉલટ આપતી આશાઓના મૂળ પાયા તરીકે છે. ભવિષ્યની હસ્તીનું આકીન અને અમરપણાની આશા મગજમાંથી દૂર કરો કે ધર્મ એક ઓળા જેવો થઇ પડશે, જીંદગી એક સ્વપ્ના જેવી થઇ પડશે અને મોહોતનું આવી પહોંચવું, અંધકાર અને નાઉમેદીનો એક દેખાવ થઈ પડશે. 'માણસ અમર છે કે નહીં' એ એક સવાલ ઉપર, વિદ્યા, નીતિ અને ધર્મશાસ્ત્રમાં જે કાંઇ કીમતી છે તેનો આધાર છે; એ સવાલ ઉપર માણસને એક મંડળીમાં ભાગ લેનાર શખ્સ તરીકે અને એક જ્ઞાની અને જવાબદાર પૂરૂષ તરીકે જે કાંઈ મનોરંજક અને લાભકારી હોય છે તેનો આધાર છે. જો માણસ હમેશની જીંદગી માટે સરજેલું હોય તો તેની આ દુનિયાની મમતાઓ, કામો અને ઉદ્યોગોને ઘણી અગત્યતા લાગુ પડવી જોઇએ અને એ ઘણી જરૂરની બાબદ થઈ પડવી જોઇએ કે તેની એ મમતાઓ, કામો, અને ઉદ્યોગોને એવો માર્ગ આપવો જોઇએ કે તેઓ આખરે સલામત રીતે તેને ભવિષ્યની જીંદગીનાં સુખો તરફ લેઈ જાય. પણ અગરજો આપણી આખી જીંદગી થોડાંક ક્ષણભંગુર વરસોની સાંકડી હદમાંજ ખલાસ થઇ જતી હોય તો માણસ આ સૃષ્ટિમાં એક ઉખાણું, એક નહીં સમજી શકાય એવો બનાવ થઈ પડે. માણસની જીંદગી એક મોટો ભેદ થઇ પડે. આ દુનિયા એક ગુચવણ—ઘભરાતનો દેખાવ થઇ પડે, નકી એક ખાલી ઓળો થઇ પડે, સર્વને પેદા કરનાર ખોદા એક ફાંટાવાળો અસ્તિત્વ (Being) થઈ પડે અને તેની યુકિતઓ અને રચનાઓ બાહેર નહીં નિકળી શકાય એવો ગુચવણ ભર્યો માર્ગ થઇ પડે."

અસલી યુનાની કવીઓ અને ત્યાર પછી બીજાઓ એક કામલ્યા જેવા જીવજંતુની ત્રણ હાલતને માણસની ત્રણ હાલત સાથ સરખાવતા આવ્યા છે. એ જીવજંતુ પેહેલાં કીડાના આકારમાં હોય છે પછી તે એક ચોકસ બીજું રૂપ લે છે જેને 'લાર્વા' કહેછે

જે હાલતમાં તે તદન મુવેલાં માફક સ્થિર પડી રહે છે. પછી સેવટે લાર્વામાંથી તે પતંગિયું થઇ ઉડી જાય છે. માણુસ જાતની આ દુનિયાની હાલતને તે જીવજંતુની કીડાના જેવી હાલત સાથ સરખાવવામાં આવે છે. પછી માણુસ મરણુ પામી મૂડદાંમાફક પડે છે તે હાલતને પેલા જીવજંતુની લાર્વાની હાલત સાથ સરખાવવામાં આવે છે. મરણુ બાદની માણુસની હાલત એટલે તેના આત્માની ભવિષ્યની હાલતને પેલા જીવજંતુની પતંગિયાંની હાલત સાથ સરખાવવામાં આવે છે. પેલો કીડો થોડો વખત કીડા રૂપે ફરતો હતો પછી મરી જઈ ખોખાં તરીકે પડી રહી થોડા વખતમાં સુંદર પતંગિયાં તરીકે ઉડી જઇ ઝડપથી જ્યાં ગમે ત્યાં ફરે છે. પેહેલાં ધીમે ધીમે પેટે ચાલતો હતો તે હવે સુંદર રૂપ ધારણુ કરી ઉતાવળથી જ્યાં ગમે ત્યાં ઉડે છે. એજ પ્રમાણે માણુસની મિસલ આપવામાં આવે છે કે આએ દુનિયાની પોતાની સાંકડી હદની નાની જીંદગી ખલાસ કરવા બાદ મોહોતની બીજી હાલતને શરણુ થઈ આખરે તેનો આત્મા આ દુનિયા પતંગિયાં માફક છોડી દઇ મીનોઈ જેહાંનમાં જ્યાં ગમે ત્યાં ફરે છે. એ મિસલ ઉપરથી આજે પણુ માણુસની જીંદગીને જૂદીજ ઢપે પતંગિયાં સાથ સરખાવવામાં આવે છે. પેલા જાણીતા ગુજરાતી કવીની આ લીટી ઘણાઓને યાદ છે કે "આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી." સર હમફ્રી દેવી જેણે કુદરતી વિદ્યાઓનાં ખેતરોમાં ઘણુંક કર્યું છે, અને જેનું નામ 'દેવીઝ સેફતી લેમ્પ' ઉપરથી ઘણાઓને જાણીતું છે તે વિદ્વાનના શબ્દોમાં કહીએ તો "એક પેટે ચાલતો હલકો કીડો એક ખુબસુરત અને ચપલ પતંગિયાંનું રૂપ લે એ જેટલું સંભવિક છે તેના કરતાં આ વધારે સંભવિક છે કે માણુસ જેવું એક પ્રાણી, જેની આ દુનિયાની કોશેશો, એક અમર નામ મેળવવા માટેની છે અને જેનું સ્વચ્છમાં સ્વચ્છ સુખ, જ્ઞાનસંબંધી શક્તિ અને હદવાળું જ્ઞાન મેળવવામાં છે, તે એક એવી જીંદગી અખત્યાર કરે કે જેમાં અ-

મરપણું ફક્ત નામનું ન હોય અને અનિયમિત જ્ઞાન અને અં-નિયમિત શક્તિના ખુદ મૂળ (ખોદા) આગલ પહોંચે." એ વિ-દ્વાનના કહેવા પ્રમાણે જેમ પેલો કીડો પોતાની હવે પછીની પતંગિયાં તરીકેની સુંદર હાલત વિષે જાણીતો હોતો નથી તેમ આપણ માણસ જાત, આપણાં વિદ્યા અને એલમનાં ગમે તેટલાં જ્ઞાન છતાં, આપણી ભવિષ્યની હાલત કેવી છે તે વિષે પુરતું જા-ણતાં નથી, જોકે તે હાલતની હસ્તી વિષે તો આપણે ભાન ધરાવ્યે છીએ. "આપણે એવા ખ્યાલમાં છઇએ કે આપણે વસ્તુ અને તેના મૂળતત્વો ( Matter and its elements )થી જાણીતા છઇએ તોપણ આપણે વીજળીનું મૂળ કારણ શું છે તે ધારી શ-કતા નથી અથવા ખરતા તારાઓમાંથી પડતા પથ્થરોની બનાવટના કાયદા સમજાવી શકતા નથી. આપણી નજદીકમાં આપણી પડો-શમાં કેટલાંક અસ્તિત્વો (beings), કેટલાંક વિચાર કરનારાં અ-સ્તિત્વો હશે કે જે આપણે જોઇ શકતા નથી આપણે કલ્પનાથી વિચારી શકતા નથી. (એ વિષે) આપણે ઘણું થોડું જાણીએ છીએ. પણ મારા વિચાર પ્રમાણે અમરપણાની આશા રાખવા માટે માણસ જાતના ભલા વર્ગના દરેકના અમરપણાની આશા રાખવા માટે આપણે પુરતું જાણીએ છીએ."

ડાકટર થોમસ ડીક 'ભવિષ્યની જીંદગીની ફીલસુફી,' એવે ના-મની પોતાની ચોપડીમાં નજદીક અરધી સદી આગમચ પોતાના જ-માના માટે જે કહે છે તે હાલના આપણા જમાના માટે વધારે પુરતી રીતે ખરૂં છે કે "માનવાને ઘણું કારણ છે કે ધર્મ તરફની બેદરકારી જે હાલમાં ઘણી સાધારણ રીતે અને તે મુખ્ય કરીને ઉતરતા વર્ગોથી થોડાક ઉપરના ચહડતા વર્ગોમાં ફેલાયલી છે તેનું અને જે નાપાક વ્યસનો અને વ્યભિચારી રીતીઓ તે-નાથી ઉત્પન્ન થાય છે તેઓનું મુખ્ય કારણ ભવિષ્યની જીંદગીની સચ્ચાઈનાં એકીનની ગેરહાજરી અથવા તો એ અગત્યની બાબતના સંબંધમાં મગજમાં ઉઠતા કેટલાક શકો છે."

એવા શકો દૂર કરવા માટે ભવિષ્યની જીંદગીની અથવા આત્માના અમરપણાની સાબિતીઓ ઉપર વિચાર કરવો એ ઘણું અગત્યનું છે. અજબ જેવું છે કે એક માણસ પોતાની જીંદગીનો થોડોક ભાગ શાંતપણે અને સુખથી ગુજારવાને ઘણી કાળજી રાખે છે પણ જીંદગી પછીનો અનિયમિત કાળ તેવી રીતે ગુજારવાને માટે બેદરકાર રહે છે. પોતાનો બુઢાપો સુખી નીવડે એવા હેતુથી પોતાની જુવાનીમાં ઘણી મેહેનત કરે છે કે તેથી તે બુઢાપા માટે કાંઇ સાધન એકઠું કરે. તે ઘણી રંજ ખેંચે છે, ઘણી મુશ્કેલી ખમે છે, ઘણી મોરાદો નિષ્ફળ થવાથી હાડમાર થાય છે, અને ઘણીક રાતો બેચેન ગુજારે છે એવા હેતુથી કે એવી હાડમારી ખેંચી કાંઈ એકઠું કરે કે બુઢાપો શાંત અને સુખી નીવડે. માણસની આ દુનિયાની જીંદગી તેની આખી નિરંતર જીંદગીની દોરીનો ફક્ત એક ભાગ છે, તેની સલંગ જીંદગીની સાંકળનું ફક્ત એક કડું છે એમ તે માણસ વારેઘડીએ ભૂલી જાય છે અને તેથી ફક્ત આ ફાંની આ ત્રણ પાંચ દહાડાની જીંદગીનાં કોઇ અમુક વખતનાં સુખ માટે તે ઘણી કાળજી અને ફીકર રાખે છે પણ મરણ બાદની લાંબી અનિયમિત જીંદગીના સુખ માટે તેના એક નાના ભાગ જેટલી કાળજી રાખતો નથી. થોડીક પળોનાં સુખને માટે સાધનો એકઠાં કરવા માટે તે દીવસોના દીવસો અને મહીનાઓના મહીનાઓ સુધી રંજ ખેંચે છે, વિચાર કરે છે અને કાળજી રાખે છે પણ મરણ બાદના હમેશાને હમેશના વખત માટે તે થોડાક કલાક પણ વિચાર કરતો નથી યા કાળજી રાખતો નથી. પોતાની આ દુનિયાની જીંદગીના છેડા સુધી ફાયદો કરે અને કામ લાગે એવું કોઈ નફાભર્યું કામ હાથ કરવાને તે ઘણી માથાજીકણ કરે છે, પણ એ પળ વારની જીંદગી બાદની આખી હમેશાની જીંદગીમાં ફાયદો કરે અને કામ લાગે એવું કાંઈ કામ કરવાને અથવા તેનો વિચાર કરવાને તે સરખાંમણીમાં મુદલ કાંઇ કરતો નથી. એમ પાછલું કામ કરવાને તેને ઉશકેરવાને

માટે, તેને કાળજીવાળુ કરવા માટે, અગત્યનું છે કે તેણે પોતાની ખાતરી કરવી, પોતાની પૂર્ણ ખાતરી કરવી, પોતે સાચાં આકીનથી માનવું કે એવી કોઇ ભવિષ્યની જીંદગી છે કે જેમાં તે આ પળ વારની દુનિઆમાં, આ ત્રણ પાંચ દાહડાની જીંદગીમાં કરેલાં સારાં માઠાં કામોનો બદલો મેળવશે.

નીચલી બાબતો એ માટેની તેની ખાતરી કરવા માટેની દલીલો છે, અથવા પ્રોફેસર એદવીન આરનલ્ડ કહે છે તેમ કહીએ તો વિચારો અથવા સૂચનાઓ છે. અલબતે એવી બાબતમાં "બે દુ ચાર" એવા ગણિતના નિયમ પ્રમાણેની ચોકસાઇ સાથ સાબિતીઓ રજુ કરવાને કોઇ દાવો કરી શકે નહીં તોપણ ઘણીક બાબતો છે કે જે એ આકીનના ટેકામાં થોડી કે ઘણી મજબૂત દલીલો તરીકે મજબૂતીથી રજુ કરી શકાય. વલી વધુ એ યાદ રાખવું જોઇએ કે ભવિષ્યની જીંદગી નહીં માનનારાઓ પોતે અનંત જમાનાથી મનાતા આવતાં એ આકીનની વિરૂદ્ધ "બે દુ ચાર" એવી ગણિતના નીયમ પ્રમાણેની ચોકસાઇ સાથની કોઈ દલીલ રજુ કરી શકતા નથી. જયાંસુધી તેઓ એવી કોઈ દલીલ રજુ કરતા નથી ત્યાંસુધી માણસ જાતને જમાનાના જમાનાઓથી મનાતાં આવતાં એ એકીનને માનવાનો એક જાતનો હક છે. એ વિચારો ઉપરથી મલતી થોડી ઘણી પણ ખાતરી માણસના મનમાંથી મોહોતનો ડર અને ધાસ્તી ઓછી કરે છે અને ઉપલોજ વિદ્વાન અસરકારક રીતે કહે છે તેમ દખાડે છે કે મોહોત જ્યારે એવી ખાતરી રાખી તૈયાર થયલા માણસ સનમુખ આવી પહોંચે છે ત્યારે "એક માતાની માફક આવી પહોંચે છે કે જે માતા પોતાના બચ્ચાંઓને શાંત કરી સુવાડી દે છે કે તેઓ પાછાં બીજી ખુશનુમા સહવારે તાજાં હુશિયાર થઇને ઉઠે; તે મોહોત માણસની સેવા માટે ઇશ્વરે નિમેલા ઘણાક આડત્યાઓમાંથી એક ઘણા માયાળુ ફરેસ્તાની માફક આવી પહોંચે છે કે જે તેને માટે ખુદ જન્મ કરતાં વધારે ફાયદાઓ લેતું આવે છે; તે મોહોત એક માર્ગ કે જે નાજુક ગોઠવણોની કરામતોથી

ભરપુર હોય છે અને જે તેના પોતાના ફાયદા માટે જે પ્રમાણે ખુદ જન્મની ક્રિયા રચેલી હોય છે તેજ પ્રમાણે નાજુકીથી રચેલો હોય છે તે માર્ગે તેને વધુ ચહડતી હાલતની જીંદગીની ઉંચાઇઓ ઉપર લઈ જાય છે કે જે ઉંચાઇઓ તેઓની ગોઠવણ અને રચનામાં તેટલીજ સાદી હોય છે કે જેટલાં તેની માતાની દુધમલ છાતીમાંથી મલતાં પેહેલાં દુધનાં ટીપાંઓ.”

---

# બાબ બીજો.

---

## દલીલ પેહલી.

### ભવિષ્યની જીંદગીની હસ્તીનું આકીન સઘળા મોટા ધર્મોનું ફરમાન છે.

ભવિષ્યની જીંદગીના ટેકામાં સર્વથી અગતની પેહેલી દલીલ એ છે કે હાલમાં ફેલાયલા સઘળા જાણીતા ધર્મો એ આકીન કબુલ રાખે છે. એ સઘળા ધર્મોનો પાયો એ આકીન ઉપર રચેલો છે. એ ધર્મોના પાયા નાખનારા અને તે વિષે કાયદા બાંધનારા મહાન પૂરૂષોએ એ આકીન ઉપર પોતાનાં ધર્મોનો પાયો ટેકવેલો છે. એ ધર્મ સ્થાપકો સાધારણ માણસ જાતથી ચહડતે દરજ્જેના અને અદભૂત શક્તિના પૂરૂષો હતા. તેઓએ પોતાની જૂવાનીનો કીમતી વખત કુલ ખલકને પેદા કરનાર ઇશ્વરની સ્તુતિ અને બંદગીમાં અને તેની બેહોળી કુદરતના શાંત અને સંપૂર્ણ અભ્યાસમાં ગુજાર્યો હતો. ઘણાકોએ પાહાડી એકાંતવાસમાં ઇશ્વર અને ઇશ્વરની કરામતના વિચારમાં રાત દહાડો ચકચૂર રહી લાંબા અને સબુરીભર્યા અભ્યાસ પછી પોતાના ધર્મો જાહેર કર્યા છે. પેગમબર જરથોસ્તે આલબુર્ઝ પર્વતના ઉશીદરેન પાહાડ ઉપર

લાંબો એકાંતવાસ ગુજારી પોતાના અભ્યાસના પરિણામ તરીકે જરથોશ્તી દીન જાહેર કરી હતી. (વં. ૨૨ ફ. ૧૯ ઈજ. હા. ૧ ફ. ૧૪). રૂષિઓએ હિમાલય અને વિંધ્યાચળ પર્વતો ઉપર એકાંતવાસમાં કરેલા અભ્યાસના પરિણામ તરીકે આપણને બ્રાહ્મિક ધર્મ મળ્યો છે. મોઝીસે સીનાઈ પર્વતના એકાંતવાસમાં કેટલોક વખત અભ્યાસ કરવા બાદ પોતાના ધર્મને જાહેર રૂપ આપ્યું. (એક ઝોદસ બા. ૧૬). ગૌતમે વિંધ્યાચળ પર્વતની ઉત્તરે ગંગાની ખીણમાં આવેલા રાજગ્રીહ (હાલનું રાજગીર)ના એકાંતવાસમાં ભણેલા અને પહેરેજગાર સાધુઓની સંગતમાં કરેલા પોતાનાં અભ્યાસના પરિણામ તરીકે બુદ્ધિસ્થ ધર્મ ફેલાવ્યો.[1] પેગમબર મહમદે મકાની પડોશમાં આવેલા હારા નામના પર્વતમાં એકાંતવાસ ગુજારી ત્યાં કરેલા અભ્યાસ પછી ઈસલામી ધર્મ જાહેર કીધો.

હવે જો ભવિષ્યની જીંદગી વિષેનું આકીન ભૂલ ભર્યું હોય તો જૂદા જૂદા દેશમાં અને જૂદા જૂદા જમાનામાં જન્મ પામેલા એ સઘળા પેગમબરો, જેઓ સાધારણ માણસ કરતાં જૂદીજ ચહડતી તરેહના અને અદભૂત શકિતના વિદ્વાનો હતા, અને જેઓએ પાહાડી એકાંતવાસમાં કરેલા પોતાના ખોદાઈ અભ્યાસના પરિણામ તરીકે ભવિષ્યની જીંદગીની હસ્તીનાં આકીન ઉપર ટેકવેલી પોતાની દીનો જાહેર કરી છે તેઓ સઘળા એ વિષે કેમ ભૂલ કરે? એક જરથોશ્ત કે એક રૂષિ, એક મોઝીસ કે ગૌતમ, એક ક્રાઇસ્ટ કે મહમદ જેવા સઘળા ધર્મસ્થાપકો એ વિષે એક સરખી ભૂલ કેમ કરે?

એ પ્રમાણે ત્યારે ભવિષ્યની જીંદગીની હસ્તીનું આકીન સઘળી દીનોએ ફરમાવેલું છે તે એ આકીનની સચ્ચાઇની તરફેનમાં મજબૂત દલીલ છે. હવે આપણે ઉપલા ધર્મ સ્થાપકોના પુસ્તકોમાંથી થોડાક દાખલાઓ તપાશિયે કે જેમાં તેઓએ ભવિષ્યની જીંદગીની હસ્તીનું એ આકીન જાહેર કર્યું છે, અને આ

---

૧ રેઝ ડેવીડસ બુધીઝમ પાં.૩૩

દુનિયાનાં આપણાં સારાં માઠાં કામોના બદલા વિષે પોતાના વિચારો જાહેર કર્યા છે. એ ધર્મસ્થાપકોના જમાનાના અનુક્રમ પ્રમાણે આપણે એ બાબત તપાસીશું.

## જરથોશ્તી ધર્મમાં ભવિષ્યની હસ્તી વિષે આકીન.

"આ પૃથ્વીની આપણી જીંદગી એક લાંબી સાંકળમાંની ફકત એક કડી છે, આ પૃથ્વી ઉપર આપણે જે જીંદગી ગુજારીએ છીએ તે ફકત ત્રણ પાંચ દહાડાની પલવારની છે, અને તે પછી આપણે બીજી જેહાંનમાં હમેશાની જીંદગી ગુજારવી છે," ટૂંકામાં કહીએ તો આપણો આત્મા અમર છે, એવું આકીન આ પૃથ્વી ઉપર વસતી ઘણીક પ્રજાઓમાં ફેલાયલું હતું અને ફેલાયલું છે. પણ તે આકીનનું વળું જેવું જરથોસ્તી ધર્મ સાથે જોડાઇ ગયું છે તેવું કોઇ ધર્મ સાથે જોડાઇ ગયું નથી. એક વિદ્વાન જે કહે છે કે "ઈશ્વરની હૈયાતી માનનારાં આકીન પછી આત્માની અમરગીનું આકીન ધર્મના મૂળ પાયા તરીકે છે" તે જેમ સઘળા ધર્મો માટે ખરૂં છે, તેમ જરથોસ્તી ધર્મ માટે અને તે વળી પૂરતાં જોશ સાથે ખરૂં છે. એ ધર્મની રચનાનો મૂળ પાયો એ આકીન ઉપર રચાયલો છે. એ પાયો દૂર કરો અને જુવો કે એ ધર્મની ઇમારત તૂટી પડશે. ડાકટર હાઉના શબ્દોમાં કહીએ તો "ભવિષ્યની જીંદગી વિષેનું આકીન જંદ અવસ્તાના મૂખ્ય કાનુનો- માનું એક છે" (રસાલા પા. ૧૧૧). ડાકટર ગાઇગર એ વિષે કહે છે કે "મરણ પછીની હસ્તીનું આકીન આપીણ પૃથ્વી ઉપરની ઘણીક જૂદી પ્રજાઓમાં માલમ પડે છે, પછી તે કોઈમાં વધારે તો કોઈમાં ઓછી ચોકસ અને ખુલ્લી રીતે....પણ હું ધારૂં છું કે અવસ્તાનાં લોકો કરતાં બીજા કોઇ પણ લોકોમાં તે આકીન વધારે પ્રસિદ્ધ રીતે જણાતું નથી અને તેને વિષેનો દીચાર વધારે ચોકસ રીતે જણાવેલો અને વિગતવારે પ્રફુલ્લિત કરેલો નથી. એઓમાં આત્માની અમરગીનું અને ભવિષ્યની દુનિયામાં ઇનસાફનાં વટતા બદલાનું આકીન ધર્મનું એક મૂખ્ય ફરમાન થઈ પડયું છે. એ વગર જરથોસ્તી ધર્મ નહિં સમજી શકાય એવો થઈ પડે."[૧]

---

૧ જુઓ મારી અનાહીત અને ફરોહર પા. ૭૯

આત્માના અમરપણાના અને મરણ બાદ સારાં નરસાં કામોના બદલાના દાખલા ગાથામાં આપણને મળે છે. એક જગ્યાએ જરથોસ્ત કહે છે કે:

"જે કોઇ હું જરથોસ્તને માટે જાહેર રીતે પવિત્રાઇથી (અને) સૌથી સારી ઇચ્છાથી કામ કરશે, તેને (અહુરમજદ) પેલી દુનિયાના બદલાને લાયક કરશે." (હા. ૪૬ ફ. ૧૯.)

ઓ અહુરમજદ! જ્યારે દુનિયાની શરૂઆતમાં મેં તને કામ અને વચન પ્રમાણે છેવટને વખતે (એટલે મરણ બાદ) તારા ડહાપણના હુન્નર પ્રમાણે બૂરાને બુરાઇનો અને ભલાને ભલાઇનો બદલો આપનાર જોયો ત્યારે મેં તને વૃદ્ધિ કરનાર વિચાર્યો. (હા. ૪૩ ફ. ૫.)

નીચલા ફકરાઓમાં જરથોસ્ત ભલા માણસોની સંગતમાં પોતે ચીનવદ પૂલ પસાર કરવા કહે છે એટલે કે તેઓને તેઓના ભલા કામના બદલામાં ચીનવદ પૂલ પસાર કરી જવાની આશા આપે છે, કે જે પૂલ પસાર કરી પારસી પુસ્તકો પ્રમાણે એક ભલો માણસ બેહેસ્તમાં જાય છે. વળી તે જણાવે છે કે બૂરાઓ ચીનવદ પૂલ પસાર કરતાં દોજખમાં જાય છે.

"ઓ અહુરમજદ! જે કોઇ મરદ અથવા ઓરત દુનિયાની સૌથી સરસ ચીજ (એટલે પવિત્રાઇ) જેનો તું જાણનાર છે, તે મને આપે અને જે ભલા મનથી અશો માણસને સુખ અને બાદશાહી આપે અને જેઓને તમારી નીઆએશ કરવા માટે હું પૂઠે ચલાવું (એટલે ઉશકેરૂં) તે સઘળાંની સાથે હું ચીનવદ પૂલ પસાર કરીશ."

"બૂરાં કામોથી દુનિયાનાં માણસોને નુકસાન કરવાને કરપ અને કીક લોકો હકૂમત માટે સાથે જોડાય છે કે જેની તરફ તેઓનું પોતાનું રવાન અને કેરદાર પોકાર કરે છે. જ્યારે તેઓ જે તરફ ચીનવદ પૂલ છે તે તરફ જાય છે, ત્યારે હમેશાં સુધી દરૂજના મકાન તરફ તેમની હસ્તી (અથવા રેહેઠાણ) છે." (હા ૪૬ ફ. ૧૦–૧૧)

અહિં જાણવું દુરસ્ત દીસે છે કે ઉપલા ફકરાઓમાં જે ચીનવદ પૂલ વિશે કહે છે કે મરણ પામેલાં એ પૂલ પસાર કરી બેહેસ્તમાં જાય છે. તે પૂલને મળતા બીજા ધર્મોમાં પણ વિચારો છે. મુસલમાનોમાં એવો એક પૂલ છે જેને તેઓ 'સીરાત' ના નામથી ઓળખે છે. ચીનાઓના વિચાર પ્રમાણે એવો એક પૂલ છે તેને 'ઉવોગહો' કહે છે. સ્કેન્ડીનેવીઅન દંતકથા જેને એદા (Edda) ના નામથી ગીતોમાં એકઠી કરવામાં આવી છે તે દંતકથા પ્રમાણે તેમનામાં જીઓએલ (Gioell) નામનો એક પૂલ છે તે ઉપરથી ગુજરેલાં પસાર થાય છે. એ દંતકથા પ્રમાણે એમના દેવતાઓની એસગર્દ (Asgard) નામની જે જગ્યા છે, તે જગ્યા ઉપર જવા માટે પણ એક પૂલ છે જેને બીફ્રૈઓસ્ત (Bifröst) કહે છે. ઋગવેદ પ્રમાણે પણ મરણ પામેલાને બીજી દુનિયામાં જવા પેહેલાં એક મહાસાગર પસાર કરવો પડેછે, જે કોઇ વાર મછવાથી યા કોઇ વાર એક પૂલથી પસાર થાય છે.

ગાથાના અને અવસ્તાના ઘણાક ભાગોમાં બે દુનિયાને વાસ્તે બોલવામાં આવેછે. જેમકે "વએઇબ્ય· અહુબ્ય....અહેચ અંઘૂહેઉશ્ યો અસ્તૂ વનો યસ્ચ અસ્તિ મનહ્યો" એટલે "બેઉ દુનિયા, આ દુનિયા જે હાડમંદ અને બીજી જે મીનોઇ છે તે." (સરોશય. ક. ૧૦); "અહ્વાઇચ અહુયે મનહ્યાઇચા." એટલે "આ અને મીનોઇ દુનિયા" (હા. ૪૦ ફ. ૨). "પરોઅસ્નાઇ અંઘ્હે પસ્ચ અસ્તસ્ચ બઓધંઙ્હસ્ચ વીઉરવીસ્તીચ." એટલે "શરીર અને બુદ્ધિના છૂટા પડવા પછી (એટલે મરણ પછી) બીજી દુનિયાને માટે (હા. ૫૫ ફ. ૨); "અહવાઓ અસ્તવતસ્ચા હયતચા મનઙ્હો." એટલે "બંને દુનિયા હાડમંદ અને મીનો;" "અહયા અંઙહેઉશ અસ્તવતો મનઙહસ્ચા" એટલે "આ હાડમંદ દુનિયા અને મીનોઇ" (હા. ૪૩ ફ. ૩); "મીઝદેમ પરાહુમ" બીજી દુનિયાનો બદલો (હા. ૪૬ ફ. ૧૯).

અવસ્તાના ઉપલા દાખલા સામાન્ય રીતે ચાર્વાકમતની વિરૂધ્ધ છે. માણસનો આત્મા પોતે પોતાનાં કામો પ્રમાણે સુખ દુઃખ ભોગવેછે તેના દાખલા વંદીદાદ (૧૯ ફ. ૨૭થી ૩૨) હાદોખ્ત નુસ્ક (૨ જી અને ૩ જી પરગરદ) વીશતાસ્પ યષ્ટ (બા. ૮) અને પેહેલવી મીનોખેરદ (બા. ૨) દાદેસતાને દીની અને વીરાફ નામે (બા૦ ૪) ઉપરથી ખુલ્લા મળેછે. ત્યાં લખવા પ્રમાણે દરેક માણસનો આત્મા મરણ બાદ તેના શરીરથી છૂટો પડી ત્રણ દિવસ સુધી આ દુનિયાની હદમાં રહી ચોથે દિવસે બામદાદે ચીનવદ પૂલ આગળ પોતાનાં કામોનો જવાબ આપવાને આવેછે; અને તેમ કરતાં પોતાનાં ભલાં કામોનાં ચિત્ર અને યાદથી ખુશી થાયછે, અને બૂરાં કામોનાં ચિત્ર અને યાદથી દલગીર થાયછે. વંદીદાદ (બા. ૧૯)માં એ વિષે આપણને નીચલું વર્ણન મળેછે.

"ઓ હાડમંદ દુનિયાના પેદા કરનાર અશો! માણસ પોતાના રવાન (ના ભલાં)ને માટે આ દુનિયામાં જે કાંઇ બીજાને બક્ષિશ કરે તે(નો) બદલો કયાં થાય છે? તે બદલો કયાં પાર પડે છે? તે બદલો કયાં પાછો મલે છે? તે બદલો કયાં પહોંચે છે?

"ત્યારે અહુરમજ્દે જવાબ દીધો કે માણસના મરણ બાદ માણસના ગુજરવા પછી બુરૂં જાણનારા દરવંદ દેવો (તેના તનનો) નાશ કરે છે. પછી જ્યારે ત્રીજી રાતની બામદાદ બુલંદ પ્રકાશે છે અને રોશન થાયછે અને પૂરતા ચળકાતવાળા પહાડ ઉપર બુલંદ હથિઆરવાળો મિથ્ર આવી પહોંચે છે અને સૂર્ય પ્રકાશે છે ત્યારે ઓ સ્પીતમ જરથુસ્ત્ર! વીજરેશ નામનો દેવ, દેવની પરસ્તેશ કરનારાં દરવંદ માણસના પાપી રવાનને બાંધી લઈ જાય છે. જમાના આગમજ પેદા કરેલા રસ્તાઓમાંનો રસ્તો જે જેમ અશોને માટે તેમ દરવંદને માટે મજદનો પેદા કરેલો ચીનવદ પૂલ છે તેની નજદીક તે રવાન આવી પહોંચે છે. (ત્યાં મીનોયજદો) આ હાડમંદ દુનિયામાં કરેલાં કામો માટે તે (માણસના) બઓધ અને રવાનને તપાસે છે.

"પેલી ખુબસુરત પેદા કરેલી, જોરાવર, સારા ચેહેરાવાળી, પવિત્ર, પૂરતા બહારવાળી, તાજવાળી, યુકિતવાળી, (કેરદાર) આવે છે. તે દરવંદોનાં પાપી રવાનને અંધારામાં નીચે ફેંકે છે તે અશો-ના રવાનને અલબુર્જ પહાડ પસાર કરાવે છે, અને ચીનવદ પૂલ જે મીનોયજદોનો પૂલ છે તે પાર કરવામાં ટેકો દે છે.

ત્યાં બહમન સોનેરી તખ્ત ઉપરથી ઉભો થાય છે, (અને તે) બહમન કહે છે કે ફાની દુનિયામાંથી અહિં અમર દુનિયા તરફ ઓ અશો ! તું કેવી રીતે આવ્યો ?

અશોનું રવાન ખુશાલ થયલું અહુરમજદની તરફ અમશા-સ્પદોની તરફ, સોનેરી બનાવેલા તખ્ત તરફ, અહુરમજદનાં અ-મશાસ્પંદો અને બીજા અશો (મીનોયજદો)ના મકાન ગરોથમા-નની તરફ જાય છે.

હાદોખ્ત નુસ્ક (બા. ૨ અને ૩)માં એ બાબત વિગત-વાર જણાવી છે. એ કેતાબ પેહેલવી વીરાફનામું, મીનોખેરદ અને વીસ્તાસ્પ નુસ્કમાં એ બાબત ઘણીખરી એક સરખી છે.[૧]

એ કેતાબો પ્રમાણે એક માણુસના મરણ બાદ તેનો આત્મા ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી આ ફાની દુનિયાની હદમાં રહે છે. જ્યાં તે મરનારની છેલ્લી આરામગાહ હોય છે, ત્યાં તે આત્મા એટલો વખત ભટકે છે. જો તે રવાન એક ભલા અને અશો માણસનું હોય છે કે જેણે આ દુનિયામાં હુમત, હુખ્ત અને હુવર્શ્ત અખત્યાર કર્યાં હોય તો તે રવાન ગાથાના નીચલા શબ્દો (હા. ૪૩. ફ. ૧) ઊચરે છે કે, "ઊષ્ટા અહમાઇ યહમાઈ ઊષ્ટા કહમાઇચીત" એટલે "સુખ તેને છે કે જેને માટે (અહુરમજદ તરફથી) સુખ છે." "જો તે રવાન એક પાપી મા-ણસનું હોય કે જેણે દુશ્મત, દુઝૂખ્ત અને દુઝ્વર્શ્ત અખત્યાર કર્યાં હોય, તો તે રવાન તે મરનારના શરીર આગળ બેસી ગાથાના

૧ જુવો મારી "અવસ્તા જમાનાની ઘર સંસારી જીંદગી, ભૂગોળ અને એકરારનામું" પાનું ૨૫૨.

આ શબ્દો (હા. ૪૬ ફ. ૧) ભણે છે કે, "કામ નેમોઇઝામ કુથ્રાનેમો અયેની ?" એટલે "હું કઇ જગ્યાએ ફરૂં અને કઇ તરફ જાઊં ?" ત્રીજી રાતની છેવટે બામદાદની વખતે મરનારનું રવાન આ હાડમંદ દુનિયાની છેવટની હદ ઉપર આવી ઊભું રહે છે કે જે હદ અને મીનોઇ બેહેસ્તી જહાન વચ્ચે ચીનવદ નામનો પૂલ છે. અહિં તે માણસની સામે તેની કેરદાર એટલે તેની કરણીં એક સ્ત્રીના રૂપમાં આવી ઉભી રહે છે. હવે જો તે રવાન અશો માણસનું હોય છે તો તેની કેરદાર એક એવી સ્ત્રીના રૂપમાં તેની સનમુખ આવે છે કે જે સ્ત્રી દીનકર્દ (બા૦ ૭૫) ના લખનારના શબ્દોમાં "સારા ચેહેરાવાળી, શણગારેલા શરીરવાળી, જુવાન છોકરીના તનવાળી, અને કન્યાના નામવાળી," વંદીદાદના(૧૯ ફ. ૩૦) લખનારના શબ્દોમાં "સોહામણા ઘાટવાળી, મજબૂત, ખુબસુરત, અક્કલવાળી, ફરબે, કરામતવાળી, અને હુન્નરવાળી" અને હાદોખ્ત નુસ્કના (અવસ્તા ફ. ૯ પેહેલવી ૨. ફ. ૨૨) લખનારના શબ્દોમાં "સુંદર, સફેદ હાથવાળી જોરાવર, ખુબસુરત, દેલાવર કદવાળી, ઊંચી, ફરાખ છાતીવાળી, સરવના ઝાડ જેવી સીધી, ભલી, રોશન ચેહેરાવાળી, અને પંદર વરસની ઉમરની હોય છે." જો તે રવાન એક પાપી માણસનું હોય છે તો તે કેરદાર એક એવી સ્ત્રીના રૂપમાં આવે છે કે જે સ્ત્રી બૂરી, કદરૂપી, બિહામણી, વેશ્યાના તરીકાવાળી હોય છે. અશો માણસના રવાનના સવાલના જવાબમાં તેની ખુબસુરત સ્ત્રીરૂપી કેરદાર તેને જવાબ દે છે કે "હું તારી હુમન, હવચ અને હુઠ્ઠયઓથન છું." એટલે "તારા નેક વિચારો, વચનો, અને કામોનું રૂપ છુ." દરવંદ ( પાપી ) માણસના રવાનના સવાલના જવાબમાં તેની કદરૂપી કેરદાર તેને જવાબ દે છે કે "અએ બૂરી મનશની, બૂરી ગવશની, અને બૂરી કુનશનીના શખ્સ ! હું તારી બદ કરણી છું."

હવે ત્રીજી બામદાદે આ દુનિયાની હદની સેવટે આવ્યા પછી તે રવાન જો અશો માણસનું હોયછે, તો તે ચીનવદ પૂલ

પસાર કરી જાયછે. એટલે જો તે રવાન એક એવા શખ્સનું હોય કે જેના આ જહાનના નેક વિચારો, વચનો, અને કામો, તેના બૂરા વિચારો, વચનો, અને કામો કરતાં એક રતિભાર પણ વધારે હોયછે તો તે પૂલ પસાર કરવાને શકિતવાન થાયછે. પણ જો તે એક એવા શખ્સનું હોયછે કે જેના બૂરા વિચારો, વચનો, અને કામો તેના ભલા વિચારો, વચનો અને કામો કરતાં વધારે હોયછે તો તે પૂલગુજાર થવાને શકિતવાન થતું નથી, પણ ત્યાંથી નીચે દોજખમાં જાયછે.

અવસ્તામાં ઉપર પ્રમાણે માનવામાં આવતા ભવિષ્યની જીંદગીના આકીનના આધારે એક જરથોસ્તી શખ્સ "વીસ્પ હુમત વીસ્પ હુખ્ત"નું ભણતર ભણી બેહેશ્ત અને દોજખવિષે એકરાર કરેછે કે "તમામ ભલા વિચારો, તમામ ભલાં વચનો અને તમામ ભલાં કામો બુદ્ધિથી કરેલાં છે. તમામ ભૂંડા વિચારો, તમામ ભૂંડાં વચનો અને તમામ ભૂંડાં કામો બુદ્ધિથી કરેલાં નથી. તમામ ભલા વિચારો, તમામ ભલાં વચનો અને તમામ ભલાં કામો બેહેશ્ત તરફ લઇ જાયછે. તમામ ભૂંડા વિચારો તમામ ભૂંડાં વચનો અને તમામ ભૂંડાં કામો દોજખ તરફ લઈ જાયછે. સઘળા ભલા વિચારો, ભલાં વચનો અને ભલાં કામોનો (બદલો) બેહેશ્ત છે. એ પ્રમાણેનું પરિણામ અશો માણસો માટે ખુલ્લું છે."

## હિંદુ ધર્મ.

હિંદુઓના વેદ ભવિષ્યની જીંદગીના વિચારોથી ભરપૂર છે. મોનિયર વિલિયમ્સ પ્રમાણે એ વેદનો બ્રાહ્મનસ ભાગ એ આ-કીન વધારે ખુલ્લી રીતે જાહેર પાડે છે. તે જણાવે છે કે આ જીંદગીની વર્તણુંક પ્રમાણે આવતી જીંદગીમાં સારો માઠો બદલો મળશે. દેવતાઓ એક જગ્યાએ જણાવે છે કે માણસ "જ્ઞાન અને ધર્મી કામોથી અમર્ગીએ પહોંચે છે." ઉપનિષદમાં એક જગ્યાએ કહે છે કે "આ દુનિયામાં હૈયાતી ભોગવીને આપણે

સૌથી સરસ પર્માત્માને જાણી શકીએ. જેઓ તેને જાણે છે તેઓ અમર થાય છે." ઋગવેદ (૧૦ માં મંડળ) માં એક જગ્યાએ ભલાઓના આત્માને સ્વર્ગમાં જવાનો ઇસારો નીચે પ્રમાણે મળે છે, જે જરથોસ્તીઓની મરણ બાદની ક્રિયામાં કુતરો શું કરવા ભાગ લે છે તેનો બીજી રીતે વિચાર કરવાનો ખોરાક આપે છે. "ઓ મરણ પામેલાના આત્મા! ચોકીબાનો —ચાર ચશમના ડાઘવાળા કૂતરાઓ—જેઓ મરણ પામેલાઓ માટે ચોકી રાખે છે તેઓ આગળથી પસાર થવાને તું ડર ના, તારે મકાને તું પાછો ફર. ઓ આત્મા! તારા ગુનાહ અને લાજને આ પૃથ્વી ઉપર તારી પાછળ મેલી જા. તું રોશન રૂપ, જે તારૂં અસલ રૂપ છે તે સ્વચ્છ થઈ અને સઘળી અપવિત્રાઇથી છૂટો થઇ અખત્યાર કર."

## યાહુદીઓનો ધર્મ.

યાહુદીઓના ઓલ્ડ ટેસ્ટેમેંટમાં ભવિષ્યની જીંદગી વિશે જોકે વારેઘડીએ અને વિગતવારે બોલવામાં આવતું નથી તોપણ અસલી યાહુદીઓ એ જીંદગીની હસ્તી માનતા હતા તે વિષેના ઇસારા ખુલ્લા દેખાયછે. યાહુદીઓના પેગમ્બર અને કાયદા બાંધનાર મોઝીસ માટે પોલ હીબ્રુઓ ઉપરના એક કાગળ (XI ૨૬) માં કહેછે કે તેણે ઘણાં સંકટો અને દુઃખો વેઠયાં, કારણ તેને ભવિષ્યના "ઇનામના બદલા માટે ઘણું માન હતું." ઓલ્ડ ટેસ્ટેમેંટ એક જગ્યાએ ભવિષ્યની જીંદગીના ઇસારા તરીકે કહેછે કે "મારૂં શરીર આશામાં રહેશે કારણ તું મારા આત્માને ઘોરમાં રહેવા દેનાર નથી. તું મને ( હમેશની ) જીંદગીનો માર્ગ દેખાડશે. તારી હજુરમાં ખુશીની સંપૂર્ણતા છે. તારા જમણા હાથ ઉપર હમેશની મઝા છે." "જોકે હું મોતના ઓળાની ખીણમાંથી પ્રસાર થાઉં છું તોપણ હું કાંઈ બૂરાની ધાસ્તી રાખતો નથી..........ઇશ્વરના ઘરમાં હું હમેશ રહીશ." (સામ્સ). એ ભવિષ્યની જીંદગીમાં મળતા સારાં માઠાં કામોના બદલા વિષે

કહેછે કે "ઓ જુવાન માણસ! ખુશી થા; અને તારા અં-તઃકરણના માર્ગ પ્રમાણે અને તારી નજરે પડતા રાહ પ્રમાણે ચાલ. પણ યાદ રાખજે કે એ સઘળી ચીજો માટે ખોદા તારી પાસે હિસાબ માગશે.......ખોદા દરેક કામનો, દરેક છૂપી ચીજનો તોલ કરશે; પછી તે સારી હોય કે માઠી." ( જોબ ).

## બુદ્ધિસ્ત ધર્મ.

બ્રહ્મિક અને મોઝેક ધર્મ પછી ગૈતમે સ્થાપેલા બૌદ્ધ ધર્મ ઉપર આવતાં આપણે જોઈએ છીએ કે એ ધર્મ બીજા જાણીતા ધર્મો કરતાં ભવિષ્યની જીંદગીની બાબતમાં કેટલેક દરજ્જે જૂદો પડે છે તોપણ તે એક યા બીજી રીતની ભવિષ્યની જીંદગી કબૂલ રાખે છે. એક માણસના મરણ બાદ સઘલું થઇ ચૂક્યું એમ તે માનતો નથી જૂદા જૂદા અવતારના ધોરણ ઉપર રચેલું "કર્મ"નું તેનું જાણીતું અનૂમાન શીખવે છે કે દરેક માણસ પોતે પોતાના ભવિષ્યનો ઘડનાર છે. તેની હાલની હાલત કરતાં વધારે સારી યા માઠી હાલત,—પછી તે કોઇ પણ જગ્યાએ હોય—ભોગવવાનું તેના પોતાના હાથમાં છે. આ ભવમાં ગુજારેલી સારી યા માઠી જીંદગીના પ્રમાણમાં તે મરણ બાદ સારી યા માઠી હાલત પામશે. એ વિષે એક ઠેકાણે કહે છે કે "માનવંતા સાહેબો! આ માણસોએ પોતાનાં કામો (કુનશની)માં બૂરી રીતે વર્ત્યાથી, પોતાનાં વચન (ગવશનીમાં બૂરી રીતે વર્ત્યાથી પોતાના વિચાર (મનશની)માં બૂરી રીતે વર્ત્યાથી (એટલે અવસ્તાની ભાષામાં બોલીએ તો દુશ્મત, દુઝુખ્ત અને દુઝવર્શ્તથી) ભલે માર્ગે ચાલનારા ભલાઓ વિશે બૂરૂં બોલ્યાથી, ખોટા ફતવાઓને વળગી રહેવાથી અથવા તો ખોટા ફતવાનું કર્મ અખત્યાર કરવાથી મરણ બાદ શરીરના છૂટા પડતી વખતે દુઃખ અથવા પિડાતી કોઈ દુખી હાલતમાં પાછો જન્મ લીધો છે."

"માનવંતા સાહેબો! આ માણસોએ પોતાનાં કામોમાં ભલી રીતે વર્ત્યાથી, પોતાના વચનમાં ભલી રીતે વર્ત્યાથી પોતાના વિ-

ચારમાં ભલી રીતે વર્ત્યાથી (એટલે અવસ્તાની ભાષામાં બોલીએ તો હુમત, હૂખ્ત. અને હ્વૂર્તથી) ભલે માર્ગે ચાલનારા ભલાઓ વિષે બૂરૂં નહીં બોલ્યાથી, ભલા ફતવાઓને વળગી રહેવાથી અથવા ખરા ફતવાના કર્મને અખત્યાર કરવાથી મરણ બાદ શરીરના છૂટા પડતી વખતે સ્વર્ગમાં કોઇ સુખી હાલતમા પાછો જન્મ લીધો છે. (આકડ-બેય સુત ૧૮)[1]

## ખ્રિસ્તી ધર્મ પૂસ્તક.

ખ્રિસ્તીઓના ધર્મ પૂસ્તક ન્યુ ટેસ્ટેમેંટમાં ભવિષ્યની જીંદગી માનનારા ફકરાઓ ઘણા મળેછે. પોલ પોતાના મરણ વિશે વિચાર કરતાં કહેછે કે "આપણે જાણીએ છીએ કે જો આપણા મંદિરનું આ ખાકી ઘર નાશ પામશે તો આપણે માટે ઇશ્વરનું એક ઘર છે, એક ઘર કે જે હસ્તકૃત નથી, પણ આકાશમાં હમેશાં હૈયાત છે." પોતાના મરણને ટાંકણે પોતાની આ જીંદગીનાં ભલાં કાંમોનો બદલો મળવાની આશા રાખી તે કહેછે કે, "હવે પછી મારે માટે એક ભલાઇનું તાજ રાખેલું છે જે ઇનસાફનો ખાવિંદ મને આપશે ; ફકત મને એકલાને નહિં પણ તે સઘળાને જેઓ તેની હાજરી પસંદ કરેછે." પીટર ધર્મ ઉપર આકીન રાખનારા માટે કહેછે કે તેઓમાં "એક વારસાની મજબૂત આશા ઉત્પન્ન થાયછે, વારસો કે જે ખરાબ થતો નથી બગડતો નથી જે નાશ પામતો નથી અને જે આકાશમાં તેમને માટે જાળવી રાખ્યો છે." ભલાંઓ માટે ભલાં ભવિષ્યની એ વધાઈ જાહેર કરી, ભૂંડાંઓનાં બૂરાં ભવિષ્ય માટે કહેછે કે "બૂરાંઓ ખૂદ ખોદાનું રાજ્ય વારસા તરીકે પામશે નહિં, પણ હમેશાની શિક્ષામાં પડશે." એ શિક્ષા તરીકે તેઓ આતશ અને ગંધકથી બળતા એક સરોવરમાં પડશે.

---

(૧) મેક્ષમુલર્સ સેક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટ વા. ૧૧. બુધ્ધિસ્ત સુત.

# ઇસલામી ધર્મ.

ખ્રિસ્તી ધર્મ પછી પ્રગટ થયલા ઇસલામી ધર્મ ઉપર આવતાં આપણે કોરાનમાં પેગમ્બર મહમદને પોતાની દીનવાળાઓનાં મનમાં ભવિષ્યની જીંદગીનું આકીન મજબૂત રીતે ઠસાવતો જોઈએ છીએ. એ આકીન નહિં માનનારા વિષે તે એક જગ્યાએ કહે-છે કે "જે ભવિષ્યની જીંદગી માનતા નથી તેઓ બદીની એક મીસલ છે." (કોરાન બા૦ ૧૬ કલમ ૬૨).[1] કોરાન જેમ ભવિષ્યની જીંદગી તેમ કયામત પણ માને છે, કે જયારે હાડ-કાંમાંથી માણસને સજીવન કરવામાં આવશે (બા૦ ૨ ક૦ ૨૬૧). ખોદા અલહીઝરને કહે છે કે "એ હાડકાં તરફ જો, કે અમો તેને કેમ વીખેરી નાંખીએ છીએ અને માસથી પાછાં ભરી નાં-ખીએ છીએ."

એ કયામતના દીન માટે કહે છે કે "તે વિષે કાંઈ પણ શક નથી પણ તેઓ કે જે પોતાના આત્માને (એટલે ભલું કરવા માટેની પોતાની જાતી લાગણીને અને સમજ શકિતને) આડે માર્ગે લઇ જાય છે તેઓ એ માનશે નહિં (બા૦ ૬ ક૦ ૧૪).

મરણ બાદનો તે દીવસ કે જયારે દરેક માણસનાં ભલાં ભુંડાં કામોનો ઇનસાફ થશે, તેને હમેશાં કોરાનમાં "તે દીવસ કે જે માટે કાંઇ શક નથી" એમ કહેવામાં આવે છે. (બા૦ ૩ ક૦ ૬૨૧). એ દીવસે "દરેક આત્માને તેને જે ઘટતું હશે તે આપવામાં આવશે અને કોઇને ગેરઈનસાફ કરવામાં આવશે નહિં" (બા૦ ૩ ક૦ ૨૧).

આ અને પેલી દુનિયાની જીંદગીનો મૂકાબલો કરતાં કહે-છે કે "આ દુનિયાની જીંદગી તો કાંઇ નથી, પણ એક ખેલ અને રમત છે, અને ખચીત બીજી દુનિયા જેઓ ધાસ્તી રાખે છે તેમને માટે ઘણી બેહેતર છે, (બા૦ ૬ ક૦ ૩૩). બીજે ઠેકાણે

---

(૧) મેક્ષમુલર્સ સેક્રેડ બુક્સ ઓફ ધી ઈસ્ટ વા૦ ૬.

એ જીંદગીને લીલાં ઘાસ સાથે સરખાવવામાં આવેછે કે જે જ્યાં સુધી ખોદા આકાશમાંથી પાણી રેડેછે ત્યાંસુધી લીલું રહેછે. (બા૦ ૧૦ ક૦ ૨૫).

ભલા અને ભૂંડાઓને પોતાની ભલાઈ અને ભૂંડાઈના બદલા તરીકે મળતા બેહેસ્ત અને દોજખ વિષે કહેછે કે ભૂંડાઓની સામે બેહેસ્તના દરવાજા બંધ છે. અને જેમ એક સોયના નાકામાંથી એક ઉંટ માટે પસાર થવું અશક્ય છે તેમ ભૂંડાઓ માટે બેહેસ્તમાં દાખલ થવું અશક્ય છે. ભલા આત્માઓ બેહેસ્તમાં નીચલા શરેદા સાથે દાખલ થાયછે. "શુકર તે ખોદાના જેણે અમારી અહિં રેહેબરી કરી. ખોદાએ હમારી રેહેબરી નહિં કરી હોત તો અમે અહિં પહોંચત નહિં. ખોદાના દૂતો અમારી તરફ સચ્ચાઈ સાથે આવ્યા." બેહેસ્તી આત્માઓ બેહેસ્તમાંથી દોજખી આત્માઓને પોકાર મારી ખોદાએ મોકલેલા પેગામની સચ્ચાઈની યાદ આપેછે, કે જે પેગામની દરકાર નહિં કરવાથી તેઓ એ ફેજે પહોંચ્યા હતા. દોજખી આત્માઓ તે પોકારના જવાબમાં તે સચ્ચાઇ બહુ મોડેથી કબૂલ રાખેછે. બેહેસ્ત અને દોજખની વચ્ચે અલઅરાફ નામે જગ્યા છે જે ખ્રિસ્તીઓની પરગેતરી અને જરથોસ્તીઓના હમસ્ત ગેહાંનને મળતી જગ્યા છે જ્યાં બેહેસ્તી નહિં અને દોજખી પણ નહિં એવા આત્માઓની જગ્યા છે. (બા૦ ૭ ક૦ ૪૧-૪૩)

દોજખી આત્માઓને આંધળા અને બેહેરા સાથે સરખાવ્યા છે જ્યારે બેહેસ્તી આત્માઓને જોતા અને સાંભળતા સાથે સરખાવ્યા છે (બા૦ ૧૧ ક૦ ૨૫). એ સરખામણી જરથોસ્તી પૂસ્તકોમાંના કીકાન અને કરફાનને મળતી છે, કે જેઓ છતી આંખે આંધળા અને છતે કાને બેહેરા તરીકે ગણાયછે.

---

# બાબ ત્રીજો.

## બીજી દલીલ.

## સઘળા જમાનામાં આત્માના અમરપણાનું સામાન્ય આકીન.

માણુસનો આત્મા અમર છે અથવા મરણ બાદ એક માણસે બીજી જીંદગી ભોગવવી છે, જેમાં તે આ દુનિયામાં ગુજારેલી સારી માઠી જીંદગીનો સારો માઠો બદલો ભોગવેછે એ વિષે બીજી મુખ્ય સાબિતી એ છે કે સઘળા જમાનામાં અને સઘળી પ્રજામાં એ આકીન ચાલુ છે. સઘળા હાલના જાણીતા ધર્મોમાં એ આકીન જાહેર કર્યું છે, એટલુંજ નહિં પણ એ ધર્મો સાથે સંબંધ નહિં રાખનારી પ્રજાઓમાં અને ટોળાઓમાં પણ એ ભવિષ્યની જીંદગી કબૂલ રાખવામાં આવે છે. શું અસલી કે હાલની શું સુધરેલી કે જંગલી દરેક પ્રજા એ આકીન માને છે. અસલી ઇરાનીઓ અને હિંદુઓ, ઈજીપશિયનો અને ફિનિશ્યનો, સિથિયનો અને આસિરિયનો, સેલ્તો અને દ્રુઇદો, યુનાનીઓ અને રોમનો, એ ભવિષ્યની જીંદગીનું આકીન એક યા બીજે રૂપે, થોડી યા ઘણી હદે માનતા હતા. મોતથી માણુસના આત્માનો છેડો આવતો નથી પણ તે એક બીજા તબક્કામાં દાખલ થાય છે એમ તેઓ સર્વે માનતા હતા. અસલની જૂદી જૂદી પ્રજાઓ એ વિષે શા વિચાર ધરાવતી હતી તે આપણે જોઇએ. અસલના સિથિયનો માનતા હતા કે મોતથી માણુસનો આત્મા ફક્ત પોતાનું રેહેઠાણ બદલતો હતો. યુનાની પ્રજાનું એ વિષેનું આકીન તેમના પ્લેટો અને સોક્રેટીસ જેવા મહાન ફિલસુફોનાં લખાણુપરથી માલમ પડે છે. સોક્રેટીસને જ્યારે તેના છૂટા વિચારોને લીધે અને તે વખતના એથેન્સના સત્તાવાળાઓ સામે સ્વતંત્ર

વિચાર ધરાવવાને લીધે ઝેરનું પ્યાલું પી, મોતને શરણ થવાની સજા મળી, ત્યારે તેણે પ્લેટો જેણે એ વાતચિત 'ધી ફીદન' નામના પોતાના એક પુસ્તક (જેનું નામ ફીદન નામના સોક્રેટીસના એક શાગીર્દ ઉપરથી આપ્યું હતું તે)માં નોંધી છે તેના કહેવા પ્રમાણે આત્માના અમરપણા ઉપર પોતાની આજુબાજુ એકઠા મળેલા ચેલા અને મિત્રો સાથે વાતચિત કરી હતી અને વાદવિવાદ કરી આત્માના અમરપણાની સાબિતીઓ રજુ કરી હતી. પોતાના એ આકીન ઉપર પૂરતો વિશ્વાસ રાખી તે ઠંડે પેટે ઝેરનું પ્યાલું પી ગયો હતો, એવું જાણીને કે મોતથી કાંઇ તેના આત્માનો છેડો આવતો નથી. સોક્રેટીસની શીખવવાની રીતને માનસિક જણાવવાની વિદ્યા ( Mental Midwifery ) સાથે સરખાવવામાં આવે છે અને કહે છે કે જેમ એની મા બચ્ચાં જણાવનારી દાઇનો પેશો કરતી હતી તેમ એ માણસોનાં મગજમાં વિચારો જણાવવાનો અથવા ઉત્પન્ન કરવાનો પેશો કરતો હતો. એટલે કે પોતાના ચેલા અને સાંભળનારાને એક ચીજ એકદમ કહી તે શીખવતો નહોતો અને પોતાના આયતા વિચારો તેમને આપતો ન હોતો પણ તકરાર અને સવાલ જવાબથી તે વિચારો આપોઆપ તેમના મગજમાં ઉત્પન્ન કરતો હતો, આત્માના અમરપણાના વિચારો પણ તે એજ રીતે પોતાના ચેલામાં વાદવિવાદથી મજબૂત કરતો હતો. ભવિષ્યની જીંદગી વિષે તે કહે છે કે "મરણ પામેલા આત્માઓની એકઠી મળવાની જગ્યા જેને યુનાનીઓ હેદસ ( Hades ) કહે છે ત્યાં જ્યારે મરણ પામેલા આવી પહોંચશે કે જ્યાં તેમને તેમનો રેહેબર ફરેસ્તો લઈ આવશે, ત્યારે તેઓનો ઇનસાફ થશે. જેઓએ પોતાની જીંદગી જેમ તદન ગુનેગાર તરીકે નહિં તેમ તદન બીગુનાહ તરીકે નહિ એવી રીતે પસાર કરી હશે તેમને એવી જગ્યાએ લઇ જવામાં આવશે કે જ્યાં તેઓ પોતાના ગુનાહના પ્રમાણ પ્રમાણે સજા ખમશે, જ્યાંસુધી કે તેઓ તે ગુનાહની ખરાબ અસરથી સાફ

અને પાક થશે ત્યાંસુધી અને ત્યાર પછી તેમને છૂટા કરવામાં આવશે. ત્યારપછી પોતે કરેલાં ભલાં કામોનો બદલો તેઓ ભોગવવા માંડશે. જેઓએ એવા મોટા ગુનાહ કર્યા હશેકે જેની તોજસ નહિં થઈ શકે[1] તેમને તારતેરસ ( દોજખ જે જમીનની નીચે આવ્યું છે તે )માં નાંખી દેવાની ટેપ મળે છે કે જ્યાંથી તેઓ બહાર નીકળી શકતા નથી. જેઓએ માફ થઇ શકે એવા ગુનાહ કર્યા હશે અથવા જેઓએ ગુસ્સાની ઝૂમમાં પોતાના માબાપ તરફ જાસ્તી વાપરી હશે અથવા જેઓએ ગુસ્સામાં કોઇને મારી નાંખ્યા હશે, તેમને પણ તારતેરસમાં નાંખવામાં આવશે. પણ તે ફક્ત થોડા વખત સૂધી, ફક્ત ત્યાંસૂધી કે જ્યારે તેઓ જેઓને તેઓએ દુઃખ દીધું હશે તેઓ તરફથી પોતાની બંદગી અને આજીજીથી માફી મેળવી શકશે ત્યાંસૂધી. પણ જેઓએ ઘણી પરહેજગારીથી પોતાની જીંદગી પસાર કરી હોય છે તેમને ઉંચે પાક મકાનમાં લીધામાં આવે છે, કે જ્યાં તેઓ નહિં વર્ણન થઈ શકે એવી ખુશી ખુશાલી ભરેલી મીનોઇ હાલતમાં હમેશાં રહે છે.

એમ કહી સોક્રેટીસ કહે છે કે જ્યારે એ પ્રમાણે આપણો આત્મા અમર છે ત્યારે માણસે તેને સ્વચ્છ રાખવાને, તેને ખુશી રાખવાને કાળજી રાખવી, ફક્ત આ થોડાંક વર્ષોની જીંદગી માટે નહિં પણ હમેશને માટે. જો આત્મા અમર નહિં હોય તો મરણથી ઘાતકી ગુનેહગારોને ફાયદો થાય કે તેઓ ગુનાહનાં સંકટમાંથી છૂટે. પણ આત્મા અમર છે, તેથી તેઓ તે સંકટમાંથી કદી છૂટવાના નથી, સિવાય કે પોતે ભલા અને ડહાપણવાળા થવાથી, કારણ કે આત્મા પોતાની સાથે પોતાનાં ભલાં ભૂંડાં કામો, પોતાની નેકી યા બદી, જે તેણે લીધેલી તરબિયતનાં પરિણામો છે, અને જેઓ હમેશાંનાં સુખ દુઃખનાં કારણો છે, તે સિવાય બીજું કાંઇ તે પોતાની સાથે લઈ જવા પામશે નહિં.

---

૧ એ ગુનાહોને અવસ્તામાં 'અનાપેરેથ' કહ્યા છે.

વળી પ્લેટો પોતાની ફીદો નામની ચોપડીમાં સોક્રેટીસને સીબીસ સાથે એ બાબત ઉપર નીચલી વાતચિત કરતો જણાવેછે. ભલા અથવા નેક આદમીના આત્મા વિશે બોલતાં તે કહે છે કે "તે આત્મા જે પોતે અણુદીઠ છે તે પોતાના જેવી એક અણુદીઠ દુનિયામાં એક ઇશ્વરી અમર અને બૂદ્ધિ સંપન્ન (Rational) દુનિયામાં જાય છે. માણસની ભૂલચૂક, અને ગેર ડહાપણ, ચિંતાઓ અને ઝનૂની જોસ્સાઓ અને બીજાં બૂરાં પરિણામો જેને માણસ પાત્ર છે તેઓથી નિરાળો થઈ તે આત્માની સરજત ત્યાં સુખી થવાની છે. અને ત્યાં તે હમેશાં સૂખી—જેમ કેટલાક ઇશ્વરની પ્રસન્નતા પામેલા મહાત્માઓને માટે કહે છે તેમ—દેવતાઓની સંગતમાં રહે છે. કેમ સીબીસ એ પ્રમાણે આપણે માનવું જોઈએ કે બીજી રીતે ?

સીબીસ—બચિત એજ પ્રમાણે.

સોક્રેટીસ—પણ શું તું એમ ધારે છે કે પોતાના તન સાથેનો સંબંધ છોડતી વખતે તે આત્મા પોતાના શરીરનો હમશરીક અને ફરમાબરદાર થઇને અને તેની સાથે અત્યંત ચાહ અને હવશમાં પડીને અને શારીરિક ઇચ્છાઓ અને હવશોને શરણ થઇને જો આલુદગી અને ગદલાઈ પામ્યો હોય તો તે સંપૂર્ણ ખાલેશી સાથે આ દુનિયામાંથી પસાર થશે ?

સીબીસ—એમ બની શકેજ નહિં."

હોમરનાં લખાણો તેના વખતના યુનાનીઓનું એ વિષેનું આકીન જાહેર પાડે છે. તેના કહેવા પ્રમાણે માઇનોસ નામનો દેવતા મરણ પામેલાઓના ઈનસાફની દેવડીએ ઇનસાફ ચૂકવતો હતો અને તેમની નેકી બદીનો તોલ કરી બેહેસ્ત દોજખનો ચૂકાદો આપતો હતો.

અસલના-રોમનોનું એ વિષેનું આકીન ઓવીદ અને વરજીલ નામના જાણીતા રોમન કવિઓ જાહેર પાડે છે. ભૂંડાં કામોની દોજખમાં મળતી શિક્ષાનું તેઓ જે વર્ણન આપે છે, તે આપણને

વીરાફનામામાં વર્ણવેલી કેટલીક શિક્ષાની યાદ આપે છે. દાખલા તરીકે ઉપકારનો બદલો અપકારમાં વાળવાની શિક્ષા તરીકે આપણે જોઇએ છીએ, કે ઇકસીઓન જેણે તેની ઉપર ઝીયસે કરેલા ઉપકારનો બદલો તેની બૈરી હીરા (Hera) ને લલચાવી અપકારથી વાળી આપવાની કોશિશ કરેલી તેના હાથપગ એક પૈડાં સાથે બાંધી તે પૈડાંને હવામાં જોરથી ફેરવવામાં આવે છે કે તેની સાથે ઇકસીઓન પણ ફર્યા કરે. જૂદા જૂદા હેવાલો પ્રમાણે ચોરી અથવા વિશ્વાસઘાત અથવા જૂઠા સોગનની શિક્ષાનો દાખલો ટેનટેલસ ઉપરથી મળે છે કે જેના નામ ઉપરથી આપણો અંગ્રેજી શબ્દ (Tantalize) એટલે ટવળાવવું નીકળ્યો છે. એને એવી સજા કરવામાં આવી હતી કે તેને એક સરોવરમાં છેક હડપચી સૂધી પાણીમાં ડૂબાડવામાં આવ્યો હતો અને તેના માથા સૂધી ફળોના ઝુમખા ટાંગ્યા હતા પણ બિચારો તરસ મટાડવાને નીચે પાણીમાં વાંકો વળી નહિં શકતો, અથવા ભૂખ મટાડવાને પેલાં ફળોને હાથ લગાડી નહિં શકતો, કારણકે જેવો તે હાથ લગાડવા જતો કે તે ઉપર ખશી જતાં. પોતાના ખાવિંદનું ખૂન કરવાની શિક્ષાનો દાખલો દાનઉસ નામના શખ્સની દાનઇદસ નામની ૫૦ છોકરીઓને થયલી સજામાં મળે છે કે જેણીઓએ પોતાના બાપની શીખવણીથી પોતાના ખાવિંદોને દગાથી ખંજર ભોંકી મારી નાંખ્યા હતા. એ ગુનાહના બદલામાં તેણીઓને દોજખમાં એવી શિક્ષા કરવામાં આવી હતી કે તેણીઓએ કેટલાકોના કહેવા પ્રમાણે એક ચારણી અથવા કેટલાકોના કહેવા પ્રમાણે એક પીપ જેને તળિયે કાણાં હતાં તે પાણીથી ભરી કાઢવું. તેણીઓ પાણી ભરે ભરે ને તે વાસણો ભરાયજ નહિં.

ચોરી અથવા લોભ અથવા ઠગાઇની સજાનો દાખલો સાઇસીફસ (Sisyphus)માં મળે છે કે જેને એ ગુનાહ માટે એક મોટો પથરો એક પહાડની ટોંચ ઉપર ગબડાવી લઇ જવાની સજા મળી હતી કે જે પથરો જેવો તે છેક ટોંચ ઉપર લઇ જતો

હતો કે પાછો નીચે ગબડી પડી તેને ફરીથી ઉપર લઈ જવાની મેહેનતમાં નાંખતો હતો.

પારકી સ્ત્રી ઉપર બળાત્કાર ગુજારવાની કોશિશની શિક્ષાનો દાખલો આપણે તીતીઅસ (Tityus) માં જોઇએ છીએ કે જેને એ ગુનાહ માટે દોજખમાં એવી શિક્ષા ફરમાવી હતી કે બે ગરૂડપક્ષિઓ અથવા કેટલાકોના કહયા પ્રમાણે બે સાંપો તેનું પેટ ચીરી તેનાં આંતરડાં ફુંપી ખાતા જે આંતરડાં ખાલી થઇ જવા આવતાં કે પાછાં એકદમ વધી મોટાં થઇ અસલ હાલતમાં આવતાં હતાં.

બેહેસ્તી આત્માઓ હમેશનું સુખ અને આરામ ભોગવેછે તેના ટેકામાં એ રોમન કવિઓના હેસપીરીઆના બાગો અને ઇલીઝીઆના ખેતરોનાં વર્ણનો મળે છે, કે જયાં નેક અને ભલા માણસોના આત્મા મરણબાદ વાસો કરતા હતા અને હમેશની સુખી જીંદગી ગુજારતા હતા.

એ પ્રમાણે અસલની પ્રજાઓનો વિચાર કરી, જો આપણે હાલની પ્રજાઓ, પછી તે ગમે તેવી જંગલી કાં નહિં હોય તે ઉપર આવીએ છીએ તો તેઓમાં પણ ભવિષ્યની જીંદગી માનનારા વિચારો જોઇએ છીએ. સોસાયટી આઇલ્સ નામના ટાપુના રહેવાસીઓ ભવિષ્યની હસ્તી માને છે એટલુંજ નહિં પણ તેઓ બેહેસ્તી આત્મા માટે ચઢ ઉતર દરજજા માને છે કે જેમ આપણે વીરાફનામા વિગેરે પેહેલવી પુસ્તકોમાં જોઇએ છીએ. એક માણસ આ દુનિયામાં પોતાનો ખોદા, જેને તેઓ ઇલોવાના નામથી ઓળખે છે તેને જે પ્રમાણમાં ખુશી રાખે છે તે પ્રમાણમાં તે એ ચડ ઉતર દરજજાની હાલત ભોગવે છે. ફ્રેન્દલી આયલેંડસના લોકો એવું માને છે કે મરણબાદ એક ભલા આત્માને એક ઉતાવળી ચાલના મછવાની મારફતે દુબલુધા નામના મૂલકમાં લઇ જવામાં આવે છે કે જયાં તેઓ મરણને ફરીથી શરણ થતા નથી પણ પોતાના સ્વદેશની તરેહવાર નાદર પેદાશો ઉપર મોજ મારે છે કે

જે પેદાશો એ મૂલકમાં પુષ્કળ મલે છે. ન્યુઝીલાંડના લોકો એવું માને છે કે એક માણસને તેના મરણબાદ દાટયાપછી ત્રીજે દહાડે તેનું હૈયું તેના કાલબુતથી છૂટું પડે છે. કે જે છૂટું પડવું એક પવનની લેહેકીના ફૂકવાથી માલમ પડે છે. તેઓ માને છે કે એમ છૂટા પડયાબાદ માણસનો ભલો આત્મા દેવતાના મકાનોમાં જાય છે.

પેલ્યુ ટાપુના લોકો પણ ભવિષ્યની હસ્તી માને છે કે જ્યાં માણસ ભલાં બૂરાં કામોનો સારો માઠો બદલો ભોગવે છે. કાલમક તારતરોમાં એ આકીન અગત્યની જગ્યા રોકે છે. તેઓ બેહેસ્તને ઉપર માને છે અને બેહેસ્ત અને જમીનની નીચે દોજખ માને છે. તેમના લામા જેવા આદમીઓ કે જેઓએ પોતાના હવશો ઉપર ફતેહ મેળવેલી તેઓ તેમના આકીન પ્રમાણે બેહેસ્તમાં જાય છે અને ત્યાં સંપૂર્ણ આરામ ભોગવે છે અને ખોદાની યાદ કર્યા કરે છે. ઉત્તર તારતરીના સેમોઇદ તાયફાવાલાઓ એક સર્વથી શ્રેષ્ઠ આત્માની હસ્તી માને છે કે જે તેઓ કહે છે કે સર્વનો દયાળુ બાપ છે અને જે આ દુનિયામાં નેક જીંદગી ગુજરનારાને સુખી જીંદગીનો હવે પછી બદલો આપશે.

બરમનો માને છે કે મરણ બાદ બૂરા શખ્સો હમેશાની સજા ભોગવશે. અને ભલાઓ એક મેરૂ નામના પહાડ ઉપર હમેશનું સુખ ભોગવશે.

આફ્રિકાના જૂદા જૂદા તાયફાવાળા એ આકીન માને છે. એના પશ્ચિમ કિનારાપર રહેનારાઓનો બેહેસ્ત વિષે એવો વિચાર છે કે ત્યાં એક માણસના આત્માને જે રીતનું સુખચેન અને રાહત તે માગતો હોય અને જે મોજપર તે શોખ રાખતો હોય તે આપવામાં આવે છે. મધ્ય આફ્રિકાના રેહેવાસીઓ પણ ભવિષ્યની દુઃખ સુખની જીંદગી માને છે. એબિસિનિયાના ગાલા લોકો જો કે ભવિષ્યની સજા માનતા નથી પણ ભવિષ્યની કોઇ જીંદગી માને છે. માન્દીગો, જ્યુલોફ, ફેલૂપ, ફાઊલા, મૂર અને બીજા તાયફાવાળાઓ ભવિષ્યની જીંદગી અને બેહેસ્ત માને છે. સોંટલ

નામના તાયફાળાઓ, આફ્રિકાના ઝૂલુઓ, બોર્નિયાના દીઆકો અને મેકસિકોના પાઉટન લોકો ભવિષ્યની જીંદગી માને છે એટલુંજ નહિં પણ હિંદુઓની માફક અવતાર પણ માને છે. દાહોમીના લોકો એ આકીન માને છે અને તેમના પાદશાહોમાં એક એવો રીવાજ છે કે રાજ્યમાં કોઈ મોટો બનાવ બને છે તો તેનો પેગામ તેઓ ગુજરેલાના આત્માની પેલી દુનિયામાં પોતાના વડવાઓ ઉપર મોકલે છે. એવો કોઇ મોટો બનાવ રાજ્યમાં બને છે તે વેળા પાદશાહ જે કોઇ તેની આગલ હાજર હોય તેને તે બનાવનો પેગામ કહી સાંભળાવે છે, અને પોતાના વડવાઓ તરફ લઈ જવાને કહે છે અને તરત તેનું માથું ઉરાડી દેવાનો હુકમ કરે છે કે તે આત્મા કાસદ તરીકે તે પેગામ તરત લઈ જાય.

કહેછે કે હાલમાં પણ ઈરાનમાં ઘોરેનો થોડોક ભાગ ઉઘાડો રાખવામાં આવે છે, એવા વિચારથી કે મરણ પામેલા આત્મા પાછા સજીવન થાય છે અને ફરેસ્તા તેમની મુલાકાત લેછે, અને તેમને તેમની ઘટતી જગ્યાએ લઇ જાય છે. હિંદુઓનો સતીનો રીવાજ એ આકીનની હસ્તી દેખાડે છે કે સ્ત્રીઓ ભવિષ્યમાં પોતાના પતિની સાથે જીંદગી ગુજારે. જેપાનીઓ જેમ માણસની તેમ જાનવરના આત્માની પણ ભવિષ્યની જીંદગી માને છે, અને તેઓ પણ બેહેસ્ત દોજખનાં સુખ દુઃખના જૂદા જૂદા ચઢ ઉતર તબકકા માને છે.

વાહાબી આરબો એવા કોઇ આકીનથીજ, કહે છે કે, કોઇના મરણ બાદ રડવું હરામ ગણે છે, કારણ કે તેઓ માને છે કે તે આત્મા મહમદ પેગમ્બર સાથે સુખી જીંદગી ગુજારવા જાયછે.

જીઉંએનીસ લોકો તો એક માણસના મરણ ઉપર ઉજાણી કરે છે, એવું કહીને કે એમ કરી તેઓ તે મરનાર જે સુખી દુનિયામાં દાખલ થાયછે તેની યાદગીરી રાખે છે.

હીરોદોતસ એક તાયફાવાળા વાસ્તે કહેછે કે તેઓ એક માણસના મરણપર ખુશી ખુશાલી કરતા હતા અને એક બાલકના

જન્મથી દલગીર થઇ રડવા કૂટવા બેસતા હતા, એવું કહીને, કે "મૂઓ તે તો આ દુઃખી દુનિયામાંથી સુખી દુનિયામાં ગયો પણ નવો જન્મ લેનાર તો આ દુઃખી ફાની દુનિયામાં નકામો દુઃખ દેખવા આવ્યો."

ઉત્તર અમેરિકાના ઇંડિયનો પોતાના દેશના પહાડોની પેલી મેર નદીને પેલે કિનારે દેશની સરહદની બહાર એક પાણીનો ભાગ માને છે, કે જે ઝાડપાન, નદી, નાળાં અને જનાવરોથી ભરપૂર છે. ત્યાં તેઓ માને છે કે મરણ બાદ માણસના આત્માને એક મહાત્મા લઈ જાય છે.

એ પ્રમાણે આપણે જોયું કે અસલના ફિલસુફોજ નહિં, અને હાલની સુધરેલી પ્રજાજ નહિં પણ જંગલી અને વગર કેળવાયલા ટોળા પણ આત્માની અમર્ગી માને છે. વિદ્વાન કવિ પોપ એવાજ વિચારો નીચલી કવિતામાં જાહેર કરે છે.

Even the poor Indian whose untutored mind,
Sees God in clouds or hears him in the wind,
Whose Soul proud Science never taught to stray
For as the solar walk or milky way—
Yet simple nature to his hope has given.
Behind the cloud-topt hill, an humbler heaven;
Some safer world in depth of woods embraced,
Some happier island in the waterywaste
Where slaves once more their native land behold,
No friends to meet, no Christians thirst for gold;
And thinks, admitted to yon equal sky
His faithful dog shall bear him company

એ પ્રમાણે સઘળા જમાનાની અને સઘળા દેશોની પ્રજાની એકામતી આત્માની અમર્ગીની એક મજબૂત સાબિતી છે. એવી દલીલના ટેકામાં સીસરો કહે છે કે "દરેક બાબતમાં સઘળી પ્રજાનું એકમત એ કુદરતનો કાયદો ગણાવો જોઇએ અને

તે કાયદાની સામે થવું તે ઇશ્વરના કાયદાની સામે થવું છે." જો એ આકીન ભૂલ ભરેલું હોય તો સઘળી પ્રજા સઘળા જમાનામાં અને દૂરના મૂલકોમાં એક સરખી ભૂલ કેમ કરે? અને એ ભૂલ ઇશ્વર, જેણે જૂદા જૂદા જમાનામાં પોતાના મહાત્મા પેગમબરો મોકલ્યા છે તે ચાલુ કેમ રહેવા દે? અલબત એ આકીનના સંબંધમાં જૂદા જૂદા વહેમો આપણે ફેલાયલા જોઇએ છીએ, તોપણ સામાન્ય રીતે એ આકીન સઘળામાં સાધારણ છે. આખી દુનિયામાં ફેલાયલાં એ આકીનનું મૂળ ગમે તે કહો—૧ માણસ જાતની વસ્તીના અસલ મૂળ મશીમશ્યાન અથવા ગયમરેથન યા બાવા આદમ અને ઇવથી ઉતરી આવેલી એક સાધારણ કથા કહો,૨ કે માણસના આત્મા ઉપર છાપ પામેલો એક સ્વભાવિક (innate યા ઇરાની ભાષામાં બોલીએ તો આસ્નીદેખેરદથી મેળવેલો) વિચાર કહો, ૩ કે એક જમાનાથી બીજા જમાનામાં ઉતરી આવેલું ઇશ્વરોક્તશાસ્ત્ર (Divine Revelation) કહો, ૪ કે માણસની અક્કલે ખેંચી કાઢેલું અનુમાન કહો, ગમેતે કહો—પણ એ આકીન આખી દુનિયામાં દૂર દેશની જૂદી જૂદી પ્રજામાં અને જૂદા જૂદા જમાનામાં ફેલાયલું હતું, અને છે તે બાબતજ એ આકીનની સચ્ચાઈની એક મુખ્ય સાબિતી છે.

(૧) જો એ આકીનનું મૂળ આપણે માણસ જાતની વસ્તીના અસલ મૂળ જોડકાં લઇએ, કે તેઓએ પ્રથમ એ વિચાર બાંધ્યો કે હવે પછીની બીજી જીંદગી છે અને તે ઉપરથી માણસ ફકત તે વિચાર એક પછી એક નકલ કરતો આવ્યો છે તો તે મૂળ કાંઇ થોડું મજબૂત નથી. ઇશ્વરે પેદા કરેલું પેહેલું માણસ, જે તદન બીગુનાહ હાલતમાં હતું, જેને લોભ લાલચ ખોટા વિચારો વિગેરે ખેંચનારૂં કાંઇ સાધન નહિં હતું, જેની સમજ અને વિચારને આડે માર્ગે લઇ જનાર કોઈ સબબ ન હોતો, તેણે પોતાની અસલ સ્વચ્છ હાલતમાં બાંધેલું એ મત એક ખાલેશ સચ્ચાઇ તરીકે કબૂલ રખાવું જોઇએ.

(૨) અગર જો આપણે એ આકીનનું મૂળ જેમ "રે" નામનો એક વિદ્વાન કહે છે તેમ માણસના આત્મા ઉપર ઇશ્વરથી છાપ પામેલો એક સ્વભાવિક વિચાર લઇએ કે દરેક માણસના દિલમાં એવો કુદરતી વિચાર દાખલ થાય છે કે હવે પછી મરણ બાદ એક બીજી જીંદગી છે તો એવા સ્વભાવિક વિચારને તોડવો તે તો જાણે કુદરતના ખાવિંદના એક હુકમને એક કાનૂનને તોડવા બરાબર છે કે જેણે એ વિચાર માણસમાં ખુદ જન્મથી દાખલ કર્યોછે.

(૩) અગરજો આપણે એ આકીનના મૂળ તરીકે એક જમાનામાંથી બીજા જમાનામાં ઉતરી આવેલા ઇશ્વિરોકતશાસ્રને લઇએ કે કોઇ કોઇ માહાન પુરૂષ અથવા પુરૂષોને ખુદ ઇશ્વિરથી એ આકીનની આગાહી મળી કે હવે પછીની બીજી જીંદગી છે, અને તે આગાહી ઉપરથી એ વિચાર એક પછી એક માણસોમાં ઉતરી આવ્યો, તો એ મૂળને ઘણા પૂરાના ધર્મોનો ટેકો છે, કે જે ધર્મો સ્થાપનારાઓએ પોતાના અથાગ અને એકાંત અભ્યાસના પરિણામ તરીકે એ આકીન જાહેર પાડી પોતાના ધર્મ સંબંધી પુસ્તકોમાં તેને અમર કર્યું છે.

(૪) અગરજો તમે એ આકીનના મૂળ તરીકે માણસ જાતની અક્કલ લો અને કહો કે હવે પછી મરણ બાદ બીજી જીંદગી ખરેખર છે નહિં પણ એ તો ફકત માણસ જાતની અક્કલે ખેંચી કાઢેલું અનુમાન છે તો પછી અક્કલે કબૂલ રાખેલા વિચારની વિરૂદ્ધ જવું એમાં એક જાતની બીવકૂફી છે. એક આકીન, ફરમાન યા કાનૂનને જ્યારે અક્કલે ઉત્પન્ન કર્યાં હોય અને અક્કલે કબૂલ રાખ્યાં હોય ત્યાર પછી તેની સામે લડવું યા તેને જૂઠું પાડવું એ એક જાતની બેવકૂફી છે.

ઇશ્વરની હસ્તી પછી, આત્માની અમર્ગી એ બીજુ આકીન છે, કે જેને એ પ્રમાણે સઘળી દુનિયાની પ્રજાઓની પસંદગી અને બાહાલીની સાબિતી મલે છે. એ બે સચ્ચાઇઓ ઊપર સઘળા ધર્મોનો પાયો રચેલો છે. એ બે સચ્ચાઇઓ ઊપર એક બુદ્ધિ ધ-

રાવનાર પ્રાણી તરીકે માણસ જે કાંઇ કરે છે તેનો આધાર છે. તમો ઇશ્વરની હસ્તી માનો તો આ દુનિયાના નીતિ ઈચ્છક હાકેમ ( Moral Governor ) તરીકે તેનું ડહાપણ અને ઈનસાફ કબૂલ રાખવાને એ બીજું સિધ્ધાંત—ભવિષ્યની જીંદગી—માનવા વગર તમારો છૂટકો નથી. એ આકીનપર શક નાંખવાથી બીજાપર પણ શક પડે છે. અલબત જો કે એ સચ્ચાઇઓ સઘળા જમાનામાં અને સઘળી પ્રજાઓમાં કબૂલ રખાયલી છે, તોપણ જૂદા જૂદા જમાનામાં એવા પુરૂષો અથવા ટોળા ઉત્પન્ન થયા છે કે જેઓએ એ સચ્ચાઇનાં સિધ્ધાંતો ઉપર શક નાંખ્યો છે. પણ એવા માણસોના વિચારો થોડા વખતમાં મરણ પામ્યા છે. અલબત એવા વિચારો ધરાવવામાં કેટલીકવાર કોઇ વિદ્વાનોનાં નામો જોવામાં આવે પણ તેઓ ઘણી વાર ભૂલ ભરેલાં સિધ્ધાંતો ઉપરથી એવાં અનુમાન કાઢે છે.બાકી એ આકીન ઉપર શક નાખનારામાંના ઘણાઓ તો ફકત માણસ જાતના મોટા ભાગના સાધારણ વિચારથી જૂદા પડવાની નવાઇને ખાતર અને એમ કરી પોતાને કોઇ મોટા હિંમતવાન અને શ્રેષ્ટ શખસમાં ખપાવવાને ખાતર એ પ્રમાણે શક નાંખે છે. અને વળી ઘણાખરાઓ પોતે જે અપવિત્ર, ઘાતકી, અને હવશ ભરી જીંદગી ગુજારતા હોય તે જીંદગીમાં ચાલુ રહેવાને અને ભવિષ્યની કોઇ સજા તરફ બેદરકારી રાખવાના હેતુથી ખરા વિચારથી યા ઢોંગથી એ આકીન ઉપર શક નાંખે છે.

---

# બાબ ચોથો.



## ત્રીજી દલીલ.

## આત્માનુ અદૈહિકપણું.

આત્માના અમરપણાની ત્રીજી મુખ્ય સાબિતી આત્માનું અદૈહિકપણું છે. આપણો આત્મા કોઇ દ્રવ્ય અથવા સ્પર્શ્ય વસ્તુ ( Matter ) નથી. એવી ચીજથી તે નિરાળો છે. તે અદૈહિક હોવાથી દેહની સાથે તેનો છેડો આવતો નથી. તે કોઇ સંયુકત પદાર્થ નથી કે જેનાં મૂળતત્વો છૂટાં પડવાથી નાશ પામે. સંયુકત દૈહિક વસ્તુઓ ફેરફારને પાત્ર છે. આપણો આત્મા એ પ્રમાણે દૈહિક નહિં હોવાથી નાશ પામતો નથી, પણ અમર રહે છે. તેના હાડમંદ બદનથી છૂટા પડયા પછી પણ તે પોતાની સઘળી શક્તિઓને અમલમાં લાવતો હૈયાત રહી શકે.

એ દલીલ જે એ બાબતની આત્મતત્વ વિદ્યા સંબંધી ( metaphysical ) દલીલ છે તે એક મુશ્કેલ અને ગુચવણ ભરેલી બાબત છે. બીજી દલીલો જે સાધારણ અથવા લોકથી સમજાય એવી છે તેના જેવી એ સરળ અને સેહેલી નથી તોપણ ભવિષ્યની જીંદગીની હસ્તીની સામટી તપાસમાં એ દલીલ ભૂલવી નહિં જોઇએ. વિદ્વાન એડીસન એ દલીલને પેહેલું વજન આપે છે. પણ ડાકટર ડીક અને રેવરંડ રે તેને ઘણી અગત્યતા આપતા નથી.

માણસનો આત્મા ચાર્વાકમતવાળા ધારે છે તેમ દૈહિક નથી પણ અદૈહિક છે તેની મુખ્ય સાબિતી એ છે કે એક માણસને તેની છૂટી હયાતીનું ભાન ( consciousness of separate existence ) રહે છે. તેને પોતા માટે એક જાતી નહિં ફેરફાર થતા ઐકયભાવ ( personal unchanging identity )નો ખ્યાલ છે. માણસની અવયવ રચના ( Organism )માં દર ઘડિયે અને

દરપળે ફેરફાર ચાલુ રહે છે. તેના સેન્દ્રિય પદાર્થો બીજી જાતના પદાર્થોમાં હમેશાં બદલાતા રહે છે. મારા શરીરના પદાર્થો એક વર્ષપર હતા તે આજે નથી. દર ઘડિએ મારા તનમાં નવા પદાર્થો ખોરાક રૂપે હું લઉં છું, દરઘડિએ તરેહવાર રીતે હું તેમને બાહાર કાઢું છું. મારા શરીરમાં કાંઇ પણ ચીજ એવી નથી કે જેને હું મારી અને મારીજ કહી શકું, શિવાય કે મારો પોતાનો સ્વઆત્મ (Trueself), મારે પોતાને માટેનું જાતી ભાન, મારી છૂટી હયાતીનું અને ઐકયભાવનું ભાન, કે ૨૫) વર્ષ ઉપર હું જે જીવનજી હતો તેજ જીવનજી હું આજે છું, જો કે શરીરમાં અને અવયવ રચનાના પદાર્થોમાં હું ફેરફાર થતો ગયો છું. તે ભાનજ મને દેખાડે છે કે મારા આત્માને મારી દેહ સાથે કંઇ લાગતું વળગતું નથી. તે જૂદો છે. તે અદૈહિક છે. એવીજ દલીલ ઉપરથી જાણીતો જર્મન વિદ્વાન ગોએથ કહે છે કે " Man has a right to believe in the existence and immortality of the Soul and such a belief is agreeable to his nature, whereas the contrary belief is not.........To me the eternal existence of the soul is clear from its activity. If I work incessently until my death, I have a sort of guarantee from nature, of another form of existence when the present can no longer supply a field for the energies of my spirit." "માણસને પોતાના આત્માની હસ્તી અને અમર્ગી માનવાનો હક છે અને એવું આકીન તેના જાતી ખવાસને અનુસરતું છે, જ્યારે એથી ઉલટું આકીન એમ નથી. આત્માની ચપળતા ઉપરથી મને તેની અમર્ગી ખુલ્લી દીસે છે. જો હું મારા મરણ સૂધી જાયુક કામ કર્યા કરૂં તો મને કુદરત તરફથી એક જાતની જામીનગીરી મળે છે કે જ્યારે મારા આત્માની શક્તિઓને કામ કરવાને હાલનો ચાલુ વખત કોઇ ખેતર પૂરૂં નહિં પાડશે ત્યારે મારે માટે કોઇ બીજી જાતની હૈયાતી છે."

હવે આત્મા શરીરથી જૂદોજ છે આત્મા તેજ શરીર નથી તેનો પૂરાવો નાઇટ્રેસ એસીડ અથવા લાફીંગ ગેસ લેતી વખતે નોંધાયલી બાબતોથી રજુ કરવામાં આવે છે. મી૦ લેલી પોતાનો અનુભવ જાહેર કરે છે કે તેના દુખતા દાંત કાડવા માટે તેને એ હવાથી બેભાનપણું આવ્યું પણ તેનું મન કામ કરતું રહ્યું. એ ગેશથી દુ:ખની શરીરને થતી લાગણી તે કહે છે કે બંધ પડી, પણ મન કામ કરતું રહ્યું. દાંત કાઢયા કે નહિં તે વટીક તેને ખબર નહિં પડી. તે ઉપરથી તેણે તબીબને હોંશિયારીમાં આવી દાંત કાઢવાને કહ્યું. તે છતાં તે કહે છે કે મન તો કામ કરતુંજ રહ્યું હતું.

સર હંફ્રી ડેવી જેવો કુદરતી વિધ્યામાં પ્રવીણ શખ્સ એ ગેસ વિષેનો પોતાનો અનુભવ જાહેર કરે છે. એની અસરથી સાજો થતાં તેણે પોતાના તબીબ ડાકટર કીંગલેકને કહ્યું કે "Nothing exists but thought the universe is composed of impressions, ideas, pleasures and pains."

હવે એ શરીરથી છૂટો આત્માનો ભાગ અદેહિક છે અને અને તે નાશ પામતો નથી એમ મરણ આગમજની અતે મરણ પછીની કાલબુતની હાલત જોયાથી માલમ પડે છે. એક રસાયણ શાસ્ત્રીની નજરે જોતાં એક માણસનું કાલબુત મરણ આગમજ અને પછી તેનાં તેજ શારીરિક તત્વોનું બનેલું છે. તેના તેજ રજકણો અને ભાગોથી તે બનેલું છે. પણ તેની ગતિ, લાગણી, સમજ શકિત ગુમ થયાં છે, કારણ કે તે સઘળાંને ચલાવનારી આત્મ શકિત જતી રહી છે. મી૦ રે જોકે તે આત્માની અદેહિકપણાની તપાસમાં દાખલ થવા ના પાડે છે તોપણ તે આ બાબતને ભવિષ્યની જીંદગીની એક જૂદી અને મજબૂત દલીલ ગણે છે. તે કહે છે કે એ ખરૂં છે કે ઘણાક માણસોની લથડતી દેહ સાથે તેનું મન પણ લથડતું જાય છે. પણ ઘણીક વાર એમ નથી પણ બનતું. દરદથી જો કે શરીર ખવાઈ જાય

છે તો પણ મન તો પોતાની અસલ ચપળતા અને ઝડપ છેક છેલ્લી ઘડી સૂધી જાળવી રાખે છે. એ દેખાડે છે કે જે દરદો માણસના શરીરનો નાશ કરે છે તે દરદો તેના મનની શક્તિઓને એમની એમ રેહેવા દે છે, અને તેનો નાશ કરતી નથી. એવા માં મરણ નીપજે છે તો તેથી શું તે શક્તિઓ જે તેના લાંબા વખતના દરદ સામે ટકી શકી હતી તે નાશ પામે ? થોડીક સેકંડ આગમજ જે શક્તિઓ પૂર ચપળતામાં હતી તે શું થોડીક સેકંડ પછી કામ કરતી તદન બંધ પડે ? ખરૂં છે કે મોત એ શક્તિ-ઓને આપણી સમજની હદથી બાહાર લઇ જાય છે પણ તે તે-મનો નાશ કરે છે એમ દેખાડવાને કાંઈ પણ કારણ નથી. એમ હોવાથી ત્યારે છાતી ઠોકીને એમ કહેવું અશક્ય છે કે " માણસ તેની હાલની હાલત ઉપરાંત કોઇ બીજી હાલતમાં હૈયાતી ભોગ-વવાને, વિચારવાને, અને કામ કરવાને અશકત છે."

એ પ્રમાણે ત્યારે ચાર્વાકમતની વિરૂધ્ધનું આત્મવાદિ મત આ ત્માના અમરપણાની એક અગત્યની સાબિતી રજુ કરેછે. આપણો આત્મા ચીજ અથવા વસ્તુથી જૂદો છે તેથી તે વસ્તુ સાથે તેનો છેડો આવતો નથી આત્મા કાંઇ કોઇ ચીજ યા વસ્તુ નથી કે તેનો એક ચીજની માફક છેડો આવે ઉપલું આત્મવાદિ મત મજબૂતીથી રજુ કરનારામાં જ્યોર્જ બર્કલીનું નામ અગત્યનું છે. અઢારમી સદીની શરૂઆતમાં પ્રખ્યાતી પામેલો એ વિદ્વાન "માણસ જાતના જ્ઞાન નાં મૂળતત્વો" ( Principles of Human knowledge ) એવા નામના પોતાના પુસ્તકમાં એ ચાર્વાક મતની વિરૂધ્ધ આતમવાદી મત મજબૂતીથી સ્થાપે છે. અને તે એટલી બધી હદ સૂધી જાય છે કે તે આત્મા અથવા મન સિવાય કોઇ પણ ચીજ યા વસ્તુની હસ્તીજ ના પાડે છે તેના કહેવા પ્રમાણે "મન વગર કોઈ પણ ચીજનું અસ્તિત્વ અથવા હોવુંજ નથી. વસ્તુની હૈયાતીનો મનને ભાસ ( Perception ) થવો જોઇએ. જ્યાં સૂધી ચીજનો મને ભાસ થતો નથી અથવા તે મારા મનમાં હૈયાતી ભોગવતી નથી

ત્યાં સૂધી તેની હૈયાતી હોવીજ નહિ જોઈએ અથવા તો કોઇ નિરંતર આત્માના મનમાં તેની હૈયાતી હોવી જોઇએ..........આત્મા અથવા મન જેને ભાસ થાય છે. તે સિવાય બીજી કોઇ ચીજ નથી. કશાનો ભાસ નહિં થાય એવાં સાધનમાં કોઇ પણ વસ્તુનો ખ્યાલ આવે એ એક જાતનો પ્રતિષેધ (contradiction) છે."

પણ વળી કેટલાક વિદ્વાનો આત્માની અમર્ગની બાબતના સંબંધમાં આત્મા અદેહિક છે એવું સિદ્ધાંત સાબિત કરવાની અગત્યજ ના પાડે છે. જેમ ભૂમીતિનાં પોતાનાં પ્રત્યક્ષ પ્રમાણો (axioms) અથવા સ્પષ્ટ સચ્ચાઇઓ હોય છે તેમ ફિલસુફીમાં પણ છે. એ પ્રત્યક્ષ પ્રમાણો તે એવાં વચનો છે કે જે પોતાની જાતી સ્પષ્ટ સચ્ચાઇને લીધે માનવામાં આવે છે, અને જેને માટે કોઇ પણ જાતની સાબિતીની અગત્યજ નથી. તેમને દેખીતી સચ્ચાઇ તરીકે કબૂલ રાખવામાં આવે છે. એ પ્રત્યક્ષ પ્રમાણો કબૂલ રાખ્યા પછીજ ભૂમિતિ સિદ્ધાંતો ( Propositions ) સાબિત થઇ શકે છે. એ પ્રત્યક્ષ પ્રમાણોની ઉપરજ ભૂમિતિનાં સઘળાં સિદ્ધાંતોનો આધાર છે. હવે જે પ્રમાણે ભૂમિતિમાં એવાં પ્રત્યક્ષ પ્રમાણો છે કે જેની સાબિતી માટે ખોટી થયા વગર આપણે તેમને કબૂલ રાખીએ છીએ તેમ ફિલસુફીમાં પણ છે. આત્માનું અદેહિકપણું અથવા શરીરથી નિરાળી તેની હસ્તી એ એક એવું ફિલસુફીનું પ્રત્યક્ષ પ્રમાણ છે કે જેને સાબિત કરવાની કાંઇ પણ અગત્ય નથી, કારણ કે તે એક દેખીતી સચ્ચાઈ છે, એક સ્પષ્ટ વચન છે.

જાંણીતો ફ્રેંચ ફિલસુફ દએકાર્ટ જે સિદ્ધાંત રજુ કરતો હતો કે "હું વિચારૂંછું તેથી હું હૈયાત છું." તે ઉપર 'લુઈફીગુએ' નામનો એ વિષેનો એક ફ્રેંચ લખનાર સુધારો અને વધારો કરી કહે છે કે "હું વિચારૂંછું તેટલા માટે હું અમર છું." એ વિચાર પ્રમાણે 'વિચાર' એ એક વાસ્તવિક બાબત (Fact) છે. અને આપણા હાથ પગ કે શરીરના કોઈ ભાગ પોતે કોઇ વિચાર કરી શકતા નથી એ પણ એકસરખું વાસ્તવિક છે. માટે આપણે

વિચાર કરનાર કોઈ અદેહિક આત્મા ધરાવીએ છીએ એ એક સ્પષ્ટ સચ્ચાઇ ( self-avident truth )છે. એક માણસને તમે કોઇ સવાલ પૂછશો તો તે હા કે ના નો જવાબ દેશે. કોઇ ઝેરી હવા તેના દમમાં આપી તેને મારી નાંખી એક અર્ધી મિનિટ પછી તેને સવાલ પૂછતાં કાંઈ પણ જવાબ નહિં દેશે જો કે તેના શારીરિક ભાગો તો તદન એક સરખા સલામત છે એ એક સ્પષ્ટ દેખીતી સચ્ચાઇ છે કે કોઈ વિચાર કરનારો ભાગ શરીરથી જૂદો અદેહિક છે. અને જ્યારે એમ છે ત્યારે નેશનલ રીવ્યુ નામના એક ચોપાનિયાના ગઇ સાલના એક અંકના લખનારના શબ્દોમાં આપણે પૂછીશું કે "અગર જો કોઈ એવી ચીજ હોય કે જેના વિચાર અને અંતર્જ્ઞાન ગુણો હોય—અને ખચિત તેઓ કોઇ ચીજના ગુણો તો હોવો જોઇએ........અને ટુંકમાં કહીએ તો અગરજો આત્મા જેવું કાંઇ હોય તો—શું આજનાં જમાનાના ફિલસુફો એમ કહી શકશે કે અસલના વારાની ફિલસુફી આત્માને અમર માનવાને ભૂલ કરતી હતી ?"

પણ તકરારને ખાતર કદાચ આપણે એ વિષેનું ચાર્વાકમત કબૂલ રાખીએ કે આપણો આત્મા અદેહિક નથી પણ દેહિક છે, એટલે તે દેહ અથવા વસ્તુ વગર છૂટો રહી શકે નહિં તો પણ તેથી તે અમર નથી એમ સાબિત થતું નથી. વિદ્વાન એડીસન કહે છે તેમ આત્માની અમર્ગી માનવા માટે તેને અદેહિક માનવાની ખાશ અગત્ય નથી. અગર જો તે સર્વશકિતમાન સાહેબની મરજી હોય કે આત્માને અમર રાખવો તો તે પોતાની સર્વ શકિતથી તેમ કરી શકે. અગર જો આત્માને પોતાની શકિત ચાલુ રાખવાને માટે કોઇ દેહ અથવા વસ્તુની રચના (Material System ) ની અગત્ય હોય તો તે સર્વ શકિતમાન સાહેબ તે આત્માને કોઇ સૂક્ષ્મ હવા રૂપી વસ્તુ ( ethereal substance ) ની દેહ અને અવયવી રચના આપી શકે. ઘણાક વિદ્વાનો એમ માને છે કે આત્મા જોકે આપણું નજરે પડતું શરીર છોડે છે

તોપણ તેને એક સૂક્ષ્મ પાતળી હવાનું એક જાતનું નજરે નહિં પડતું શરીર હોય છે જે તેને જન્મથીજ મળેલું હોય છે. અને જે તે જ્યારે પેલું નજરે પડતું કાલબુત છોડે છે ત્યારે તેની સાથેજ રહે છે. વળી અવયવી રચના સાથેના શરીરની આત્માને જો અગત્યજ હોય તો તે સર્વ શક્તિમાન સાહેબ એક માણસના મરણ બાદ તરત તેને આ ઓહોળી સૃષ્ટિના કોઈ બીજા ભાગમાં એવા કોઇ શરીર સાથે જોડે. જો તે સર્વ શક્તિમાન સાહેબ આ શારીરિક દુનિયાને લાવ્યો અને કરોડો વર્ષ થયાં ટેકવી અને ચલાવી શક્યો છે. એવી રીતે કે તેનું એક રજકણ અથવા બારીકમાં બારીક ભાગ પણ નાશ પામ્યો નથી. તો તે સાહેબ આપણા આત્માને-પછી તેને દૈહિક ગણો કે અદૈહિક—કોઇ પણ હાલતમાં ટેકવી અને હેયાત રાખી શકે એ તદન સ્વભાવિક છે. એ ઉપરથી દીસે છે કે આત્માના અમરપણાની બીજી સાબિતીઓની સનમુખ આ તકરાર કે આત્મા દૈહિક છે અને અદૈહિક નથી તે ટકી શકતી નથી. એક બારગી તે દૈહિક હોય તો પણ તે છતાં અમર રહી શકે.

---

# બાબ પાંચમો.

## ચોથી દલીલ.

### માણસ જાતના મનમાં થસી ગયલી ભવિષ્યની જીંદગીની ઈચ્છા.

ભવિષ્યની જીંદગી માટેની અને તે જીંદગીમાં સુખ પામવા માટેની મજબૂત અને જાથુક ઈચ્છાઓ જે માણસના મનમાં સ્વભાવિક રીતે હોય છે તે એ ભવિષ્યની જીંદગીની એક વધુ સાબિતી છે. કોઇ પણ માણસ પોતાની હાલની મઝા અને આ-

નંદથી સંતોષ પામતો નથી. એક સુખ, મઝા યા આનંદ તે ભોગવી રહ્યો કે બીજા વધુ ઉપર તેની ઇચ્છા જાય છે. શું રાજા કે પ્રજા, શાહા કે ફકીર, વેપારી કે કારીગર એમ એક પછી એક ઇચ્છા ધરાવે છે. ફિલસુફો અને વિદ્વાનો એવી ઇચ્છાથી એક પછી એક શોધો કરતા ચાલુ રહે છે. એજ પ્રમાણે માણુસ જાતની છાતીમાં ભવિષ્યમાં જીંદગી ગુજારવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. એક લખનાર કહે છે તેમ:

Hope springs eternal in the human breast
Man never is but always to be blest.
The soul uneasy and confined from home
Rests and expatiates in a life to come

એટલે "માણુસની છાતીમાં આશા હમેશાં જાથુક ઉત્પન્ન થાય છે. માણુસ કદી આશિર્વાદ પામી રહેલો નથી, પણ હમેશાં આશિર્વાદ પામતો રહે છે. તેનો બેચેન અને ઘર બાહાર બંધ રહેલો આત્મા હવે પછી આવતી જીંદગીમાં આશાએસ લે છે અને વધુ છૂટો ફરે છે."

અમરપણાની ઇચ્છા માણુસ જાતમાં સાધારણ અને કુદરતી છે તે માણુસનાં ઘણાંક કામો ઉપરથી માલમ પડે છે કે જે કામોના વાજબીપણાનો કોઇ બીજા વિચારથી ખુલાસો આપી શકાય નહિં. માણુસો પોતાની કીર્ત્તિ માટે કાળજીમંદ હોય છે, પોતાના નામને અમર રાખી જવાને માટે ખંતી હોય છે, મરણ બાદ પોતાની યાદ જાથુક રખાવા માટે ઊલટમંદ હોય છે એ સઘળું તે અમરપણાની એ કુદરતી ખાહેશનું પરિણામ છે. એ ખાહેશને લીધે દરેક ડાહચો માણુસ પોતાના મરણ બાદ પોતાની આબરૂને કાંઈ ઝાંખ ન લાગે તેને માટે ફિકરમંદ રહે છે. એ ઉપરથી દેખાય છે કે દરેક માણુસમાં ભવિષ્યની જીંદગી માટે કુદરતી ઇચ્છા થસી રહેલી હોય છે. કહે છે કે મીલેશીયાની કુમારિકાઓમાં એક વખત આપઘાત કરવાની ઘેલાઇ ફેલાઇ હતી અને તેનો અટકાવ કરવાને ઘણા પણ ઉપાય લીધા તે ફોકટ ગયા અને

એક પછી એક આપઘાતો ચાલુ રહ્યા. સેવટે કહે છે કે સતાવા-ળાઓએ એક જાહેરનામું બાહાર પાડ્યું કે હવેથી જો કોઇ આ-પઘાત કરશે તો તેણીને શેહેરના વસ્તીવાળા ભાગમાં તદન નાગી ટાંગવામાં આવશે. પોતાના મરણ બાદ પોતાના રખેને એવા બૂરા હાલ થાય અને રખેને પોતાના નામને ખરાબ લાગે એવા વિચારથી તે સ્ત્રીઓ ઉપર એવી તો અસર થઇ ગઈ કે ત્યાર પછી કોઇ પણ કુમારિકાએ આપઘાત કર્યો નહિં. ભવિષ્યની જીંદગીની ઇચ્છા અને તે હાલતમાં પોતાના નામની આબરૂ જાળવી રાખવાની જિજ્ઞાસા એ એ પરિણામનું કારણ હતું.

એ બાબદના સંબંધમાં યુનાની તવારીખનવેશ ઝેનોફોન ઇરાની પાદશાહ સાઇરસને પોતાના મરણની થોડુંક આગમજ પોતાના ઇરાનીઓને જે શબ્દો કેહતો જાહેર કરે છે તે શબ્દો જાણવાજોગ છે (સાઇરોપીડીયા બુક VIII). સાઇરસ કહે છે:

"મારાં અત્યંત વહાલાં બચ્ચાંઓ! એમ ના ધારશો કે હું તમારી આગળથી જતો રહીશ એટલે હું વધુ હસ્તી ભોગવતો બંધ પડીશ. પણ યાદ રાખજો કે હું તમારી નજદીક હૈયાત હતો ત્યારે પણ મારો આત્મા તમોને તો અણદીઠ હતો પણ મારાં કામોથી તમો જાણતા હતા કે તે મારા શરીરમાં હૈયાત છે. તેટલા માટે તમોએ માનવું કે (મારા મરણ બાદ પણ) તે હૈયાત છે જોકે તે તમોને નજરે ન પડે. નામાંકિત માણસોની આબરૂ ઇજત મરણ બાદ કેટલા થોડા વખતમાં નાશ પામે જો તેઓના આત્માઓ તેઓની કીર્ત્તિ જાળવી રાખવાને માટે કાંઈપણ ચીજ નહિં કરે તો! આપણો આત્મા આ શરીરના કાલબુતમાં હૈયાત હોય છે પણ કાલબુતમાંથી બાહાર નીકળ્યો કે મરણ પામે છે અથવા તો એક ભાન વિનાના કાલબુતમાંથી તેને રૂખસદ મળ્યા પછી તેનું સઘળું ભાન ગુમ થાય છે એમ હું તો કદી વિચારવાનો નથી. આ શરીર સાથેના સંબંધથી તે છૂટો પડે છે ત્યારે તે ખરેખર હૈયાત છે."

એ બાબતમાં સીસરોના વિચાર પણ જાણવા જોગ છે. પોતાની 'બુઢાપો' નામની ચોપડીની સેવટે તે પોતાના વિચાર 'ક્રેટો'ને મોઢેથી સીપીઓ અને લેલીઅસને કહેવડાવે છે કે "ઓ સીપીઓ! કોઈ પણ મારી ખાતરી કરશે નહિં કે તારા લાયકીવાળા પિતા અથવા તારા વડવા પોલસ અને આફ્રિકેનસ અથવા તેના બાવા યા કાકા આફ્રિકેનસ અથવા બીજા ઘણા નામાંકિત માણસો જેઓનાં નામ દેવાની મને અગત્ય નથી તેઓ ભવિષ્યની જીંદગી તેઓનો એક જાતનો હક છે એવું જાણ્યા વગર આવતી ઓલાદોમાં યાદ રહી જાય એવાં કામો કરી ગયા હોય. અને જો એક બુઢા માણુસનાં હક તરીકે મને મારે પોતાને વાસ્તે બોલવાની રજા આપો તો હું પૂછું છું કે શું તમો એમ ધારોછો કે અગરજો હું એમ માનત કે મારી આ જીંદગીની હદ મારી કીર્તીનો પણ છેડો લાવશે તો દેશમાં અને દેશ બહાર થાકવી મૂકનારા કેટલાક દિવસો અને રાતોની શું હું રંજ ખેંચત? શું મેહેનત વગર અને સરસાઇ મેળવવાના ફાંફાં વગર મારી જીંદગી રાહત અને આરામમાં ગુજારવાનું વધારે પસંદ પડતું નહિં થઇ પડત? પણ હું જાણતો નથી કે કેવી રીતે મારા આત્માએ પોતાને બુલંદ હાલતે ચઢાવ્યો છે અને ભવિષ્યની જીંદગી ઉપર નજર રાખી છે એવા વિચાર અને આશાથી કે જ્યારે તે આ જીંદગીથી ગુજર પામશે ત્યારે તે એક હમેંશની જીંદગી ગુજારશે. આપણો આત્મા અમર છે એ જો ખરૂં નહિં હોય તો ઘણાં નામાંકિત આદમીઓના આત્માઓને બીજાના કરતાં કીર્ત્તી મેળવવાને કાંઇ ઉશકેરણી નહિં મળે.

"વળી ઘણાં ડાહયા માણસો શાંતપણાથી મરણ પામે છે અને અજ્ઞાન માણસો ચિંતા સાથે મરણ પામે છે તેનું કારણ શું? શું એનું કારણ એ નથી કે ઘણા ઉંડા વિચારવાળા માણસો અગમચેતી જોઇ શકે છે કે તેઓ એક વધારે સુખી હાલત તરફ જાય છે જે એક સાંકડી નજરવાળા આદમીઓ જોઈ શકતા

નથી. મને તો તારા વડવા જેને હું માન આપતો હતો અને ચાહાતો હતો તેઓને જોવાની ઉમેદથી અત્યંત ખુશી ઉપજે છે અને જે ભલા પુરૂષોને હું ઓળખું છું તેઓનેજ ફકત નહિં પણ જેઓને વાસ્તે મેં વાંચ્યું અને સાંભળ્યું છે અને વળી જેઓને માટે મેં પોતે લખાણ કર્યું છે તેઓને પણ મળવાની હું અત્યંત ઇચ્છા રાખુંછું. આવી ખુશનુમા મુસાફરીથી મને પાછો રાખવામાં આવશે નહિં. અરે ભાગ્યશાળી દહાડો તે કે જ્યારે હું આ ટોળામાંથી, આ અપવિત્રાઇના ઢગલામાંથી છૂટો પડીશ, અને ઉંચો દરજ્જો પામેલા આત્માઓની ઈશ્વરી મંડળીમાં દાખલ થઇશ, જ્યારે હું ઉપર કહેલા મહાન પુરૂષોની આગળ જઇશ એટલુંજ નહિં પણ મારા દીકરા કેટોની નજદીક જઈશ કે જેનાં કરતાં કોઈ વધારે ભલા આદમીએ કદી જન્મ લીધો નથી અને જેના મરણની ક્રિયાઓ મેં પોતે કરી છે જ્યારે કે તેણે મારી ક્રિયાઓ કરવી જોઇતી હતી પણ તેના આત્માએ કાંઇ મને છોડી દીધો નથી પણ મારી ઉપર નજર નાંખતો તે અગાઉથી તે મકાનો તરફ ગયો છે કે જ્યાં તે જાણે છે કે હું તેની પાછળ જનાર છું. અને જો કે મારા દીકરાના મરણની ખોટ હિંમતથી સહન કરતો હું દખાયો હોઉ તોપણ તેથી મને કાંઈ લાગ્યા વગર રહ્યું નથી, પણ મેં આ ખાતરી ભર્યા વિચારમાં દિલાસો લીધો છે કે થોડા વખતમાં અમો પાછા સાથે મળીશું અને પછી ફરીથી કદી છૂટા પડીશું નહિં."

મરણ બાદ કોઇ બીજી જીંદગી છે એવા મજબૂત આકીનથી માણસો પોતાની પાછળ ભલું નામ મૂકી જવાનો જે કાળજી રાખે છે અને ભલાં કામો કરવાની જે ઇચ્છા ધરાવે છે તે કાળજી અને ઈચ્છાજ ભવિષ્યની જીંદગીની હસ્તીની એક જાતની દલીલ છે. એ વિષે ૧૭ મી સદીની અધવચમાં થઈ ગયલો એક કાબેલ ઇંગ્રેજી ન્યાયધિશ કહે છે કે "હું ખોદાને ખાતર માણસોને અરજ કરૂં છું કે જો કોઇ વખતે તેઓના મનમાં એવી ખાહેશ અથવા ઈચ્છા ઉત્પન્ન થાય કે બીજા, તેઓ માટે તેઓના મરણ વેળાએ સારૂં

આલે તો તેઓએ તે વખતે ખરા દિલથી વિચારવું કે એવા વિ-ચારો કોઇ ગેબી આત્મા તરફથી આ ફાની શરીર છોડયા પછી એક વિદેહી આત્માની હસ્તી હમેશાં જારી રાખવા માટે છે અને કોઇ બાકી આત્મા તરફથી નથી કે જે પોતાની હૈયાતી ઉપરાંતની ચીજો કરી યા વિચારી યા ઇચ્છી શકતો નથી અથવા તે વિષે ચિંતા કરી શકતો નથી." અગરજો મરણથી આત્માની હસ્તીનો છેડોજ આવવાનો હોય તો પછી માણસ પોતાના મરણ બાદ તેનું શું થશે, તેની આબરૂ અને કીર્તીનું શું થશે, તેને માટે કાલઉમંદ શું કરવા રહે? જો મરણથી છેડોજ આવી જવાનો હોય તો તે ભવિષ્યમાં પોતાના નામ નિશાન માટે બેદરકાર રહે. જો મરણથી સઘળાનો છેડોજ આવવાનો હોય તો આ દુનિયામાં દુ:ખ અને સંકટ પડતાં અથવા નામુરાદી અને નાઉમેદી મળતાંજ પોતાના જાનનો—જેમ કેટલાકો થોડા વખતના દીવાનાપણામાં કરે છે તેમ—આપઘાત કરીને છેડો લાવી મેલે. પણ નહિં માણસો એમ કરતા નથી. આપણે જોઇએ છીએ કે ઘણુંક આદમીઓ તેઓ ઉપર ગમે તેવું સંકટ આવી પડે છે તો પણ તે હિંમતથી ખમે છે, એવી ઇચ્છા અને આશાથી કે ફિકર નહિં એ સંકટોનો છેડો આવશે. વિદ્વાન શેકસપિયર કહે છે તેમ

They rather choose to bear those ills they have,
Than fly to others that they know not of.

એટલે "બીજાં દુ:ખો જે વિષે તેઓ કાંઇ જાણુતા નથી તેઓ તરફ દોડવા કરતાં તેઓ તેઓનાં હાલનાંજ દુ:ખો ખમવાને પસંદ કરે છે."

આપણી દકન કાલેજનો માજી પ્રિન્સિપાલ પ્રોફેસર એડવીન આર્નલ્ડ પોતાની એક ચોપડીમાં[1] એવી દલીલના સંબંધમાં જે વિચાર આપે છે તે જાણવાજોગ છે. તે કહે છે કે "થોડીક મજબૂતી સાથેની બીજી દલીલ એ છે કે એ બાબત વિષે આપણે

(૧) Death and Afterwards પા. ૨૦.

પોતાને કાંઇ નહિં ને કાંઇ તર્ક કરતા જોઇએ છીએ. આપણા બચપણની, જુવાનીની, અને પુર મરદ તરીકેની બીજી બધી ઇચ્છા થોડી ઘણી વખત જતાં આગાહી તરીકે સાચી પડતી જાય છે. આપણી પ્રેરણાબુદ્ધિ એક પછી એક પોતાને ખુલ્લી અને ખરી પાડતી જોએ છે. આપણું શરીર પોતાની વૃદ્ધિમાટે અગમચેતી કરે છે અને તેનું સાધન ભૂખની લાગણીથી પૂરૂં પાડે છે. બચ્ચાં તરીકેની જિજ્ઞાસા ઉપરથી મગજ જ્ઞાન તરફ પ્રફુલ્લિત થતું જાય છે. જાણે ખુદ કુદરત તરફથી કાનમાં ફૂંક મારીને ધીમેથી કહેવામાં આવતું હોય તેમ એમાં એક ભર્મ સમાયલો છે કે એક માણસને તેની અમર્ગીની બાબતનો વિચાર અને ખ્યાલ વારે ઘડિયે આવે છે. વળી યાદ રાખવું જોઇએ કે માણસ એ વિષેનો વાદવિવાદ અને ખાતરી ભરેલો ચુકાદો ઇશ્વરી વિચારમાં ગુંથાયલી તે ઘડિયે કરે છે કે જયારે એક ઉમદા લાગણીનો વિચાર તેના મનમાંથી સાધારણ શકો અને સ્વાર્થો દૂર કરે છે. (ભવિષ્યની જીંદગીના) એ આકીનને નહિં માનનારી ફિલસુફીને કેવો ફટકો પડે છે કે જયારે એક ખલાસી પોતાના વહાણ ઉપરથી તોફાની દરિયામાં પોતાના સોબતીને બચાવવાને યાતો તેની સાથે પોતાનો જાન આપવાને કૂદી પડે છે? પોતાનો ભોગ આપવા માટેનું એવું એક કામ અને આફતની બહાદુરી ભરેલી બેદરકારી પોતે એવું સાબિત કરી આપે છે કે માણસ પોતાની અમર્ગીમાટે પોતે પોતાને જેટલું જાણતો માને છે તે કરતાં ખરેખર વધુ જાણે છે."

અમરપણાની એવી ઇચ્છા જોકે દરેક સાધારણ માણસમાં કુદરતી હોય છે, તોપણ ખીલેલાં અને પ્રફુલ્લિત થયલા મગજવાળામાં અને નેક અને પવિત્ર માણસોમાં તે વધારે હોય છે. એવાં માણસો એવી ઇચ્છાને લીધે મોતને ઘણી હિંમતથી અને સબુરીથી શરણ થાય છે. જાણીતો વકતા દીમોસ્થીનીસ એ વિષેનો સરસ દાખલો આપણી સનમુખ ધરે છે. એ યુનાની વકતા મેસીદોન તરફથી આવતા દુશ્મનોની સામા થવાને, પોતાના

એથેન્સ શેહેરના શેહેરીઓને ઉશ્કેરવામાં પેહેલો હતો. જેમ ફિલિપ સામે તેમ તેની પાછળ સિકંદર સામે અને એન્ટિપેટર સામે તેણે એ વિષે ભાષણો કર્યાં હતાં જે ફિલિપિક્સને નામે જણાયલાં હતાં. એ કારણને લીધે એન્ટિપેટરે જ્યારે એથેન્સ જીતી લીધું ત્યારે તે શેહેરના અધિકારીઓને દમોસ્થીનીસને શરણ કરી દેવાને કહ્યું. એ ઉપરથી તે પોતાના મિત્રો સાથે પોસીદાનના દેવળમાં ભરાઈ ગયો. એન્ટિપેટરે આરકીઆસને તેને પકડી લાવવામાટે મોકલ્યો. આરકીઆસે કબૂલાત તેને આપી કહ્યું કે 'જો તું શરણ થઈ તારી ખુશીથી આપોઆપ આવે તો હું તારો જાન સલામત રખાવું.' અમર્ગીની ઈચ્છાની ઝૂમમાં અને પોતાની કીર્ત્તિને અને નામને રખેને ઝાંખ લાગે તેની ચિંતામાં તેણે હિંમતથી જવાબ દીધો કે "ખોદા ન કરે કે ઝીનોક્રેટીસ અને પ્લેટોને આત્માના અમરપણા ઉપર તકરાર કરતા સાંભળ્યા પછી હું એક માન ભરેલા મોત કરતાં એક અપકીર્ત્તિ અને નામોશીની જીંદગીને પસંદ કરૂં." એમ કહી તે એન્ટિપેટરને શરણ ન થયો પણ ઝેર પી મોતને શરણ થયો.

હાલની અને આગલી તવારીખ એવા ઘણા દાખલા પૂરા પાડે છે, કે જેમાં માણસો પોતાના ચોકસ વિચારો યા આકીનને વળગી રેહેવા માટે અથવા કોઇ ભલાં પરિણામો નીપજાવવા માટે પોતાના જાનનો ખુશીથી ભોગ આપે છે. ઘણાકોએ જબરજસ્તી અને જુલમથી ધર્મ બદલવાને બદલે પોતાના ધર્મને ખાતર ખુશીથી પોતાના જાનો આપ્યા છે. ઘણાઓએ પ્રજાનાં ભલાં માટેના પોતાના રાજ્યદ્વારી વિચારોને વળગી રહી પોતાના જાનો ખોયા છે. ટોળાના ભલાને અર્થે સંસારી સુધારા માટે લડી ઘણાઓએ પોતાના જીવ પટકયા છે. એમ કરવાને તેઓને કોણે ઉશ્કેર્યા? તેઓના મનમાં કુદરતી રીતે પેવશ થયલી જાતી ઈચ્છાઓ. એ ઇચ્છાએ ગોયા તેઓના કાનમાં ધીમી ફૂંક મારી તેઓને કહ્યું કે "ફિકર નહિં તમારી ભલી કોશિશો માટે તમને બદલો મળશે. મરણ પછી

પણ તમારે માટે એક જીંદગી છે કે જેમાં તમે તમારી આ દુનિયાની ગમે તેટલી હાડમારી છતાં તમારી ભલી કોશિશોનું રૂડું ફળ પામશો."

એ પ્રમાણે જ્યારે અમરપણાની ખાહેશ માણસ જાતમાં સાધારણ છે અને જ્યારે એ ખાહેશને લીધે માણસો પોતાના જાત ભાઇઓ માટે શુભેચ્છક કામો અને મોટાં પરાક્રમો કરે છે ત્યારે તેનો ખુલાસો વિદ્વાન એડીસન પૂછે છે તેમ

Whence springs this pleasing hope, this fond
desire,
This longing after immortality ?
Or whence this secret dread and inward horror
Of falling into nought ? Why shrinks the soul
Back on herself and startles at destruction ?

એટલે "આ ખુશી આપનારી આશા, આ આનંદ પમાડનારી ઇચ્છા, આ અમર્ગી માટેની ખાહેશનું મૂળ શું છે ? નીસ્તીમાં પડવાની આ છૂપી ધાસ્તી, આ દિલમાંની ચિંતાનો સબબ શો ? આત્મા પોતે હઠી શા માટે જાય છે અને નીસ્તીથી શા માટે ચોંકે છે ?

એનો ખુલાસો એજ કે કુદરતે માણસના મનમાં થસાવેલી ખાહેશ મુજબ મરણ પછી એક ભવિષ્યની જીંદગી સરજેલી છે. એ બાબતના સંબંધમાં લાઇગ હેન્ટ નામનો એક લખનાર વાજબી સવાલ કરે છે કે

Doth this Soul within me, this spirit of thought, and love, and infinite desire, dissolve as well as the body ? Has nature who quenches our bodily thirst, who rests our weariness, and perpetually encourages us to endeavour onwards, prepared no food for this appetite of immortality ?

એટલે મારામાં સમાયલો આ આત્મા, વિચાર, પ્યાર અને હદવિનાની ખાહેશવાલું આ રૂહ શું શરીરની માફકજ નાશ પામેછે ?

કુદરત જે આપણી શારીરિક તરસ મટાડે છે, આપણો થાક ઉતારે છે, અને આપણને હમેશાં વધુ અને વધુ કોશિશ કરવાને ઉશ્કેરે છે તેને અમરપણાની આ ભૂખને માટે કાંઈ પણ ખોરાક તૈયાર કર્યો નથી ?"

એ સઘળા સવાલોનો જવાબ એ છે કે માણુસ જાતના ખવાશમાંજ જે ભવિષ્યની જીંદગીની ઇચ્છા ઇશ્વિરે મેલી છે તે ઇચ્છાને પાર પાડવા માટે એક બીજી જીંદગી છે. જો એવી ભવિષ્યની બીજી જીંદગી જેવું કાંઇ નહિં હોય તો ઇશ્વરે માણુસના મગજમાં એની ઇચ્છા શા કારણે સરજેલી હોય ? તે કીરતારના ડહાપણુ અને ઇનસાફને અનુસરતું એ નહિં હોય કે તે પોતાના માણુસના મનમાં અમરપણાના જેવી ઉમદામાં ઉમદા ઇચ્છા જે તેનું સઘળી વાતે ભલું કરે છે તે ઇચ્છા મેલે, જ્યારે તે ઇચ્છાને પાર પાડવા માટે ભવિષ્યની જીંદગી જેવું કાંઈ હોયજ નહિં. તેના અત્યંત ડહાપણુને એ અનુસરતું ન કહેવાય કે તે તેના બંદાઓના મનમાં કલ્પિત આશાઓ મેલે, તેની ભલાઇને એ અનુસરતું નહિં. હોય કે તે પોતાના બંદાઓમાં એક ભલી ઉમેદ જેથી તે પોતાની જીંદગી સારી રીતે ગુજારી શકે તે મેલે, પણ તે ભલી ઉમેદ પાર પાડવાને બદલે ભવિષ્યની જીંદગી જેવું કાંઇ નહિં રાખીને તેને નાઉમેદ કરે અને પોતાની ઉમેદમાં ઠગાયલો દેખાડે.

જે પ્રમાણે ભવિષ્યની જીંદગીની ઇચ્છા અને તેમાં પોતાની ભલી ભલાઇનો બદલો મેળવવાની માણુસના મગજમાં જાતી પેવશ થયલી ઉમેદ એ સવાલો ઉત્પન્ન કરે છે તેમ ભવિષ્યની જીંદગીમાં હાલની ભૂંડી જીંદગીના બદલામાં શિક્ષા ખમવાની ધાસ્તીઓ અને ચિંતાઓ પણ એ સવાલો ઉત્પન્ન કરે છે. જો ભવિષ્યમાં એવી સજા ખમવા જેવું કાંઇ નહિં હોય તો તે કીરતારના ડહાપણુને એ અનુસરતું નથી કે તે પોતાના બંદાના મનમાં ભવિષ્યની જીંદગી વિષે ફોકટની ધાસ્તીઓ અને ચિંતાઓ ઉત્પન્ન કરે. જો ભવિષ્યની જીંદગી જેવું કાંઇ નહિં હોય અને તેમાં સારાં નરસાંનો બદલો કે શિક્ષા જેવું કાંઈ નહિં હોય તો માણુસે સારા

બદલાની રાખેલી ઉમેદ અને શિક્ષાને માટે રાખેલી ધાસ્તી અને ચિંતા ધ્યાનમાં લેતાં તેની હાલત બુદ્ધિ વિનાનાં જાનવરો કરતાં બદતર છે. તે જાનવરો પોતાની હાલની મોજ અને આનંદ તરફ જુએ છે અને પહાડો અને જંગલોમાં ફરતાં ફરે છે, ચરે છે, ખાય છે, પીયે છે અને પોતાની જીંદગી પૂરી કરે છે. તેઓ ભવિષ્યની ઉમેદની કે શિક્ષાની ધાસ્તી રાખતાં નથી. ત્યારે માણુસ જાત તો તે કરતાં બદતર કે જે ભવિષ્યની જીંદગી જેવું કાંઈ પણ નહિં હોવા છતાં ફોકટની ઉમેદોમાં મલકાય છે અને ધાસ્તીઓથી હપતાય છે. એ પ્રમાણે ત્યારે જ્યારે જાનવર ભવિષ્યની ઉમેદ યા ધાસ્તી વગર જીંદગી ગુજારે છે ત્યારે માણુસની હાલત તો બદતર કારણ કે તે ફોકટના એવા ખ્યાલમાં ધકેલા ખાય છે. પણ નહિં એમ નથી. તે કીરતાર ઈનસાફ ડહાપણ અને ભલાઈનો ખાવિંદ છે. તેને માણુસની ઉમેદો અને ધાસ્તીને અનુસરતી બીજી જીંદગી સરજી છે, જેમાં નેક માણુસોની ઉમેદો અને આશાઓ વાજબી રીતે બર આવે છે. એ વિષે આપણે હવે પછી વધુ બોલીશું.

---

# બાબ છઠો.

---

## પાંચમી દલીલ.

### માણુસના મગજમાં છાપ પામેલી જ્ઞાનની ઈચ્છા અને તેની બુધ્ધિગમ્ય મનશક્તિ.

માણુસ જાતના મગજમાં જ્ઞાન સંપાદન કરવાને જે જાતની ઈચ્છા હોય છે અને તે જ્ઞાન સંપાદન કરવા માટે તે જે મનશક્તિ ધરાવે છે તે માણુસની ભવિષ્યની જીંદગીની બીજી દલીલ રજુ કરે છે.

જ્ઞાન મેળવવાની ઇચ્છા થોડી કે ઘણી હદે દરેક માણુસમાં સાધારણ છે. એક બાળક જન્મ પામે છે ત્યારથી તે જ્ઞાન મેળવતું રહે છે. ઉમરે પૂગતાં તે જ્ઞાન મેળવવાને આતુરમંદ રહે છે. બચપણથી તે સવાલો ઉપર સવાલો પૂછી જ્ઞાન મેળવવાનો પોતાનો શોખ દેખાડે છે. બચપણથી જુવાનીમાં આવતાં તે શોખ વધતો અને પ્રફુલ્લિત થતો જાય છે. જ્ઞાનનો તે શોખ પૂરો પાડવા માટે માણુસો હજારો મૈલની વિકટ અને જાન જોખમમાં નાંખનારી મુસાફરી કરે છે. એક લખનાર કહે છે તેમ

For this the daring youth
Breaks from his weeping mother's anxious arms
In foreign climes to rove; the passive sage
Heedless of sleep or midnight's harmful damp
Hangs over the sickly taper; and untired
The virgin follows with enchanted step
The mazes of some wild and wondrous tale
From morn to eve.

એટલે અને ( એટલે એવા શોખને ) માટે એક સાહસિક જુવાન પોતાની રડતી માતાની ચિંતાભરી ગોદમાંથી પારકા દેશોમાં રખડવાને છૂટો પડે છે. એક વિચારવંત દાનાવ ઉંઘની અથવા મધરાતની નુકસાનકારક શરદીની દરકાર કર્યા વગર ઝૂરતા દીવા સનમુખ અભ્યાસમાં મશગુલ રહે છે. એવા શોખને માટે એક કુમારિકા થાકયા વગર સવારથી સાંજસૂધી જાણે કોઈ જાદુઇમાં ફસેલાં પગલાં સાથે કોઈ ગુંચવણ ભરી અને આશ્ચર્યકારક વાતમાં મશગુલ રહે છે.

ગમે એવો બોથડ અને અનઘડ માણુસ હશે તેને પણ થોડી વણી જ્ઞાન મેળવવાની અને કાંઇ ચીજ વિષે ખબર મેળવવાની ઇચ્છા થશે; એક અયાસી યા હવશમાં ચકચૂર થયેલા માણુસને પણ કોઇ ચીજ વિષે પડપૂછ કરવાને અને જ્ઞાન મેળવવાને શોખ હોય છે.

હવે એ પ્રમાણે જેમ માણસને જ્ઞાન મેળવવાને કુદરતી ખ્વાહેશ અને હોંસ હોય છે તેમ તે ખ્વાહેશ અને હોંસને તૃપ્ત કરી જ્ઞાન સંપાદન કરવાને તેને ઉમદા મનશક્તિ બખશવામાં આવેલી છે. તેની આસપાસ બેહોળી કુદરતમાં ગોઠવાયલી અગણિત ચીજોના આકારો, ગુણો અને સંબંધોનું જ્ઞાન મેળવવાને તેને ઇંદ્રિઓ બખશવામાં આવી છે. આપણી જોવાની ઇંદ્રિ આંખનોજ દાખલો લો, કે જે ઇંદ્રિથી તે જેમ કરોડો મૈલ દૂરની બીજી મોટી દુનિયાનું અવલોકન કરે છે, તેમ એક પાણીના ટીપામાં તરતા સેંકડો સૂક્ષ્મ જીવજંતુઓની હાલતનું અવલોકન કરે છે. તેની સાંભળવાની ઇંદ્રિ કાન લો, કે જેની મારફતે એક અનુભવી માણસ કેટલું બધું કરી શકે છે. એકાંત વખતે લાંબા તફાવતે ચાલતી હીલચાલ તે જમીનપર માથું મેલી પારખે છે અને જમીનના પેટામાં ચાલતા પાણીના પ્રવાહોની હસ્તી શોધી કાઢે છે. તેની લાગણીનો ઇંદ્રિઓ લો. એની મદદથી એક અપંગ માણસ સેંકડો ચીજોમાંથી એક ચીજ પારખી કાઢે છે. એ પ્રમાણે પોતાની બહારની ઇંદ્રિઓની મારફતે અવલોકન કરેલા સેંકડો અને હજારો પદાર્થો વિષેના ખ્યાલ અને વિચારો તેની મનશક્તિ મેળવી શકે છે. એ ઉપરથી તે તહરેવાર વિદ્યાઓને પ્રફુલ્લિત કરે છે અને નવી નવી શોધો કરે છે અને તેમ કરી ધરાઇને બેસતો નથી પણ નવો અને નવો વધારો કરતોજ રહે છે. માણસ જાતે પોતાના એવા જ્ઞાનથી આપણી પૃથ્વિના ગોળાની તપાસ લીધી છે; તેના જમીન અને પાણીના ભાગો, ખંડો અને ટાપુઓ, દરિયા અને મહાસાગરો તપાસ્યા છે; પાણીના મહાસાગરોને તળિયે રહેનારા જીવજંતો, ભાજીપાલા, અને ખનિજ પદાર્થો વિષે તેહકીક કરી છે; આપણી આસપાસની હવાનું પૃથકરણ કર્યું છે; વિજળી અને ગડગડાત શું છે તે નક્કી કર્યું છે; ગ્રહોનું કદ, તફાવત વિગેરે નક્કી કર્યું છે; ગણિત વિદ્યાથી નૌકાશાસ્ત્રને મદદ આપી છે, કળાકૌશલ્યથી બાફની ગાડીઓ અને વહાણો ચલાવ્યાં છે.

એ પ્રમાણે જ્ઞાનનાં જૂદાં જૂદાં ખેતરોમાં સોક્રેટીસ અને પલેટો આર્કીમીડીસ અને લોક, બોઈલ અને લાપ્લાટા અને એવાં બીજાં કાબેલ ભેજાંએ જે જે કર્યું છે તે જ્ઞાન સંપાદન કરવા માટે માણસ જાતની બુદ્ધિ કેટલી શકિતમાન છે તે દેખાડે છે. પોતાની એવી બોહોળી શક્તિઓને લીધે માણસ જાત બીજાં પ્રાણીઓ ઉપર સરસાઇ ભોગવે છે. ડાકટર માર્ટીનો કહે છે તેમ જ્યારે "Other creatures live in time; time lives in him alone" એટલે જ્યારે બીજાં પ્રાણીઓ ચોકસ વખત અર્થેજ કાળ ગુજારે છે ત્યારે વખત માણસ અર્થેજ વહે છે. બીજાં પ્રાણીઓ ચોકસ વખત માટેજ પેદા થયાં હોય તેમ પોતાનો કાળ ગુજારે છે અને ચાલુ વખતની હાજતો તરફજ જુવે છે. પોતાની જગ્યા, વખત, અને હાલતની હદ બહાર તેઓ જોઇ શકતાં નથી. તેટલા માટે તેઓની તે જગ્યા, વખત, અને હાલતમાંજ તેઓની દુનિયા સમાઇ રહેલી છે. પણ માણસ જાત તો પોતાની સીતેર એંશી વર્ષની ઉમરનો અનુભવ યાદ રાખી શકે છે. એટલુંજ નહિં પણ ગુજરેલા જમાનાનું તવારીખમાં જળવાઇ રહેલું ડહાપણ સંપાદન કરી શકે છે, અને ભવિષ્યના વખતમાં પણ નજર કરી શકે છે.

વળી જ્ઞાન સંપાદન કરવાને માટે માણસને જેમ ઉમદા મનશકિત આપવામાં આવી છે, તેમ વળી તે સંપાદન કરેલું જ્ઞાન જાળવી રાખવા માટે ઉમદા યાદશકિત આપી છે. જો આગળ મેળવેલું જ્ઞાન જાળવી રાખવાને માણસને એ યાદ શકિત નહિં આપવામાં આવી હોત તો માણસે જ્ઞાનના સંબંધમાં જે સુધારો અને વધારો આજે કર્યો છે તે બની શકત નહિં. જો આજે મેળવેલું જ્ઞાન કાલે વિસરી જાત તો આગળ વધારો થઇ શકતજ નહિં અને સઘળું જ્યાંનું ત્યાં રેહેત. પણ યાદશકિતની મદદથી આજે મેળવેલું જ્ઞાન ભવિષ્યમાં વધુ મેલવવા માટે આપણે કામે લગાડીએ છીએ. એવી યાદશક્તિના અજબ દાખલા આગળની અને હાલની તવારીખમાંથી મળે છે. જાણીતા રોમન ફિલસુફ

વક્તા સેનેકા માટે કહે છે કે કવિતાની બે હજાર કડીઓ તે સીધી અને ઉંધી એકે વખતે એક પણ ભૂલ કર્યા વગર બોલી જતો હતો. ઈરાની પાદશાહ સાઐરસ માટે કહે છે કે પોતાના મોટા લશ્કરના દરેક સિપાઈનું નામ યાદ રાખી શકતો હતો. પીરસ જેને વાસ્તે કહે છે કે રોમનો સાથેની લડાઇમાં એક યુરોપિયન તરીકે લડાઇમાં હાથીનો ઉપયોગ કરનાર તે પેહેલો હતો અને તેના હાથીના દેખાવથી ધાસ્તી ખાઇ રોમનો હાર્યા હતા તેનો સરદાર સીનીયસ જ્યારે પોતાના ધણી તરફથી કાસદ તરીકે રોમ ગયો ત્યારે એક દહાડામાં રોમની આખી સેનેટના સભાસદોના નામ તે એક દિવસમાં યાદ રાખી શકયો હતો, અને તેઓને અને રોમના ગ્રહસ્થમાં ગણાતા સર્વેને તે તેઓનાં નામથી સલામ કરવા લાગ્યો. માથ્રીદેતીસ પાદશાહ જે ત્રેવીસ પ્રજાઓ ઉપર રાજ્ય કરતો હતો તે એ સઘલી પ્રજાની ભાષા જાણતો હતો. કોર્સિકાના ટાપુના એક ઓરીટસ નામના છોકરા વિષે કહે છે કે તે મતલબ સાથેના અને મતલબ વગરના ૪૦,૦૦૦ શબ્દો એક હારમાં અને વળી પાછા ઉંધા યાદ રાખી શકતો હતો. કાળિદાસે ફકત એક વખત સાંભળેલો એક આખો નાટક પાછો એક પણ ભૂલ કર્યા વગર એમનો એમ લખાવ્યો હતો.

હાલના જમાના ઉપર આવતાં ડા૦ ઊવાલીસ વિષે કહે છે કે ત્રણની સંખ્યાનો ઘનમૂળ ( Cube root ) દશાંશની ત્રીશ જગ્યાસૂધી મોઢે કાઢી શકતો હતો. માગલીયા બેથી નામના ઈટાલિયન વિષે કહે છે કે તેણે પોતાની જીંદગીમાં છપાયલી સર્વે ચોપડીઓ વાંચી હતી અને યાદ રાખી હતી, અને કઇ ચોપડીમાં કયા બાબમાં અને કઈ કલમમાં એક બાબત આવી છે તે તરત કહી શકતો અને વળી ગ્રંથ કર્તાનાં પોતાના બોલેબોલ પાછા બોલી શકતો હતો. એક શખ્સે તેને પોતાની લખેલી ચોપડી વાંચવા આપી અને પછી ઢોંગ કરીને કહ્યું કે તે ચોપડી ખોવાઇ ગઇ છે માટે જેટલી તમોને યાદ હોય તેટલી કહો. તેની અજાયબી

વચ્ચે તેણે આખી ચોપડી ઓલેઓલ બરાબર લખી આપી. એમ યુલર નામના એક ગણિતશાસ્ત્રી વિષે કહે છે કે અત્યંત અભ્યાસથી અપંગ થઈ ગયા પછી તેણે "On the equalities of planetary motions" નામની એક ખગોળવિદ્યા સંબંધી ચોપડી લખાવી કે જેમાં ગુંચવણ ભરેલા મોટા હિસાબો તેણે પોતે મોઢે ગણીને કીધા હતા. કહે છે કે તેને વરજીલની ઇનીયડ આખી મોઢે હતી અને વળી પોતાની ચોપડીના દરેક પાનાની સેવટે કઇ લીટી આવી હતી તે કહેતો હતો. ડા. દીક પોતાનો અનુભવ જાહેર કરે છે કે તે એક જન્મથીજ અપંગ માણસને ઓળખતો હતો જે ઓલ્ડ અને ન્યુ તેસ્ટેમેંટ શરૂઆતથી તે સેવટ સુધી મોઢે બોલી જતો હતો.

એ પ્રમાણે ત્યારે માણસમાં જ્ઞાન સંપાદન કરવાને અત્યંત હોંસ છે એટલુંજ નહિં પણ તેને તે જ્ઞાન મેળવવામાટે અને તે જાળવી અને યાદ રાખી મૂકવામાટે ઉમદા મનશક્તિ આપવામાં આવી છે કે જે મનશક્તિ વધુ અને વધુ ખીલી શકે છે. હવે ત્યારે સવાલ ઊઠે છે કે માણુસ જાતમાં ઉત્પન્ન થયલી જ્ઞાનની એ ઇચ્છા અને તે મેળવવા અને જાળવવાની એ મનશક્તિ શું આ દુનિયાની સાંકડી હદના વખતનેજ માટે હોય ? એક માણુસનો આત્મા જે એ જ્ઞાનની ઇચ્છા રાખવા માટે, હમણાં સૂધી ચપળ અને કામ કરતો હતો અને તે જ્ઞાનને સંપાદન કરવા માટે તથા યાદ રાખવામાટે અજબ મનશક્તિ દેખાડતો હતો તે મોતના ફટકાને એકાએક શરણ થવાથી એ ચપળતા ખોઇ બેશે ? ખોદાના ડહાપણ અને સર્વ શક્તિને એ જેબ દેનારૂં નથી કે એક આત્મા જે હમણાં સૂધી તે ખોદાની કુદરતના ભેદભરમો પામવા અને તેમાં શોધ કરવા હમણાં સૂધી ગુંથાયલો હતો તે મોતથી એકદમ એ સઘળું કરતો અટકી જાય.

એક લખનાર કહે છે તેમ

Say, can a soul possessed
Of such extensive, deep, tremendous powers,
Enlarging still, be but a finer breath
Of spirits dancing through their tubes a while
And then for ever lost in vacant air ?

એટલે "કહો કે એક આત્મા કે જે આેહોળી, મોટી ગંજાવર અને વધતી જતી મનશકિતઓ ધરાવે છે તે શું માણોનો ફકત એક નાજુક દમ છે કે જે પોતાની નળીઆેમાં ફકત થોડો વખત નાચીને પછી ખાલી હવામાં હમેશાં ગુમ થઇ જાય ?"

જો એક આત્માની હસ્તી આ દુનિયાનાં થોડાંક વર્ષો માટેજ હોય તો ખોદાતાલા માણસના મનમાં જ્ઞાન વિષે એટલી બધી હોંસ અને ઇચ્છા શું કરવા મેલે અને તે સંપાદન કરવા માટે અને યાદ રાખવા માટે એવી અદભૂત મનશકિત અને યાદશકિત શું કરવા મેલત ? એક માણસ પોતાની અત્યંત ચાલાકી, હોંશિયારી અને કાબેલિયતથી જો એક સુંદર, કિમતી અને કારીગરીથી ભરેલું સાંચાકામ બનાવે પણ તે સાંચાકામ જો ફોકટનું હોય, જો તેથી કાંઈ ફાયદો થતો નહિં હોય, જો તેથી કાંઇ મતલબ સરતી નહિં હોય તો આપણે તે ઉપર કીધેલી મેહેનત અને ખરચેલો પૈસો ફોકટ ગણીએ અને તેનું કામ બીવકૂફીભરેલું ગણાય. અથવા ડાકટર માર્ટીનો કહે છે તે દાખલો આપણે લઇએ કે જો એક માણસને એક જગ્યાએ મુસાફરી કરતાં માર્ગમાં ફકત પાંચ સાત દહાડા રહેવું હોય અને તેને માટે તે છો અને પથ્થરની એક મોટી ઈમારત બાંધવા બેસે તો તે મેહેનત ફોકટ અને વ્યર્થ ગણાય. અથવા એક માણસને પડોશના ઘરમાં એક ગાંસડો મોકલવો હોય તેને તે મીણકપરથી વિંટાળવા બેસે અને તેને દોરડાં ઉપર દોરડાંથી મજબૂત સીકડી લે કે રસ્તામાં ખરાબ નહિં થાય અને છૂટી નહિં જાય તો તેની ફોકટની મેહેનત ઉપર આપણને હસવું આવે.

તેજ પ્રમાણે જો ખોદાતાલાએ માણસના મગજમાં જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા મેલી હોય અને તે સંપાદન કરવા માટે અદ્દભૂત મનશક્તિ બખશી હોય અને તે યાદ રાખવા માટે બોહોળી યાદશક્તિ બખશી હોય પણ તેની કાંઇ મતલબ નહિં હોય અને તે સઘલાંનો મોતથી એક ઘડીમાં તદ્દન અંત આવી જતો હોય તો ખોદાની એવી કારીગરીના ડહાપણ ઉપર આપણુને શક જાય. જો એ સઘલું ફકત પાંચ પચીશ વર્ષ માટે હોય અને ત્યાર પછી તેનો મોતથી છેડો આવી જતો હોય તો તેવી કરામતની કિંમત ઉપર વેહેમ જાય. પણ એમ નથી. મરણબાદ તે આત્માને વાસ્તે ભવિષ્યની જીંદગી છે કે જ્યાં તે આત્મા પોતાની જ્ઞાન મેળવવાની ઈચ્છા વધારે તૃપ્ત કરી શકશે; તે વધુ જ્ઞાન મેળવી શકશે તે પોતાની મનશક્તિને વધુ ખીલવી શકશે. જ્ઞાન અને મનશક્તિના સંબંધમાં આ દુનિઆ તો ફકત જાણે એક તૈયાર કરનારૂં મથક (preparatory scene) છે. એક જુવાન જેને ઊમદા મનશક્તિની બક્ષિસ થઈ હોય, જે તે કુદરતના ખાવિંદની બોહોળી કરામત પિછાણવાનો અભ્યાસ પ્રફુલ્લિત કરતો હોય, જે સચ્ચાઇ અને રાસ્તીના ખેતરમાં ખેડણી કરી નવાં ખેતરો ઊંઘાડવાની અણી ઉપર હોય, જે સૃષ્ટીના સાહેબની સંપૂર્ણતાની કદર બુજવા અને બુજાવવાની અણી ઉપર હોય, તે શું મોતને આધિન થયાથી એકદમ એ સઘલું કરતો બંધ પડે? શું પોતાના ખોદાને વધારે અને વધારે પિછાણવાની ટોંચ ઉપર આવ્યા પછી પોતાની કોશેશમાં તે અટકી પડે? જો એમ હોય તો ડા. દીક કહે છે તેમ

"જો એ ખ્યાલ કબૂલ રાખી શકાય તો માણસ આ સૃષ્ટીમાં નહિં સમજી શકાય એવો બનાવ થઈ પડે. તેની હૈયાતી નહિં માપી શકાય એવો ભેદ થઈ પડે; અને કોઇ પણ રીત વિચારી નહિં શકાય જેથી માણસની એવી હાલત અને સરજત તેના પેદા કરનારના ડહાપણ સચ્ચાઇ અને ભલાઇને અનુસરતી ગ-

ણાય." એવાજ વિચાર ઉપરથી સીસરો કહે છે કે "જ્યારે માણસના મનની અદ્ભૂત ચપળતાનો હું વિચાર કરૂં છું. જ્યારે જે કાંઈ ગુજરી ગયું છે, તે માટેની તેની આવી બુલંદ યાદદાસ્તનો હું વિચાર કરૂં છું, અને જ્યારે ભવિષ્યમાં દાખલ થવાની તેની લાયકાતનો હું વિચાર કરૂં છું,—જ્યારે હુન્નરો અને વિદ્યાની આવી મોટી સંખ્યા અને તેમાંથી ઉત્પન્ન થતી શોધોનો જથ્થો હું જોઉં છું—ત્યારે હું માનું છું અને ખાતરીથી માનું છું કે એક જીવનશકિત જે પોતાનામાં આટલી બધી ચીજો ધરાવે છે તે મૃત્ય હોઈ શકેજ નહિં."

એ સઘળા વિચાર ઉપરથી ત્યારે મી૦ રેના શબ્દોમાં આપણે એજ સેવટ ઉપર આવીએ છીએ કે "મરણ એ માણસની હૈયાતીનો છેડો નથી પણ તે હાલના કરતાં જૂદી તરેહના ચપળતાના ખેતરમાં સ્થળાંતર છે કે જ્યાં તેની શકિતને વધારે પ્રફુલ્લિત થવાને એક ખેતર મળશે કે જે આપણે નથી સમજી શકતા એવાં કોઈ કારણોને લીધે તેને અહિં ના પાડવામાં આવ્યું છે."

એજ પ્રમાણે ડા. મારટીનો કહે છે તેમ "અગરજો આપણને આપણા હાલના વખતનાં કામો સાથેજ કામ હોય તો આ ઓહોળા દેખાવની મતલબ શી? આ દેખાવ—પછી તમે તેને કોઈ પણ બાજુથી જુવો–તેની મતલબ એ દીસે છે કે આપણે સઘળા વખત સાથે જાથુકના સંબંધમાં રહીએ છીએ. અને આપણને ફકત આપણા જમાનાની ચીજો સાથેજ જાતી સંબંધ નથી પણ હદ વિનાના કાળમાં જે થઈ ગયું છે અને થશે તેની સાથે સંબંધ છે."

એવું ધારો કે તમે એક નાદર સાંચાકામ બનાવ્યું છે કે જેની બનાવટ ઉપર તમે ઘણી કારીગરી અક્કલ અને હોંશિયારીનો ઉપયોગ કર્યો છે, અને જે સાંચાકામ વધુ અને વધુ ઉપયોગી થવાની અને વધુ અને વધુ ફાયદા આજુબાજુ પાથરવાની આશા આપે છે. તે સાંચાકામ એવું ધારો કે તમે એક મકાનમાં ગોઠવ્યું

છે. થોડાંક વર્ષો ગયા બાદ તમોને માલમ પડે કે જે ઘરમાં તમે તેને ગોઠવ્યું છે તે ઘર ઘણું બિસ્માર થયું છે અને આજ કાલમાં તે પડી જશે અથવા તમને માલમ પડે કે ત્યાં ચાલતા ધરતીકંપથી તે ખખળી ગયું છે અને થોડા વખતમાં પડી જશે, અથવા તેને એક છેડે હોનારતથી એકાએક આગ લાગવાથી તમે જાણો કે તે આખું બળી જશે, અથવા તે ઘર નદી કિનારે કોઇ નિચાણ જગ્યામાં આવેલું હોવાથી તમો ધારો કે નદીમાં આવેલા ગંજાવર પૂરથી તે થોડી વારમાં ઘસડાઇ જશે તો એવી વખતે શું તમે ડંડે પેટે બેસીને જોયા કરશો ? શું તમને તમારી ઉમદા કારીગીરીવાળાં નાદર સાંચાકામ માટે વિચાર નહિં આવશે ? શું તમે તે નાશ પામતા ઘર સાથે તમારા નાદર સાંચાકામનો પણ નાશ થવા દેશો ? ના. તમે તરત તે પડતાં, બળતાં યા ઘસડાતાં ઘરમાંથી તમારૂં સાંચાકામ કાઢી લેવાની બનતી કોશિશ કરશો અને તેને કોઇ બીજા વધારે મજબૂત મકાનમાં ગોઠવશો કે જ્યાં તે તમારી કારીગીરીને જેબ અને શોભા આપતું અને તમને, તમારા પેશીઓને અને આસપાસના માણસોને ફાયદા કરતું વધુ વાર ઊભું રેહે.

હવે એજ દાખલાની સરખામણી ધ્યાનમાં રાખી માણસનો દાખલો લો. પરમેશ્વર જે સર્વે પેદાયશ અને કારીગીરીનો માલિક છે તેણે માણસના આત્મા જેવી સર્વેથી શ્રેષ્ટ પેદાયશ પેદા કરીછે. આપણું શરીર અથવા કાલબુત તે આત્મા જેવી ઇશ્વરની શ્રેષ્ટ પેદાયશનું ઘર અથવા મકાન છે. જ્યારે ઇશ્વર જુવે કે જે મકાન અથવા ઘર એટલે શરીરમાં તેણે આત્મા મેલેલો છે તે શરીર નાશ પામવાના અંત ઉપર છે ત્યારે શું તે આત્મા જેવી પોતાની નામિચી કારીગીરીને તે નાશ પામતાં શરીરમાંથી બાહાર કાઢી લેવાની કાળજી ન રાખે ? એક માણસ જેવો ખાકી બંદો પોતાના સાંચાકામ જેવી ઊમદા બનાવટને એક ઘર નાશ પામે તે આગમજ કાઢી લઇને બીજા લાયક મકાનમાં મેલી જાળવી રાખવાની કાળજી રાખે પણ શું મહાન શકિતવાન ઇશ્વર પોતાની આત્મા જેવી નાદર પેદાયશને

તેના નાશ પામતા શરીરમાંથી કાઢી લઇ બીજી રીતે જાળવી નહિં શકે ? અહિં યાદ રાખવું જોઇએ કે કેટલાકો જે તકરાર કરે છે કે શરીર અથવા વસ્તુ વગર આત્મા હેયાત રહી શકે નહિં તેઓને આપણે આગળ જવાબ આપ્યો છે કે જો આત્માને માટે કોઇ શરીર અથવા વસ્તુની અગત્યજ હોય તો તે મહા કૃપાળુ ઈશ્વર આ દુનિયાના શરીરના નાશ પછી કોઈ બીજું અદૃશ્ય પાતળા પદાર્થનું શરીર આપવાને શકિતવાન છે. કુદરતી વિદ્યાના શાસ્ત્રીઓ કહે છે કે હવા કરતાં પણ એક પાતળો પદાર્થ (Ether) સૃષ્ટિમાં હેયાત છે જે આપણી નજરે પડતો નથી, પણ તેની હસ્તી બીજી રીતિઓથી સાબિત થાય છે. ત્યારે જો ઇશ્વર ચાહે તો એવા કોઇ સૂક્ષ્મ પદાર્થનું શરીર આત્માને આપવાને શકિતવાન છે.

એ પ્રમાણે ત્યારે એમ ધારવું ડહાપણથી ઉલટું છે કે માણસ જાત પોતાની હેતવંતી ઉમદા કારીગરીને જાળવી રાખવાની કાળજી રાખે પણ ખુદ તેને અને કુલ ખલકતને પેદા કરનાર ઈશ્વર આત્મા જેવી પોતાની પેદાયશને તેના નાશ પામતા શરીરમાંથી જાળવી શકે નહિં. એક જરથોસ્તર કે ફરશોસ્તર જેવાના આત્માઓ જેઓએ તે ઇશ્વરની કીર્ત્તિ ગાવા અને ગવડાવવામાટે આ જહાંનમાં ઘણું કરેલું અને આ દુનિયાના નીતિમાન સુધારા અને વધારામાં અત્યંત ભાગ લીધેલો તેઓનો શું જ્યારે તે શરીરો નાશ પામવા આવે ત્યારે તે બચાવ કરી શકે નહિં ? એક ન્યુટન કે ફ્રાંકલિન જેઓએ પોતાની અદ્ભૂત શકિતઓથી તેની ઓહોળી કરામત ઉપર રોશની નાખવાને પોતાથી બનતું કરેલું તેઓના આત્માઓને તેઓનાં નાશ પામતાં શરીરમાંથી બાહાર કાઢી બચાવી નહિં શકે ? જે ચીજ તેના ખાકી બંદાઓથી બની શકે તે ચીજ શું તે શકિતવાન સાહેબ નહિં કરી શકે ? એમ માનવું ડહાપણ અને અક્કલથી ઉલટું છે તે સાહેબ તેની શ્રેષ્ઠ આત્માઓ જેવી ઉમદા કારીગીરીને કોઇ બીજી જગ્યાએ વધારે ઉપયોગી થવા માટે જાળવી રાખે છે. જો શરીર સાથે

આત્માનો છેડોજ આવી જતો હોય તો ઇશ્વરનું કામ પણ તેટલું ખામીવાળું ગણાય કે જેટલું એક વિદ્વાનનું ગણાય કે જે જાણી જોઇને એક ભાંગા તુટા ઘરમાં પોતાની એક ઉમદા વેધશાળા અથવા રસાયણ ક્રિયાશાળા ( Laboratory ) ઉભી કરતો હોય. પણ નહિં, તે સાહેબ જે વેળા આ શરીર નાશ પામવાને અંતે આવે તે વેળા આત્માને માટે બીજી વ્યવસ્થા કરવાને શકિતવાન છે. જો એમ નહિં હોય તો ડા૦ માર્ટીનો કહે છે તેમ

“કુદરતમાં હું કોઈપણ ચીજ એવી જાણતો નથી કે જેના નાશની બાબતમાં મહાત્માઓના નાશની સાથે સરખામણી થઇ શકે; તેઓની જમા કરેલી તદબીરો, તેઓની પ્રવીણ થયલી યુકિત, તેઓનું રોશન પૂર્ણ જ્ઞાન, તેઓની અખૂટ યુકિત એ કાંઇ એવી પ્રેરણા બુદ્ધિ નથી કે જે એક પછી એક વારસામાં ઉતરી શકે. તેઓ ખુદ પોતાની જાતી, કોઇને આપી નહિં શકાય એવી હોય છે. તેઓ ભવિષ્યની શકિતની હાલતો છે કે જે પ્રજાને માટે ઉપયોગમાં આવી શકે નહિં પણ તે પુરૂષના પોતાના સેવટના વધારા માટે સંપૂર્ણ છે. જો ભવિષ્યમાં તે વધારો નહિં થવાનો હોય ત્યારે તો એક અલૌકિક બુદ્ધિવાળું માણસ એક આતશબાજીની મિશાલે છે કે જે રાતના ફૂટે છે અને બેમાલમ થઇ જાય છે.”



# બાબ સાતમો.

## છઠ્ઠી દલીલ.

## માણસની સદાચારી અથવા નીતિમાન શક્તિઓ.

## (Moral powers)

માણસ જાતના ખુદ ખવાશમાં જે સદાચારી અથવા નીતિમાન ભાગ સમાયલો છે તે તેની ભવિષ્યની જીંદગીની તરફેણમાં એક દલીલ રજુ કરે છે. આગલી દલીલમાં આપણે માણસ જાતના વિચારો સાથે કામ લીધું હતું. તેના વિચારો, ધારણાઓ, ઇચ્છાઓ વિગેરે ઉપરથી આપણે આત્માના અમરપણાની દલીલ તપાસી હતી. હવે આ દલીલમાં તેનાં કામો સાથે આપણે કામ લેવું છે. આગળ આપણે બુદ્ધિ અથવા જ્ઞાન સંબંધી શક્તિઓનો વિચાર કર્યો, હવે આપણે તેની નીતિમાન શક્તિઓનો વિચાર કરીએ.

માણસના મનમાં કેટલીક લાગણીઓ છે કે જે જેમ તેને વધારે નેક કરે છે તેમ વળી તેને બીજાના સુખમાં વધારો કરવાને ઊશ્કેરે છે. જેમ માણસની બુદ્ધિમાન શક્તિઓ વખત જતાં ખીલતી જાય છે તેમ તેની નીતિમાન શક્તિઓ પણ ખીલતી જાય છે. બાપ દીકરાનો અથવા મા દીકરાનો એક એક તરફ ચાહ, મિત્રોનો એક એક તરફ પ્યાર, દેશ તરફનો પ્યાર, હિંમત, મધ્યમપણું, ઈનસાફ, ઉપકાર, સખાવત, અને પરોપકાર બુદ્ધિ એ એવી નીતિમાન શક્તિઓ અથવા ખાશિયતો છે.

જેમ પુરાતન કાળમાં તેમ હાલના જમાનામાં આપણને ઘણા દાખલા મલે છે કે જેમાં એ ખુબી ભરી ખાશિયતો, એ નેક ગુણો માણસ જાતે ઘણી સરસ રીતે દર્શાવ્યા છે. તવારીખ ઘણા દાખલા પૂરા પાડે છે જેમાં માણસોએ આફતની વખતે સખી દિલ-

ગુરદા અને પરોપકાર દેખાડયો છે, અને મુશ્કેલી ને સંકટને વખતે શાંત દલ અને હિંમત જાહેર કરી છે; પૈસા મેળવવાની ઊમેદ રાખી છે તે ફકત એટલાજ માટે કે તે પૈસા સખાવતમાં વાંટી આપવા; માન અને સત્તા ધરાવનારી જગ્યાઓ ઉપર ભાવ રાખ્યો છે તે ફકત એટલાજ માટે કે તે માન અને સત્તાનો લાભ લઈ બદીને તોડવી અને નેકીને ઉત્તેજન આપવું; ગરીબાઈ અને સંકટો બહાદુરીથી ખમ્યાં છે, નુકસાન અને અપમાનો સબુરી અને શાંતિથી સહન કર્યાં છે; કીનો લેવાની તક મળવા છતાં ગુસ્સો દાબ્યો છે; દુશ્મનો અને પીઠ પાછળ વગોવનારા તરફ મેહેરબાની અને મોટું મન દેખાડયું છે; જોસ્સા અને હવશોને મજબૂતમાં મજબૂત લાલચો વચ્ચે દાબી નાંખ્યા છે; મિત્રો અને પેશિઓના ભલાં અર્થે પોતે દુઃખ અને નામોશી ખમ્યાં છે; પોતાના દેશના અને કુલ માણુસ જાતના ભલા અર્થે એશ આરામ, માન ચાન, ધન દોલત અને વળી કેટલીકવાર પોતાના જાન વટીકનો ભોગ આપ્યો છે. એવા દાખલા આપણુને દેખાડે છે કે માણુસનો આત્મા પોતાની નીતિમાન ખાશિયતો અને શકિતઓ વાપરી કેવી રીતે પોતાનો બુલંદ દરજ્જો અને મરતબો જાળવી શકે છે અને તે કેવી ચઢતી હાલતે પહોંચવાને પાત્ર છે.

તવારીખના એ વિષેના દાખલામાં રોમન રેગ્યુલસનો દાખલો લો. કાર્થેજીનિયન લડાઈમાં એ ઘણીક બહાદુરી પછી બંધીવાન પકડાયો. કાર્થેજીનિયનોએ એને રોમ મોકલ્યો કે "જા રોમનોને સમજાવીને સુલેહનો કોલ કહેવાડ." એણે પેહેલાં કોલ આપ્યો હતો કે રોમનો પાસે સુલેહનો પેગામ મોકલાવી રોમથી પાછા ફરવું. રોમનો પાસે સુલેહ કરાવવામાં એનો પોતાનો લાભ હતો તે છતાં રેગ્યુલસે પોતાના જાનની દરકાર ન કરતાં રોમનોને સુલેહ કરવાને બદલે પોતાના દેશની કીર્ત્તિને ખાતર લડવાને ઉશ્કેર્યા અને પછી પોતાનો કોલ પાળવા કાર્થેજ પાછો ગયો. જ્યાં તેને ખીલા ભોકેલા પીપમાં રીબાવી મારી નાંખ્યો.

પ્લેટોનો ચેલો ફોસીયન એક પ્રમાણિક એથિનિયન હતો. ફિલિપ અને સિકંદર સાથે લડાઈથી એથેન્સનો નાશ થશે એવું પ્રમાણિકપણે માની તે દીમોસથિનિસના ફીલીપીક્સની સામો થતો હતો. ફિલિપ અને એલેકઝાંડરે તેને વણી લાલચ આપવા માંડી હતી તેનો તેણે ઇનકાર કર્યો હતો પણ પોતાના જાત ભાઈઓની કેટલીક બદીઓ સામેના તેના વિચારોએ તેઓને ઉશ્કેર્યાથી તેઓએ એને ગરદન મરાવ્યો. પોતાના શેહરીઓની એ બૂરી ચાલ છતાં તે મરતી વેળાએ પોતાના છોકરાને વસિયત કરી ગયો હતો કે "એથિનિયનોએ તેના બાપ સાથે કેવી માઠી ચાલ ચલાવી છે તે તેણે વીસરી જવું."

દેમોન અને પિથિયસ ( પિન્થિયસ) નો દાખલો ખરી મિત્રાચારીની ભલી ખાશિયત માણસનો આત્મા કેટલી હદ સૂધી દેખાડે છે તે રજુ કરે છે. જ્યારે સાઇરેક્યુસના રાજા પેહેલા ડાયોનિસિયસે પોતાની સામે કાવતરૂં કરવા માટે પિથિયસને મોતની સજા કરી ત્યારે પિથિયસે રજા માગી કે "મને મારી કેટલીક ઘર સંસારી બાબતો નકી કરવાને માટે રજા આપો. હું તે નકી કરી ફલાણે ચોકસ દિવસે આવીશ. મારા આવવાની જામીનગીરીમાં એક દોસ્તને શોધી કાઢીશ જેને જો હું નહિં આવું તો તમો મારી નાંખજો." ડાયોનિસિયસની અજાયબી વચ્ચે પિથિયસનો મિત્ર દેમોન એ વિષે જામીન રહયો અને પિથિયસ વખત સર નહિં આવી પહોંચે તો પોતે મોતને તાબે થવા કબૂલ થયો. પિથિયસ પોતાનું વચન પાળી બરાબર વખતસર આવી પહોંચ્યો અને મરવાને તૈયાર થયો. એ બે મિત્રો વચ્ચેની અરસપરસની આવી મિત્રાચારી જોઇ ડાયોનિસિયસ અજબ થઇ ગયો અને તેની ખુશીમાં પિથિયસને માફી બખશી અને તે બેઉને કહ્યું કે "તમારી મિત્રાચારીમાં મને ત્રીજાને પણ દાખલ કરો."

ઈનસાફ અને અદલપણાના ભલા નીતિમાન ગુણોએ જેમ નોશીરવાન અદલને ઇરાનની તવારીખમાં તેમ એરીસટાઇડીસ ધી જસ્તને

યુનાનની તવારીખમાં મશહુર કર્યા છે. ઇનસાફ ચહાનારી રૈયત માટે વગાડવાને બજારમાં મેલેલા ઘંટ સાથે પોતાના ધણીના માર અને ભૂખમરાથી દુઃખી થયલા એક ગધેડાએ પોતાની પીઠ ઘસડી પાદશાહા નોશીરવાનનું ધ્યાન પોતાની તરફ ખેંચવાની વાત જાણીતી છે. પોતાના વાજબીપણા માટે એરીસટાઇડીસે ઘણું ખમ્યું હતું. જો કે એક મોટા લશ્કરનો સરદાર અને વડો હોવા છતાં તે મરણ પામ્યો ત્યારે તેના મરણની ક્રિયા કરવા માટેના પૈસા તેની પાસેથી મળ્યા નહિં. જે દુશ્મન થેમીસ્ટોકલીસે તેની ઉપર વેદના પાડી તેને દેશનિકાલ કાઢયો હતો તેને તે દેશનિકાલ હાલતમાંથી પાછો આવી બધું વિસરી જઈ રાજ્યદ્વારી બાબતમાં મદદ કરવા લાગ્યો, કારણ કે તેમ કરવું પોતાના દેશના ભલાને માટે અગત્યનું હતું. વળી પાછળથી તે દુશ્મન થેમીસ્ટોકલીસ લોકોની નામોશીમાં આવી પડયો ત્યારે થેમીસ્ટોકલીસના બીજા દુશ્મનોએ એરીસટાઈડીસને પોતાની સાથે સામેળ થઇ તેની આગલી ચાલનો કીનો લેવાને ઘણો પણ ઉશ્કેર્યો પણ તે મોટા દિલથી તેમાં સામેલ થયો નહિં.

સત્યતાને ખાતર પેગમ્બર જરથોશ્તને કેટલું બધું ખમવું પડયું હતું? એજ સત્યતાથકી હિંદી તવારીખ પ્રમાણે હરિશ્ચંદ્રે કેટલી વેદના ખમી હતી અને કેવી રીતે ભકિતમાન ભીખારી થયો હતો?

જગહીતેચ્છુ હાવર્ડનો દાખલો ઘણાને ખબર છે. પોતાના શેહેરના એક શેરીફ તરીકે જેલોની બેદાદી અને અંધેર તેના જોવામાં આવ્યું તે ઉપરથી દેશોદેશના, આખા યુરોપના દેશોદેશનાં કેદખાનાંમાં તે ઘણાં વર્ષોસૂધી ફર્યો અને કેદિઓની હાલત સુધારવાને ઘણું કર્યું. તેનો ઉપકાર માનવાને તેના શેહેરીઓ એક બાવલું કરવા નીકળ્યા ત્યારે પોતે તેઓને વાર્યા. આખરે ક્રિમિયામાં એક બિમાર દરદીની સારવાર કરતાં ઉડતા તાવનો ભોગ થઇ મરણ પામ્યો. મરણ બાદ તેની યાદમાં લોકોએ પૂતળું ઉભું કર્યું.

એ દાખલા દેખાડે છે કે માણુસનો આત્મા નીતિ સંબંધી ખાશિયતો અને શકિતઓમાં કેટલો શ્રેષ્ઠ છે. અને પોતાના જાતભાઇઓના ભલાં અર્થે કેટલી હદસૂધી કામ કરવાને શકિતવાન છે. શું ત્યારે એવી શક્તિઓ અને ખાશિયતો કે જે હદ વિનાનું ભલું કરવાને શકિતવાન છે તેઓનો મરણુના ફટકાથી છેડો આવે? અને તેઓને પોતાની ચાલુ અને ચાલુ વધતી ભલી ખાશિયતોને અમલમાં લાવવાને તક ન મળે? શું એવી રીતે તક મેળવવાને આત્મા માટે કોઇ બીજી જીંદગી નહિં હોય? એમ માનવાને આપણુને કાંઇ કારણુ નથી કારણુ કે પેહેલું તો એકે આ ટુંકી અને પળવારની જીંદગીમાં ઘણાંક માણુસો જેઓ એવી ભલી અને નેક ખાશિયતો અને શકિતઓ ધરાવતાં હોય છે તેઓને આ દુનિયામાં તે ખાશિયતો અને શકિતઓને અમલમાં મેલવાની જોગવાઈ અને સાધન મળતાં નથી.

ઘણાં ગરીબો જેઓ એવી ખાશિયતો ધરાવે છે તેઓને પોતાના અને કુટુંબના પેટ માટે વેઠ કરવી પડે છે તેથી એ ખાશિયતો જાહેર પાડવાને સાધન અને જોગવાઇ મળતી નથી. તે છતાં પોતાના કુટુંબ અને આડોશીપાડોશીની સાંકડી હદમાં એટલી ટુંકી જીંદગીમાં પણુ તેઓ એ ગુણો દેખાડવાને ચૂકતા નથી.

**બીજું** એ ખાશિયતોને અમલમાં લાવવાને આ જીંદગીની હદ ઘણી ટુંકી છે. માણુસ ઉમરમાં વધતું જાય છે તેમ તેની એ નીતિમાન શકિતઓ અને ખાશિયતો પ્રફુલ્લિત થતી જાય છે. વૃદ્ધ ઉમરે પહોંચી તે એમ કરવાને હજી તો સામર્થ્થવાન થાય છે કે જાલમ મોત તેને અટકાવે છે. ઘણાંક પરોપકારી માણુસો પોતાનાં પરોપકારી કામોની યોજના રચવામાં હજીતો મશગુલ હોયછે તેટલામાં મોત તેઓને આડે આવે છે. વળી **ત્રીજું** એ કે આ દુન્યાની હાલની હાલતમાં ઘણી અડચણો એવી ભલી શકિતઓ અને ખાશિયતોને આડે આવે છે. એક તો એ કે ઘણાં માણુસો એવા ઉત્તમ ગુણો ધરાવે છે કે જેથી તેઓ પોતાના ગરીબ હજારો ભાઇબંધોનું

ભલું કરે પણ તેઓ પાસે પૈસાનું જોર ઓછું હોય છે. વળી બીજા એવા કેટલાકોને તેઓની દુઃખી દેહ એમ કરવામાં આડે આવે છે. કદાચ એવાં બીજાં પરોપકારી માણસો હશે કે જેઓ હાવર્ડની માફક રખડીને માણસ જાતનું ભલું કરવાને ઇચ્છે છે પણ તેઓ દેહથી દુઃખી હોવાથી એમ રખડતા અટકી પડતા હશે. વળી કેટલાક એવા ભલા ગુણો ધરાવનારની આડે આ જહાંનમાં બીજા પુરૂષો અદેખાઇ યા કીના કપટ યા કોઇ રાજ્યદ્વારી કારણોથી આવતા હશે.

પણ ત્યારે શું એમ ધારીએ કે ખોદા જે ડહાપણ, ઇનસાફ અને પરોપકારનું મૂળ અને પાયો છે તે માણસ જાતમાં એવી ભલી પરોપકારી શકિતઓ મેલે પણ તે શકિતઓને પ્રફુલ્લિત થવા નહિં દે અને તેઓને અમલમાં આવવા નહિં દે? અને આવી કેટલીક ફરેસતા—સમાન ખાશિયતો જે આ દુનિયાનાં માણસોમાં અવારનવાર જોવામાં આવે છે તે ખાશિયતોને આ જીંદગીમાં નહિં બને તો કોઇ બીજી જીંદગીમાં, કોઇ ભવિષ્યની હાલતમાં અમલ કરવા નહિં દે! એમ માનવું તે તે સર્વ શકિતવાન સાહેબના ડહાપણ અને બુદ્ધિને અપમાન કરવા બરાબર છે. તે કીરતારનું ડહાપણ એમાં સમાયલું છે કે તેણે માણસ જાતને જે બુદ્ધિ અને નીતિસંબંધી શકિતઓ બખશી છે, તે શકિઓને પૂરતી અમલમાં આવવામાટે ખેતરો બખશ્યાં છે. આ જીંદગીના ખેતરમાં તે અમલમાં નહિં આવે તો બીજી જીંદગી હોવીજ જોઇએ કે જ્યાં તે અમલમાં આવે.

એ દલીલમાં જે તકરાર સમાયલી છે કે માણસ જાતને ઇશ્વરે જે નીતિમાન શકિતઓ અને જે ખાશિયતો બખશી છે તે ખાશિયતોને બરાબર પ્રફુલ્લિત થવાનું અને સંપૂર્ણ રીતે અમલ કરવાનું આ ત્રણ પાંચ દહાડાની દુનિયામાં બની શકતું નથી તેથી તેને માટે કોઇ બીજી જહાંન હોવીજ જોઇએ કે જ્યાં તે પોતાનું પૂરતું બળ જાહેર કરશે અને સંપૂર્ણ થશે તે તકરારને ડાકટર દીક પ્રમાણે ફીર્દીસ નામનો લખનાર નીચે પ્રમાણે રજુ કરે છે.

"એક પ્રાણીની ખાશિયત અને સરજતનો ચોકસ વિચાર આપણે તેના કામની શકિતઓ ઉપરથી બાંધીએ છીએ અને તે પ્રાણીની હાલની હાલત જેમાં તે પોતાની શકિતઓ વાપરે છે તે હાલત સાથે તે શકિતઓની હદની અને તેઓને મળતા સંજોગોની સરખામણી ઉપરથી બાંધીએ છીએ. તેની હાલની હાલતમાં કામ કરવાને જોઇતી શકિતઓ ઉપરાંત જો તેનામાં વધુ શકિતઓ તમને દેખાય તો તમો એ સેવટ ઉપર આવો કે કોઇ બીજી ચઢતી હાલતમાં જ્યાં તે વધુ સરસ શકિતઓ કામ આવે તેને માટે તેને સરજેલું છે. દાખલા તરીકે તમો એક જીવજંતુ પગે ચાલતું હોય તેને પાંખ જોશો તો તે ઉપરથી કહેશો કે એની સરજત કંઇ હમેશાં પેટે ચાલવાની નથી પણ કોઇ વખતે પાંખથી ઉડવાની હોવી જોઇએ; નહિં તો તેને પાંખ શું કરવા આપી હોય? એજ પ્રમાણે જો એક પ્રાણી—એવું ધારો કે એક પ્રાણી જેને માણસ સાથે કાંઇ સંબંધ નહિં હોય અથવા માણસની બાબતોથી અ-જાણ્યો હોય—તે માતાના ગર્ભસ્થાનમાં એક બચ્ચાંને જોય કે તેને હાથ, પગ, આંખ, કાંન વિગેરે ઇંદ્રિઓ છે. જે હાલતમાં તે બચ્ચું ત્યાં પડયું છે ત્યાં તેને એ ઇંદ્રિઓનો કંઇ ઉપયોગ કરવો પડતો નથી અને કરવાની જગ્યા પણ નથી. ત્યારે તે હાલતમાં તે બચ્ચાંને ગર્ભ-સ્થાનમાં જોઇ તે પ્રાણી જો ચંચલ અને ચતુર હોય તો એ અનુમાન ઉપર ખચીત આવે કે આ ગર્ભસ્થાનમાંનું બચ્ચું સેવટે કોઈ બીજી હાલતને માટે સરજેલું હોવું જોઇએ કે જે હાલતમાં તે આસ્તે આસ્તે પોતાના હાથ પગ વિગેરે ઇંદ્રિઓને કામે લગાડી શકે. જો એમ નહિં હોય તો એ ઇંદ્રિઓનું એ નાના બચ્ચાંને કામ શું? તે વિચારના વમળમાં પડે કે જે હાલતમાં આ બચ્ચું છે તે હાલત માટે આ હાથ પગ વિગેરેની કારીગરી નકામી છે. એવામાં તે જુવે કે થોડા વખતમાં તે બાળક પોતાની એક જાતની જંજીર જાણે તોડીને ગર્ભસ્થાનમાંથી બાહાર આવી આ દુનિયામાં જન્મ લઇ પોતાના હાથ પગ ફેરવે છે, આંખ ઊઘાડી જુવે છે, અવાજ સાં-

ભળે છે, શ્વાસ લે છે, સુગંધ લે છે. એમ જોઇ તે પાછલા સંદેહો દૂર કરી પોતાના પેહેલા અનુમાનને ખરૂં માને. હવે ગર્ભસ્થાનમાંથી બાહાર આવ્યા પછી બચગીની હાલતમાં પણ પેલું બાળક એક જાતની જાનવરીજ જીંદગી (animal life) ભોગવે છે. ફકત ઇંદ્રિઓને ખુશ કરે છે, સારૂં સારૂં જુવે છે, ખુશ અવાજ સાંભળેછે, ખાયછે પીયે છે, ને ખુશી બતલાવે છે. આસ્તે આસ્તે તેની વિચાર શકિત પ્રફુલ્લિત થતી જાય છે અને જાનવરી હાલત કરતાં વધારે ચઢતી જીંદગી ગુજારવા માંડે છે. અને ચંચળાઈ અને કૌવતનો ઉપયોગ કરતું જાય છે. એ બાળપણ પછીની બચપણની હાલત છે. ત્યાર પછી વળી તે માણસ તરીકેની બુદ્ધિમાન (Rational or intellectual) હાલતમાં આવતું જાય છે. તે પોતાની સમજ શકિતનો ઉપયોગ કરી ચીજોની ખાશિયત, સંબંધ, વિગેરે તપાસે છે; યોજનાઓ ઘડે છે, જે કાંઇ બની ગયું હોય તે ઉપરથી અનુમાન ખેંચી કાઢે છે, વિગેરે. એમ કરી તે એક નીતિમાન યા સંસારી યા રાજ્યદ્વારી માણસની હાલતે પહોંચે છે. એ પ્રમાણે તે બચ્ચું એક પછી એક ચડતી હાલતે પહોંચતું જાય છે. ગર્ભસ્થાનમાં મૂળ રોપા તરીકે, પછી બાળક તરીકે, પછી બચ્ચાં તરીકે, ને પછી વિચારવંત માણસ તરીકે તે આગળ અને આગળ ચઢતી હાલતમાં વધતો જાય છે. પણ શું એ તેની છેલ્લી હાલત છે ? શું એ હાલતથીજ તેનો છેડો આવે છે ? નહિં. તે જે બીજી ચઢતી નીતિમાન ખાશિયતો અને શક્તિઓ ધરાવે છે, કે જેનો પૂરતો અને સંપૂર્ણ ઉપયોગ આ જીંદગીની હાલતમાં કરવાને તેને વખત યા સંજોગ યા સાધનો મળતાં નથી તે ઉપરથી ઉપર પ્રમાણેજ કુદરતી રીતે આપણે સેવટ ઉપર આવીએ છીએ કે તેની સરજત આ જીંદગી કરતાં વધું ચઢતી છે કે જ્યાં એ ચઢતી ખાશિયતોનો તે સંપૂર્ણ રીતે ઉપયોગ કરશે.

ભવિષ્યની જીંદગીની હસ્તી વિષેની એ છેલ્લી થોડીક દલીલોનું તાત્પર્ય એ છે કે (૧) માણસ કેટલીક શુભ અને ભલી

ઇચ્છાઓ ધરાવે છે, કે જે આ જહાંનમાં બર આવતી નથી; ( ૨ ) તે કેટલીક બુદ્ધિમાન અથવા જ્ઞાન સંબંધી ( intellectual ) શક્તિઓ ધરાવે છે કે જે આ દુનિયામાં કેટલાંક કારણોને લીધે તે પૂરતા અમલમાં લાવી શકતો નથી; ( ૩ ) તે કેટલીક નીતિમાન શક્તિઓ ધરાવે છે કે જે આ દુનિયામાં કેટલાંક કારણોને લીધે અમલમાં લાવી શકતો નથી. તે ઉપરથી આપણને એ સેવટ ઉપર આવવાને કારણ મળે છે કે તેને એક વધારે ચઢતી જીંદગી માટે સરજેલો છે કે જેમ આપણે ગર્ભસ્થાનમાં બચ્ચાંની હાથ, પગ, આંખ, કાનની હાલત ઉપરથી સેવટ ઉપર આવ્યા કે તે બચ્ચું ગર્ભસ્થાન ઉપરાંત કોઇ બીજી હાલત માટે સરજેલું છે.

---

# બાબ આઠમો.

## સાતમી દલીલ.

## માણસના મનનો સંપૂર્ણતા તરફ જાથુક વધારો.

**(The perpetual progress of the mind towards perfection)**

"માણસના મનનો સંપૂર્ણતા તરફ જાથુક વધારો" આત્માના અમરપણાની એક મજબૂત દલીલ રજુ કરે છે કે, જે ઉપર વિદ્વાન એડીસન ઘણો ભાર વાજબી રીતે મૂકે છે. માણસનો આત્મા બુદ્ધિ અને નીતિસંબંધી સંપૂર્ણતા તરફ જાથુક વધારો કરતો રહે છે અને તે વધારામાં મોજ ભોગવતો રહે છે. એમ તે જાથુક કરતો રહે છે તો પણ તે સંપૂર્ણતાની હદ પહોંચી શકેલો કહેવાય નહિં. મરણની છેલ્લી ઘડી સૂધી એક માણસનો આત્મા એમ વધારો કરતો રહે છે ત્યારે શું એકાએક મરણના ફટકાને શરણ થયાથી તે વધુ એમ કરતો અટકી પડે? શું મોત તેના એ બાબતના

વધારાનો છેડો લાવે? શું બુદ્ધિ અને નીતીમાં વધારો કરતો તે અટકી પડે? પોતાની બુદ્ધિથી તે ખોદાની કુદરત અને કરામત પિછાનતો હતો અને તે ઉપર વધુ અને વધુ રોશની નાંખતો હતો અને પોતાની નીતિ અને નેકીથી તે કીરતારને વધુ અને વધુ પિછાનતો હતો અને તેની નજદીક પહોંચતો હતો તે મોતના ફટકાથી અટકી પડે? ખોદાના ઈનસાફ અને ડહાપણ તરફ જોતાં એમ માનવામાં આવતુંજ નથી.

પેહેલાં આપણે જ્ઞાન સંબંધી બાબતમાં માણસના મનના સંપૂર્ણતા તરફના જથુકના વધારા વિષે વિચાર કરીએ. આર્કેમીદીસનો દાખલો લો. સાયરેકયુઝના રાજા હાયરોએ પોતાના એક કારીગરને પોતાને માટે સોનાનું તાજ બનાવવા સોનું આપ્યું તેમાં થોડું રૂપું ભેળીને કારીગર તાજ બનાવી લાવ્યો. તેમાં સોનાની સાથે રૂપું કેટલું ભેળ્યું છે તે શોધી કાઢવા હાયરોએ આર્કીમીદીસને કહ્યું. એ વિચારમાં અને વિચારમાં આર્કીમીદીસ જ્યારે કપડાં કાઢી એક હમામખાનાના હોજમાં નહાવા ઉતરતો હતો ત્યારે તેને ખ્યાલ આવ્યો કે તેના પોતાના કદનું પાણી હોજમાં કૂદતાં હોજમાંથી બાહાર નીકળી જાય છે. તે ઉપરથી તેને પેલા તાજમાં સોના અને રૂપાનું વજન નક્કી કરવાનો વિચાર આવ્યો અને નાગો નાગો સાયરેકયુઝના મોહોલામાંથી પોકારતો પોકારતો પોતાને ઘેર ગયો કે "મેં શોધી કાઢ્યું, મેં શોધી કાઢ્યું." પણ એ શોધથી ન ધરાતાં તેની ઇચ્છા આગળ વધતીજ ચાલી અને માર્સેલ્સે સાયરેકયુઝને નાંખેલા ઘેરા વખતે કહે છે કે તેણે પોતે શોધી કાઢેલા આયનાની મારફતે સૂર્યની ગરમી એકઠી કરી દુશ્મનના કાફલાને બાળી નાંખ્યો. ફ્રેંકલીન એક પતંગની મારફતે હવાની વીજળીપર અખતરા કરતો હતો અને તેવામાં વરસાદ પડવાથી દોરી ભીંજવાઇ એક પસાર થતા વાદળામાંથી તેને વિજળી મળી અને તે હવાની વિજળી અને સાંચાની વિજળીનું એકમળતાપણું જોવાને ફતેહ પામ્યો અને તેની આંખમાંથી હર્ષનાં આંસુ

પડયાં. પણ એથી તે સંતોષ પામ્યો નહિં અને પોતાની શોધો આગળ વધારતો ગયો. પેહેલા ફ્રેંસીસ રાજાના એક જાણીતા 'દયુવલ' નામના કિતાબ ખાંનાના ઉપરી માટે કહે છે કે તેને જ્યારે એક દીન કેટલીકવાર જૂદી જૂદી બાબતો ઉપર સવાલો પૂછવામાં આવ્યા ત્યારે તેણે જવાબ દીધો કે "હું નથી જાણતો." એ ઉપરથી એક અજ્ઞાન માણસે તેને કહયું કે ઘડી ઘડી તમે "હું નથી જાણતો." એમ જવાબ દો છો ત્યારે પાદશાહ શું તમને નહિં જાણવાને માટે પગાર આપે છે કે જાણવાને માટે? દયુવલે જવાબ દીધો કે "હું જે જાણું છું તેને માટે." હું જે નથી જાણતો તેને માટે જો પાદશાહ પગાર આપતો હોત તો તેનો સઘળો ખજાનો પૂરો પડત નહિં. એટલે દુનિયામાં જાણવાનું તો એટલું બધું છે કે હું તેનો એક રતિભાર પણ જાણતો નથી અને જે થોડું જાણું છું તેનો મને પગાર મળે છે. જે હું નથી જાણતો તેનો જો મને પગાર મલે તો પાદશાહનો ખજાનો પણ પૂરો પડે નહિં.

વિદ્વાન ન્યુટને ૮૫ વર્ષની લાંબી જીંદગી જ્ઞાન સંપાદન કરવામાં અને પોતાની બુદ્ધિને સંપૂર્ણ કરવામાં ગુજારી અને ગુરૂત્વાકર્ષણ, દ્રષ્ટિવિદ્યા વિગેરે એલમની બાબતોની શોધ કરી. આખી જીંદગી સુધી તે શોધ કરતો રહયો અને પોતાની બુદ્ધિને પ્રફુલ્લિત કરતો ગયો અને તે ઇશ્વરની કરામતની ખૂબીનો પડદો માણસ જાત સનમુખ ખોલતો ગયો. પણ શું તે સઘળું પામી શકયો હતો? શું તેની બુદ્ધિ સંપૂર્ણતાની હાલતે પહોંચી હતી? ના, પોતાના મરણની ફકત થોડો વખત આગમજ તેણે પોતે આ નીચલા જાણીતા શબ્દો કહી પોતાની બુદ્ધિને સંપૂર્ણતાથી અત્યંત દૂર જણાવી હતી. તેણે કહ્યું હતું કે

I know not what I may appear to the world; but to myself, I seem to have been only like a boy playing on the sea shore, and diverting myself in now and

then finding a smoother pebble or a prettier shell, than ordinary, whilst the great ocean of truth lay all undiscovered before me."

એટલે "હું જાણુતો નથી કે દુનિયાની નજરમાં હું કેવો દેખાઈશ, પણુ મને પોતાને તો હું ફક્ત દરિયે કિનારે રમતા એક છોકરાના જેવો દેખાઉં છું, અને કોઇ કોઈ વખતે હમેશના કરતાં એક વધારે સુંવાળો કાંકરો અથવા સુંદર કોડો મેળવતો જોઉંછું, જ્યારે સચ્ચાઇનો મોટો મહાસાગર તો મારી સનમુખ તદ્દન શોધી કાઢયા વગર પડી રહયો છે."

વુલ્સથોર્પ નામની જગ્યાએ જ્યાં ન્યુટન જન્મ પામ્યો હતો ત્યાં તે બનાવની યાદગીરી તરીકે એક તખતી મારી છે તેની હેઠે જાણીતા વિદ્વાન કવી પોપે નીચલી સતરો લખી છે કે

"Nature and nature's laws lay hid in night
God said "Let Newten be" and all was light."

એટલે "કુદરત અને કુદરતના કાયદા અંધકારમાં દટાઇ રહયાહતા. ખોદાએ કહ્યું કે ન્યુટનને પેદા થવા દો અને સઘળે રોશાણી રોશાણી થઇ રહી."

એવો જગપ્રસિદ્ધ મહાન પુરૂષ ત્યારે પોતાની કિમતી અને મોટી શોધો છતાં પોતાના મરણુ ટાંકણે બુદ્ધિની સંપૂર્ણુતાથી દૂર હતો. તે જો બીજાં ૮૫ વર્ષ જીવ્યો હોત તો આ દુનિયામાં કેવી બીજી મોટી શોધોથી તે કીરતારની કુદરતની ખૂબી ઉપર અંધકાર દૂર કરી રોશની ફેંકત? તે હજી શોધ કરવાના માર્ગ ઉપર હતો; હજી વધારો કરતો જતો હતો. પણુ શું ત્યારે મોતથી તેનો છેડો આવ્યો? શું તેના આત્માએ આ જીંદગીમાં મેળવેલા જ્ઞાનનો છેડો આવ્યો? શું તે ઉપર પાણી ફરી વળ્યું? ના. ખોદાના ડહાપણુ અને ઇનસાફ તરફ જોતાં એમ હોય નહિં. ખોદા પોતાની કરામત અને ખુબી જાહેર કરનાર, પોતાની કુદરત સંબંધી જ્ઞાનના અંધકાર ઉપર રોશની નાંખનાર એક મહાત્માનો શું

મોતથી છેડો લાવી મેલે ? શું તેની જાયુક વધતી અને સુધરતી જતી બુદ્ધિનો અંત આણે ? જે મહાત્મા પોતાના મરણની છેલ્લી ઘડીસૂધી તે ખોદાની સૃષ્ટીના ભેદ ભરમોથી પોતાની બુદ્ધિ ખીલવતો હતો તેની બુદ્ધિ કામ કરતી બંધ પડે ? ના. પોતાના મરણ પછી તે ન્યુટન માટે બીજી જીંદગી હતી અને છે. આ દુનિયાનું ખેતર છોડી બીજાં ખેતરોમાં કામ કરે છે. પોતાના ખેડેલાં ખેતરોને વધારે પ્રફુલ્લિત કરવાનું તે બીજા મહાત્માઓને સોંપી, બીજી જહાંનનાં ખેતરોમાં કામ કરે છે, અને આ દુનિયામાં સંપાદન કરેલા જ્ઞાનનો અને બુદ્ધિનો વધારે ઉપયોગ કરે છે અને તેઓને ખીલવે છે. તમારી આ દુનિયા બીજા ઘણા મહાત્માઓ પેદા કરતી ચાલી છે અને જ્યાંથી ન્યુટન કે ફ્રાંકલીન, આર્કીમીડીસ કે એરીસ્ટોટલ છૂટા પડયા છે ત્યાંથી તેઓએ આગળ વધારો કર્યો છે. એક હક્ષલી કે ટીનદલ, દાર્વીન કે હમબોલ્દત તે કીરતારની કુદરત અને કરાંમત સાથે તમોને વધુ અને વધુ પિછાન કરાવતા રહયા છે. એ સઘળા મહાત્માઓ જેઓ મરણની છેલ્લી ઘડી સૂધી કુદરતના ખાવિંદની કરામત ઉપર રોશની નાંખતા હતા તેઓનો શું મોતથી અંત આવે ? ના કદી નહિં. તેઓને માટે કોઈ બીજી દુનિયા પડી છે જ્યાં તેઓ હજી આગળ વધારો કરે છે.

હવે આપણે નીતિ સંબંધી બાબતમાં માણસનું મન જે સંપૂર્ણતા તરફ જાયુક વધારો કરે છે તે વિષે વિચાર કરીએ. જેમ જ્ઞાન અથવા બુદ્ધિ સંબંધી બાબતમાં ન્યુટન જેવા માણસો પોતાની આખી જીંદગી જ્ઞાન સંપાદન કરવામાં ગુજારે છે અને કુદરત વિષે રોશની નાંખવામાં પસાર કરે છે, તો પણ જ્ઞાનની સંપૂર્ણતાની ટોચે પહોંચેલા ગણાતા નથી, તેમ એક માણસ પોતાની આખી જીંદગી નીતિ અને પરહેજગારીમાં ગુજારે તોપણ તે નીતિની સંપૂર્ણતાએ પહોંચેલો ગણાય નહિં. સો વર્ષની લાંબી જીંદગી તે નીતિ અને પરેહજગારીમાં ખામી વગર ગુજારે પણ શું તે નીતિની સંપૂર્ણતાએ પહોંચેલો કહેવાશે ? તમે

મને એક પણ આદમી એવું દેખાડશો કે જેને તમે નીતિની બાબતમાં સંપૂર્ણતાની ટોંચે પહોંચેલો કહેશો ? કદાચ તમે તવારીખમાં એ વિષે પ્રસિદ્ધ થયલા ફરઓસ્તર અથવા વીરાફના નામ દેશો. પણ હું તે મહાન પુરૂષો માટે પણ એટલી હદે જઇશ નહિં તે પ્રતાપી નરો શું પોતાની જીંદગીના છેડાને વખતે નીતિની સંપૂર્ણતાએ પહોંચ્યા હતા. અલબત માણસ જાતમાં તેઓ વધારે સંપૂર્ણ, વધારે શ્રેષ્ઠ હતા પણ તેઓ શુ સંપૂર્ણતાની ટોચે પહોંચ્યા હતા ? મોતનાં દેવના ઘાતકી હથિઆરના ભોગ થઈ તેઓ મોતને પાત્ર થયા તે વખતે તેઓ સંપૂર્ણતાની જે ટોંચે પહોંચ્યા હતા તે ટોંચથી વધારે ઉપર શું તેઓ વધારે વર્ષ જીવત તો નહિં જઈ શકત ? શું તેઓ દશ વર્ષ વધારે જીવત તો વધારે સંપૂર્ણ નહિં થઇ શકત ? નીતિના ખેતરમાં તેઓ વધારે ખેડી નહિં શકત ? શું તેઓ જરથોસ્તી ધર્મની ભાષામાં બોલીએ તો અહુરમજદની વધારે અને વધારે નજદીક નહિં પહોંચત ? પોતાના મરણ ટાંકણે તેઓ અહુરમજદને જેટલા પામી શકયા હતા અને પહોંચી શકયા હતા તેથી વધુ શું તેઓ દશ વર્ષ વધારે જીવ્યા હોત તો પામી અને પહોંચી નહિં શકત ? તમે અલબત જવાબ દેશો કે હા. જો તે મહાત્માઓ દશ પંદર વર્ષ વધારે જીવ્યા હોત તો અલબત તેઓ સંપૂર્ણતા તરફ વધારે પહોંચત. તેઓ અહુરમજદને વધારે અને વધારે પહોંચત અને તે સાહેબને વધારે અને વધારે પામો શકત. ત્યારે કહો કે શું મોતથી તે સઘળું અટકી ગયું ? પોતાની સનમુખ આવવામાં, પોતાને વધારે પહોંચવા અને પામવામાં, ખોદાએ મોતથી શું અટકાવ નાંખ્યો ? એમ માની શકાતું નથી. ત્યારે એ ઉપરથી એજ અનુમાન નીકળે છે કે એ નીતિવાન પુરૂષો મરણ પછી પોતાની બીજી જીંદગી ગુજારે છે કે જેમાં તેઓ ખોદાની વધારે નજદીક પહોંચે છે, ખોદાને વધારે પામે છે, સંપૂર્ણતાની હાલત તરફ વધુ આગળ વધે છે.

આ દુનિયાની વૃદ્ધિ અને શુદ્ધિ ચાલુ રહે છે અને રહેશે. આ દુનિયામાં માણુસ જાતના સુધારા અને વધારાના જો આપણે ઉપર પ્રમાણે બે ભાગ પાડીયે. એક જ્ઞાન સંબંધી ( intellectual) અને બીજો નીતિ સંબંધી ( moral ) તો—જેમ એક આદરબાદ મારેસ્પંદ અને વીરાફ નીતિ સંબંધી બાબતમાં ફ્રેશોકન્ત[1] લાવવામાં મદદ કરી ગયા છે તેમ એક આર્કીમીદીસ અને ન્યુટન, દાર્વીન અને હંમબોલ્દત જ્ઞાન અને બુદ્ધિની બાબતમાં ફ્રેશોકન્ત લાવવામાં મદદ કરી ગયા છે. એક હોશેદરબામી કે એક હોશેદરમાહા[2] જો નીતિની બાબતમાં ફ્રેશોકન્ત ઉત્પન્ન કરનાર સોશીઓશ ગણાશે તો ભવિષ્યનો કોઈ ન્યુટન કે ફ્રાંકલીન બુદ્ધિ અથવા જ્ઞાન સંબંધી બાબતમાં ફ્રેશોકન્ત ઉત્પન્ન કરનાર સોશીઓશ ગણાશે.

એ પ્રમાણે સંપૂર્ણતાની હાલત તરફ, જ્ઞાન અને નીતિની સંપૂર્ણતાની હાલત તરફ, માણુસનો ચાલુ અને જથુક વધારો ભવિષ્યની જીંદગીની એક સાબિતી છે. મરણ પછી પણ માણુસનો આત્મા, જે સંપૂર્ણતા તરફનો માર્ગ તેણે પોતે અખત્યાર કર્યો છે તે ધરે છે; અને તેનાં આગળ ને આગળ વધે છે. સંપૂર્ણતાનું ખુદ મૂળ ખોદા તરફ તે વધતો ને વધતો જાય છે. બૌદ્ધ ધર્મના સ્થાપનાર ગૌતમે નિર્વાણ નામે એક હાલત જણાવી છે, કે જે હાલત સંપૂર્ણતાની છે, જે હાલતમાં એક માણુસનો આત્મા નીતિના માર્ગમાં સ્વચ્છમાં સ્વચ્છ થઈ અને પવિત્રમાં પવિત્ર થઇ આલુદગીથી તદન નિરાળો જઇ પહોંચે છે અને જે હાલતમાં

---

૧ ફ્રશોકન્ત એ એક ઇરાની શબ્દ છે જે અંગ્રેજીમાં resurrection ને મળતો આવે છે. એ શબ્દનો આગલો ભાગ ' ફ્રશો' અંગ્રેજી fresh ને મળતો છે અને પાછલો ભાગ એરીયન ધાતુ ' કૃ ' એટલે કરવું ઉપરથી નીકળેલો છે.

૨ એ ઇરાની સાહિત્ય પ્રમાણે ફ્રશોકન્તને વખતે હસ્તીમાં આવનાર મહાત્માઓ છે.

એક માણસનો આત્મા જ્ઞાનના માર્ગમાં આગળ વધતો અને વધુ જ્ઞાની થતો સંપૂર્ણ બની જઈ શકે છે. એવી હાલતે પહોંચવાની નેમ દરેક માણસે રાખવી જોઇએ. એ હાલતે પહોંચવાની ખાહેશ દરેક શખશે પોતાનાંમાં ધરાવવી જોઇએ. આ દુનિયાની પચીશ પચાસ વર્ષની જીંદગી કાંઇ તેને એ હાલતે પહોચાડતી નથી; એ હાલતે પહોંચવા માટે તેને ભવિષ્યની ઘણી લાંબી જીંદગી ગુજારવી છે. આ જીંદગીમાં પકડેલો નીતિનો, સ્વચ્છતાનો અને જ્ઞાનનો માર્ગ તે નિર્વાણની હાલત તરફના તેના માર્ગને સુતરો અને સેહેલો કરે છે. એક માણસના આત્માને તેના પેદા કરનાર ઇશ્વરના સંબંધમાં વિદ્વાન એડીસને ઘણી વાજબી રીતે બે સમાંતર લીટિયો( parallel lines) માંની એક સાથે સરખાવ્યો છે કે જે લીટી બીજી લીટીની નજદીક અને નજદીક પહોંચતી જાય છે, જમાના અને જમાના સુધી હમેશાં તેની નજદીક પહોંચતી જાયછે પણ તેને મળી જતી નથી. માણસનો આત્મા પેલી લીટીની માફક સંપૂર્ણતાના માર્ગમાં તે સંપૂર્ણતાના મૂળ ખુદ ઇશ્વર તરફ વધતો જાય છે પણ તેને તદન મળવાથી, તેની તદન બરાબર રહેવાથી દૂર અને દૂર છે. ગૌતમે જાહેર કરેલી તદન સંપૂર્ણતાની હાલત 'નિર્વાણ' એક રીતે જોતાં કલ્પિત ગણાય. હું તેને કલ્પિત કહું છું તે એટલા માટે નહિં કે હું એવી કોઈ હાલત માણસના આત્મા માટે માનતો નથી પણ એટલા માટે કે તે એક હદ મુકરર કરે છે અને જાણે ઉપલી બે સમાંતર લીટિયોનો સમાગમ થતો હોય એમ દેખાડે છે, અને એમ કરી તે "મજીશ્ત, વહીશ્ત અને શ્રેષ્ટ" પેદા કરનારની સંપૂર્ણતાને પહોંચવાની માણસના આત્માને માટે એક ચોકસ હદ મુકરર કરે છે.

એ પ્રમાણે ત્યારે માણસનો આત્મા જેને ઘણી બુલંદ નેમથી ખોદાએ પેદા કર્યો છે, જેને સંપૂર્ણતા તરફ—જ્ઞાન અને નીતિની સંપૂર્ણતા તરફ—વધતો જોઈ અહુરમજદ ખુશી થાયછે, તે આત્મા મોતના ફટકાને આધિન થઈ પોતાના માર્ગમાં પો-

તાની નેમમાં અટકી કેમ પડે? માણુસ કાંઇ બીજાં જાનવર જેવું નથી કે જેઓની હસ્તી કાંઈ ચોકસ ઉપયોગ માટે સરજેલી હોય કે જે ઉપયોગ પછી તેઓનો છેડો આવે, જેમકે એક કેળ કેળાની લૂમ ઉત્પન્ન કરી મરણુ પામે છે, કે એક રેશમનો કીડો રેશમના તાર બાહાર કાઢી ઇંડાં મૂકયાં કે મરણુ પામે છે.

એ બાબતમાં વિદ્વાન એડીસન ઘણી અસરકારક રીતે કહે છે કે "માણુસના વિચારમાં એમ કેમ આવી શકે કે આત્મા જે આવી સંપૂર્ણુતાને પાત્ર છે, જે જાથુક નવા સુધારા અને વધારાને પાત્ર છે, તેને જન્મ આપવાને ઘણો વખત થયો નહિં તેટલામાં નીસ્તીમાં જઇ પડે? શું તેની એવી શકિતઓ વગર મતલબે પેદા કરી છે? આપણે કેમ માની શકીએ કે એક બુદ્ધિવંત પ્રાણી જે જાથુક સુધરતું જાય છે અને જે એક સંપૂર્ણુતા તરફથી બીજી સંપૂર્ણુતા તરફ સફર કરે છે તે ઇશ્વરની કરામતમાં થોડીક નજર પહોંચાડયા પછી અને તેની હદ્દવિનાની નેકી ડહાપણુ અને શકિત વિષે થોડીક શોધ કર્યા પછી પોતાની શરૂઆતની સફરમાંજ અને પોતાની શોધની શરૂઆતમાંજ નાશ પામે?"

એ વિદ્વાન આગળ ચાલતાં કહે છે કે

"હજી તો એક માણુસે પોતાના જ્ઞાનનો પૂરતો હિસ્સો મેળવ્યો નહિં હોય, હજી તો પોતાના જોસ્સાને દાબી નાંખવાને, પોતાના આત્માને નેકીના માર્ગમાં મજબૂત કરવાને, અને પોતાના જાતી ખવાશની સંપૂર્ણુતા તરફ આવવાને તેને પૂરતો વખત મળ્યો નહિં હોય તેટલામાં તો તેને આ દુનિયાના તખતા ઉપરથી ચાલી જવું પડે છે. ત્યારે શું તે અત્યંત ડહાપણુવાળો સાહેબ માણુસ જાત જેવી પોતાની ઉમદા પેદાયશને એવી હલકી નેમ માટે પેદા કરે? આવી અધૂરી બુદ્ધિ, આવા ટૂંકા વખતની જીંદગી ગુજારનારાં જ્ઞાની પ્રાણીઓ ઉત્પન્ન કરવામાં શું તે મઝા લે? આપણુને તે જ્ઞાન આપે કે જેનો આપણે ઉપયોગ નહિં કરીએ? અને શકિતઓ આપે કે જેઓને આપણે કામે નહિં લગાડીએ? જો આપણે આ દુનિયા તરફ

આવતી દુનિયાના પાળણુસ્થાન (nursery) તરીકે નહિં જોઈએ અને બુદ્ધિવંત પ્રાણીઓની કેટલીક ઓલાદો જેઓ એક પછી એક પેદા થાય છે અને મરણ પામે છે તેઓ આ દુનિયામાં તો ફકત પોતાની હસ્તીનાં મૂળતત્વો મેળવે છે, અને પાછળથી વધારે અનુકૂળ આવતું સ્થળ કે જ્યાં તે ફેલાશે અને ખીલશે ત્યાં વાસો કરશે, એમ આપણે જો નહિં માનીએ તો, માણસ જાતની બનાવટના સંબંધમાં ઈશ્વિરનાં સઘળાં કામોમાં જે ડહાપણ પ્રકાશે છે તે ડહાપણ આપણે કેમ જોઈ શકીએ ? આપણો આત્મા જોકે સંપૂર્ણતાની ટોંચે પહોંચતો નથી તોપણ સંપૂર્ણતા તરફ હમેશાં વધતો જાય છે એ વિચાર કરતાં ધર્મમાં બીજો કોઈ પણ વિચાર મારા મત પ્રમાણે વધારે ખુશકારક અને ફતેહમંદ નથી. આત્માને એક પછી એક વધારે કૌવત મેળવતો જોવો અને વિચાર કરવો કે કીર્ત્તિના નવા વધારાથી તે હમેશાં પ્રકાશશે, હમેશાં રોશન થતો જશે, અને તે નેકીમાં નેકીનો અને જ્ઞાનમાં જ્ઞાનનો ઉમેરો કરતો રહેશે એ માણસના મનમાં જે સ્વભાવિક લોભ હોય છે તેને અજબ રીતે અનુસરતો કોઇ ખ્યાલ ધરાવે છે ; એટલુંજ નહિં પણ પોતાની પેદાયશને પોતાની નજર આગળ વધારે ખુશનુમા થતી જોવી અને સરખાપણાના ચઢતા દરજ્જાથી તેને પોતાની વધારે પાસે આવતાં જોવી એ ખુદ ખોદામાટે ઘણો ખુશનુમા દેખાવ છે.” એવાજ વિચાર ઉપરથી નેશનલ રીવ્યુમાં એક લખનાર કહે છે કે “માણસનું મગજ જે ફેરફાર અને તૈયારીની બેહદ ક્રિયામાંથી પ્રફુલ્લિત થયું છે, તે ફકત થોડાંજ વર્ષ હૈયાત રહે, અને તે વર્ષોમાં કેટલીક પીડા અને કષ્ટ વેઠી કેળવણી પામે, તે કોઈ ભવિષ્યના ઉપયોગ માટે નહિં, એ એક એવું મત નથી કે જેને વિદ્યાએ શકિતનાં સંરક્ષણ (conservation of energy) ની તેની નવી અને મોટી શોધ પછી હઠીલાઇથી વળગી રહેવું જોઇએ.”

પણ વળી એડીસન કહે છે તેમ દરેક માણસનો સંપૂર્ણતા તરફ હમેશનો વધારો જે બીજી જીંદગીની હસ્તીની દલીલ રજુ કરે છે તે એક બીજી ખુબી સમાવે છે. ઉતરતા દરજ્જાવાળાઓમાં તે અદેખાઇનો આતશ બુજાવે છે અને ચઢતા દરજ્જાવાળાઓમાંથી ઉતરતા દરજ્જાવાળાઓ તરફનો ધિક્કાર કમી કરે છે. જ્ઞાનમાં અથવા નેકીમાં ચઢતો દરજ્જો ભોગવનાર શખ્સે એ બાબતમાં ઉતરતો દરજ્જો ભોગવનાર તરફ ધિક્કારની નજરથી જોવાને કાંઈ કારણ નથી. તેણે જાણવું જોઇએ કે એ ઉતરતો દરજ્જો ભોગવનાર શખ્સ આજે નહિં તો કાલે, આ જીંદગીમાં નહિં તો બીજી જીંદગીમાં એક વખત, વધારે જ્ઞાન સંપાદન કરતો અને વધારે નેકી અખત્યાર કરતો તેની હાલતે પહોંચશે. જો કે તે તે ચઢતા દરજ્જાવાળો તેટલા વખતમાં પોતે વળી તેથી વધારે આગળ વધશે એ વાત ખરી છે તોપણ તેણે યાદ રાખવું જોઇએ કે ચઢતા દરજ્જા ઉપરથી તે પેલા હલકા દરજ્જાવાળા તરફ આજે ધિક્કારની નજરથી જુવે છે તે ચઢતા દરજ્જા તરફ તે હલકા દરજ્જાવાળો કોઈ કાળે આવી પહોંચ્યા વિના રહેનાર નથી. એક વખત એવો આવનાર છે કે જ્યારે "અંઘરમીનો"ની બૂરી શકિતનો તદન પરાજય થશે અને "સ્પેનામીનો"ની વૃદ્ધિ કરનારી શકિતનો જય થશે. એક વખત એવો આવશે કે જ્યારે સઘલું સારૂં થશે. તે વખત કે જે ફ્રશોકન્તની નજદીકનો વખત છે, ત્યારે જેમ સઘળાં માણસ શુદ્ધિ પામશે તેમ પેલો ઊતરતા દરજ્જાનો માણસ પણ ચઢતી હાલતે પહોંચશે.

ઊતરતા દરજ્જાવાળામાંથી એ વિચાર અદેખાઇનો આતશ બુજાવે છે કે ફિકર નહિં પેલો ચઢતા દરજ્જાનો છે તો શું થયું ? તેજ ચઢતે દરજ્જે પહોંચવાનું તેના પોતાના હાથમાંજ છે. તે યત્ન કરશે, તે કોશેશ કરશે, તો જેમ જ્ઞાન તેમ નીતિના સંબંધમાં પણ તે તેજ ચઢતે દરજ્જે પહોંચી શકશે કે જે દરજ્જા

ઉપરથી પેલા ચઢતા દરજજાવાળો તેની તરફ ધિક્કારની નજરથી જુવે છે. તેના ભવિષ્યનો ઘડનાર તે પોતે છે અને તેનું ભવિષ્ય જો તે ચાહે તો ભલુંજ છે એવા વિચારથી તેણે પોતાનો દરજ્જો ચઢતો કરવાની કોશિશ કરવી જોઇએ. આજે એક હાલત એક ફરેસ્તો ભોગવતો હશે તેજ હાલત ભોગવવાની દરેક માણસની સરજત છે. તે હાલત મોડી વેહેલી ભોગવવાનું તેના હાથમાં છે. જો તે ચાહે તો જલદીથી તે હાલતે પહોંચવાની કોશિશ કરે. બાકી તે ફરેસ્તાની હાલત ભોગવવાનું કાંઇ માણસની સરજતથી દૂર નથી. મહાત્મા જરથોસ્ત પોતાની ભલી અને નેક જીંદગીથી ફરેસ્તાઈ હાલતે પહોંચી યજદનો દરજ્જો પામ્યા હતા. તમારા દરેકના હાથમાં છે કે તમે પણ જરથોસ્તના તરીકાના થાઓ અને જરથોસ્તની નકલ કરો અને ફરેસ્તાઇ હાલતે પહોંચો. તમારો પેદા કરનાર તમને એ માટે કોશિશ કરતા જોઇ, તમને ફરેસ્તાઇ હાલત તરફ વધતા જોઇ, તમને સંપૂર્ણતાના નુકતા તરફ કૂચ કરતા જોઇ ખુશી થશે. માણસ જાત જેવી તેની કિમતી અને ઊમદા પેદાયશને એ પ્રમાણે સામટી કૂચ કરતી જોવાની એટલે ફ્રશોકન્તની હાલતે પહોંચતી જોવાની તે કીરતારની ખુશી છે. દરેક જરથોસ્તી "ક્ષ્નઓથ્ર અહુરહેમજદાઓ" એટલે "અહુરમજદને ખુશનુદ અથવા ખુશાલ કરૂં છું" એમ એક દિવસમાં ઘણી વખતે ભણી અહુરમજદને એ બાબતમાં ખુશી કરવાની કબૂલાત આપે છે. એ કબૂલાતથી જેટલો તે અહુરમજદને ખુશી કરશે તે કરતાં લખો દરજજે તે કબૂલાત પાળીને, તેને અમલમાં લાવીને તે અહુરમજદને ખુશી કરશે. જગપ્રસિદ્ધ ફીરદોશી પાદશાહ ફરેદુનને વિષે જે કહે છે કે

ફરીદુને ફરરોખ ફીરેસ્તે નબુદ<br>
ઝે-મુશ્કો ઝે અમબર સીરેસ્તે નબુદ<br>
બદાદો દેહશ યાફ્તા આન નેકુઇ<br>
તો દાદો દેહશ કુન ફરીદુન તોઇ."

એટલે "બખ્તાવર ફરેદુન કાંઇ ફરેસ્તો ન હતો; કસ્તુરી કે અંબરનો બનાવેલો ન હતો; ઈનસાફ અને બક્ષિશથી તે એ ખુબી પામ્યો, તું ઇનસાફ અને બક્ષિશ કર તું પોતે ફરેદુન છે" તે એથી પણ વધારે હદ સૂધી દરેક માણસ માટે ખરૂં છે. તમે નેકી અને જ્ઞાનના માર્ગમાં સંપૂર્ણતા તરફ આગળ વધો તો તમે પણ ફરેસ્તા થશો. જેમ ફીરદોશી પોતાના વાંચનારને કહે છે કે માણસ પોતાની નેકી અને રાસ્તીથી ખુદ પાદશાહ ફરેદુન જેવો થઇ શકશે, તેમ આપણે કહીશું કે એટલુંજ નહિં પણ માણસ પોતાની નેકી અને રાસ્તી જ્ઞાન અને બુદ્ધિથી ફરેસ્તા જેવો થઈ શકશે. એમાં અસંભવિત જેવું કાંઇ નથી. સઘળું તેના અને તેના પોતાનાજ હાથમાં છે. પ્રભુએ તેને માટે એ માર્ગ ખુલ્લો રાખ્યો છે, તેમાંજ તે સાહેબની કરામત અને ખુબી છે, તેમાંજ તે સાહેબનો ઇનસાફ અને ડહાપણ છે.

એ દલીલને મળતીજ દલીલ પ્રોફેસર એદવીન આરનલ્ડ નીચે પ્રમાણે રજુ કરે છે.

"એક જ્ઞાની પુરૂષના ડહાપણ કરતાં, એક માતાની માયા કરતાં, એક ખરા આશકની એક નિષ્ટા કરતાં, અને એક કવીની ફળદ્રુપ કલ્પનાશકિત કરતાં, કુદરત આ દુનિયામાં તેણીએ જે બી કાંઇ ઉત્પન્ન કર્યું છે તેમાં બીજી શી વધારે કિમતી ચીજ ધરાવે છે કે તેણી તે અમૂલ્ય ચીજોનો કોઇક રોગ યા દરદથી તદન નાશ થવા દે? આ માનવું સો ગણું વાજબી છે કે તેણી (કુદરત) આવી નાજુક પ્રફુલ્લિત થયલી અમૂલ્ય ચીજોને, મોતની ક્રિયાથી ખુશનુમા બીજી જીંદગી માટે મૂળ પાયા અને સાધન તરીકે બનાવીને તેઓનું કામ ફરીથી વધુ આગળ ચલાવે છે, મોત કે જે જ્યારે તે એકાએક અને કવખતનું દેખાય છે ત્યારે પણ જન્મ કે જેની તે એક પૂરવણી છે તેની માફક કુદરતી અને કાયદાસર છે, મોત કે જેમાંથી બીદાર થતાં કદાચ બીજી નવી જીંદગી ભોગવનાર મરનાર પુરૂષ પોતાની સનમુખ પોતાના ખુશનુમા અને નવાઇ જેવા પણ શ્રેષ્ઠ હાલતે પહોંચેલા શરીર માટે

એક નવી તાજગી આપનારી દુનિયા તૈયાર જુવે છે અને જેમ આ દુનિયામાં જન્મ લેતું એક બાળક પોતાને માટે પોતાની માતાની બરદાસ્ત કરનારી ગોદ અને પોષણ કરનારી છાતી તૈયાર જુવે છે તેમ પોતાને માટે માયાળુ અને રાજી ખુશીથી અપાયલી સેવા તૈયાર જુવે છે."

એ સઘળા વિચારની સેવટે આપણે એક વિદ્વાનના શબ્દોમાં એટલુંજ કહીશું કે

"It is contrary to divine wisdom and goodness to suppose that good men will be annihilated when by close and deep study for seventy or eighty years, the mind has treasured up vast stores of knowledge and virtue,"

એટલે "એમ વિચારવું, કે નેક આદમીઓ સીતેર યા એંશી વર્ષના જાથુકના અને ઉંડા અભ્યાસથી પોતાના મગજને જ્ઞાન અને નેકીના મોટા ભંડારોથી ભરપૂર કર્યા પછી નાશ પામશે, એ ઇશ્વરના ડહાપણ અને ભલાઇથી ઉલટું છે."

---

# બાબ નવમો.

## આઠમી દલીલ.

### અનિયમીત કાળ અને જગ્યામાં માણસની મનશકિત સનમુખ અવલોકન માટે રજુ થતો હદ્દાવનાનો દેખાવ.

આ સૃષ્ટિની હદવિનાની જગ્યામાં અને અનંત કાળમાં માણસની વિચાર શકિત આગળ જે અનિયમિત દેખાવ રજુ થાયછે તથા તે વિષેનું જ્ઞાન સંપાદન કરવા સારૂ આપણી મનશકિત જે લાયકાત ધરાવે છે તે ભવિષ્યની જીંદગીની તરફેણમાં એક બીજી દલીલ રજુ કરેછે.

એ બાબત આપણે અઢારમી સદીની સેવટે વિખ્યાતી પામેલા એક કાબેલ આત્મતત્વં વિદ્યાજ્ઞ પ્રોફેસર ડયુગલ્ડ સ્ટ્રુઅર્ટના એ વિષેના વિચારથી શરૂં કરીશું. તે કહે છે કે "અગરજો માણસને ફકત આ દુનિયાના વસવાટ માટેજ સરજ્યો હોત, તેની શોધક બુદ્ધિ તેની આ દુનિયાની સગવડના ઉપયોગને માટેજ તેને આપવામાં આવી હોત, તો એનો સબબ શો કે તે સાધારણ રીતે તે બનાવો, કે જેઓ તેઓની નજદીકી અને વારંવારના બનાવને લીધે સૌથી વધુ મનોરંજક હોવા જોઇએ તેઓના કરતાં દૂર દરાજના વિચિત્ર કુદરતી બનાવો માટે વધારે આતુરતાથી પૂછપરછ કરવા પડે છે ?"

માણસ એવા દૂરદરાજના વિચિત્ર કુદરતી બનાવો ઉપર ધ્યાન આપે છે તે ઉપરથી ડા૦ માર્ટીનો અનુમાન કરે છે કે તે કોઇ ભવિષ્ય માટે સરજેલો છે કે જ્યારે તે તે બનાવો સાથે વધારે સંબંધમાં આવશે. તેના કહેવા પ્રમાણે જ્યારે એક માણસ કોઈ બીજા દેશમાં મુસાફરી કરવાની ખાહેશ રાખે છે ત્યારે તે તે દેશની હકીકતો વિશે આગમચથી જાણીતો થવાની પણ ખાહેશ રાખે છે. જ્યારે એક ખેડુતનો છોકરો પોતાના હળ ચલાવાના કામ ઉપરાંત નૌકાશાસ્ત્રની ચોપડીઓ વાંચતો બેસે તથા દૂરના દરિયા અને મૂલકોની ભૂગોળ તપાસતો બેસે ત્યારે આપણે ધારીયે કે એ છોકરો દરિયાની મુસાફરી અને શોધો માટે ખાહેશ રાખે છે તથા તેને માટેજ સરજેલો છે. એજ પ્રમાણે જ્યારે માણસ પોતાની દુનિયાની હકીકતો ઉપરાંત બીજી દુનિયા અને બીજાં મંડળોની બાબતનો અભ્યાસ કરે છે, ત્યારે દેખાય છે કે માણસ કોઇ બીજી ચઢતી દુનિયા માટે સરજેલો છે કે જ્યાં તેને આ દુનિયામાં સંપાદન કરેલું જ્ઞાન તેની પાસે મદદગાર તરીકે ઉભું રહેશે. એ ઉપરથી ડા૦ માર્ટીનો સવાલ કરે છે કે "એક બિંદુ જેટલી હદમાં સમાયલી ટુંકી જીંદગીમાં અંનતતાની કોરે લાગેલી વસ્તુઓ અને હિલચાલો માટે એટલી બધી અસંતોષી કાળજી શાને માટે ? શું એમ નથી કે આપણી

આસપાસની હકીકતો સાથે સંબંધ ધરાવવા કરતાં આપણે વધારે ઓહોળો સંબંધ ધરાવીએ છીએ ? કે આપણે ધાર્યું હતું તેના કરતાં આપણા મગજ માટે વધારે ઓહોળું ખેતર પડેલું છે ? અને આ પર્યતનમાં આપણે એક એવા સવાલની સરહદ ઉપર ફરીએ છીએ કે જે સવાલ આપણા ઓહોળા વિચારો અને શક્તિઓનું ધ્યાન ખેંચશે ? શું એમ નથી કે વિદ્યા જે એક જીંદગીની હાજતો પૂરી પાડવાની હદની બાહાર જાય છે તે કોઈ બીજી જીંદગી માટેનો માર્ગ ખોલનારો દરવાજો છે ? આપણી હાલની હાલતની નિયમિત હદ અને આપણી જ્ઞાની ઇચ્છાઓ માટેની અનંત હદ વચ્ચેના મુકાબલાએ વિચારવંત માણસોની અજાયબી અને આશા વારેઘડિયે ઊશ્કેરી છે ?"

એ પ્રમાણે આપણી સૃષ્ટિ ફક્ત આ દુનિયાની બનેલી હોત અને કુદરતી વિદ્યાએ આપણને દેખાડ્યું ન હોત કે આપણા જેવી બીજી દુનીયા ઘણી છે તો આપણા મરણ પછી બીજી જીંદગીની અગત્ય આપણી મનશક્તિ ધ્યાનમાં લેતાં આપણે જોત નહિં. પણ આપણી હાલની કુદરતી વિદ્યાએ આપણને દેખાડ્યું છે કે આપણી પૃથ્વિ એક મોટા સૂર્ય મંડલનો ભાગ છે. આપણી પૃથ્વિ અને અસલમાં જણાયલા પાંચ ગ્રહો,—મંગળ, બુધ, બહસ્પતિ, શૂક્ર અને શનિશ્ચર—જેઓ ઉપરથી અને સૂર્ય અને ચંદ્ર ઉપરથી આપણા અઠવાડીયાના દિવસોનાં નામ પડેલાં છે તે ઉપરાંત હાલમાં નજદીક ૧૦૦) ઉપગ્રહો આપણા સૂર્ય મંડળમાં શોધી કાઢવામાં આવ્યા છે અને બીજાની શોધ થતી જાય છે. એઓનો સંગ્રહ આપણી પૃથ્વિ કરતાં આશરે ૨૫૦૦ ગણો વધારે છે. એમના સિવાય ઘણા પૂછડિયા તારા એ મંડળમાં ફરે છે અને તે સઘળાનું મધ્ય બિંદુ સૂર્ય છે જે એ સઘળા કરતાં ૬૦૦ ગણો મોટો છે. એવા મોટા સૂર્ય મંડળ ઉપરાંત વળી—કુદરતી વિદ્યા કહે છે કે—બીજાં ઘણા મંડળો છે. રાત્રે આકાશમાં દેખાતા ચળકતા તારાઓ એવાં મંડળોના સૂર્ય છે. એ તારા—

બીજાં સૂર્ય મંડળોના એ સૂર્ય–ની આસપાસ વળી આપણા સૂર્ય મંડળના સૂર્યની માફક કેટલાક ગ્રહો ફરતા હશે કે જે ગ્રહોની આસપાસ વળી આપણી પૃથ્વિની અને બીજા ગ્રહોની માફક ચંદ્રો ફરતા હશે. આકાશમાં નજર કરતાં સાદી નજરે રાત્રે સાધારણ જોનારને એવા આશરે ૧૦૦૦ તારા, ૧૦૦૦ સૂર્યો નજરે પડે છે. દુર્બિનની મદદથી એવા કેટલાક હજાર સૂર્યો આપણને નજરે પડે છે. વધારે જોરાવર દુર્બિનોથી ૧૦૦૦૦ એવા સૂર્યો નજરે પડે છે. વળી જોરાવરમાં જોરાવર નવી દુર્બિનોથી એવા લાખો અને કરોડો સૂર્યો જોવામાં આવે છે. જો માણસ વિદ્યાની મદદથી એથી પણ જોરાવર દુર્બિનો શોધી કાઢે તો અબજો એવાં સૂર્યો નજરે પડે એ ઉપરથી માલમ પડે છે કે તે સર્વ શક્તિમાન કીરતારની સૃષ્ટીની રચનાનો કાંઇ અંત દીસતો નથી. અનંત જગ્યામાં તેની રચના અને પેદાયશો પંથરાયલી છે કે જે જગ્યામાં માણસ, તેની હાલની હાલતમાં, વિદ્યાએ શોધી કાઢેલા જોરાવરમાં જોરાવર યંત્રોની મદદથી પણ જોઇ શકતો નથી.

હવે આપણે જાણીએ છીએ કે ખોદાતાલાએ માણસ જાતને અજબ જોરાવર મનશક્તિ આપી છે, કે જે મનશક્તિ મારફતે તે આ પૃથ્વિ વિષે ઘણી શોધો કરી શકયો છે; ઘણું જાણી શકયો છે. વળી તે એ મનશક્તિ મારફતે પૃથ્વિ ઉપરાંત આખા સૂર્ય મંડળ સંબંધી ઘણું શોધી અને જાણી શકયો છે. તે કરોડો મૈલ દૂરના સૂર્યનો તફાવત, કદ, આકાર વિગેરે બાબત ઉપર શોધો ચલાવી શકયો છે. ઇશ્વરે માણસને એવી અદ્ભુત અને જોરાવર મનશક્તિ બખશી છે તે ઉપરથી દીસે છે કે તે કીરતારની મરજી અને ધારણા એવી છે કે માણસ તેની બોહોળી સૃષ્ટિ તપાસે અને તેમાં તે કીરતારની સમાયલી કીર્તિ અને માક્રમ જુવે. તેની આખી સૃષ્ટી—ફકત સૂર્ય મંડળજ નહિં પણ તેની આખી સૃષ્ટિ—જે માણસ જાત હાલ સૂધી શોધી કઢાયલાં યંત્રોથી પણ જોઇ શકયો નથી, તે પણ નિહાળે તથા તે કીરતારની કરામત પિછાને

અને તેની તારીફ ગાય એવી તે કીરતારની ધારણા અને ઇચ્છા એ ઉપરથી ખુલ્લી દીસે છે.

હવે જો આપણી જીંદગી ફકત આ ક્ષણભંગુર દુનિયાનીજ હોય અને ભવિષ્યની જીંદગી જેવું કાંઈ નહિંજ હોય તો પછી તે કીરતારની ઇચ્છા અને ધારણા મુજબ માણસનો આત્મા તે કીરતારની બોહોળી અને પહોળી સૃષ્ટિ કેમ નિહાળી શકે ? કેમ તપાસી શકે ? આ દુનિયાની તેની હાલત વિદ્યાની અદ્ભૂત શોધો છતાં તે અનંત સૃષ્ટિના મોટા ભાગને તેની નજરથી દૂર રાખે છે. ત્યારે બચિત દીસે છે કે એક ભવિષ્યની લાંબી જીંદગી હોવી જોઇએ કે જેમાં આત્મા બીજું વધારે નિહાળી શકે.

આ દુનિયાની પેદાયશ, રચના, વિસ્તાર, અને ગંજાવરપણું જોઇ માણુસનો આત્મા કુદરતી રીતે ખાહેશમંદ થાય છે કે બીજી દુનિયાઓ જેમાં સૂર્યોને રાત્રે તે તારા મિશાલે ચળકતા જુવે છે. તેઓ વિષે કાંઇ જાણે. આ દુનિયા વિષે વિદ્યાએ કરેલી શોધોથી તે તે કીરતારની કરામતને નિહાળે છે અને વખાણે છે. એક ભૂતળ શાસ્ત્રી, કે એક ભૂરચના શાસ્ત્રી એક વાયુચક્ર શાસ્ત્રી કે એક ખગોળ શાસ્ત્રી જેમ બુલંદ અને મોટા દેખાવોના વર્ણનથી તેના દિલને ખોદાની સીફતથી ખુશ કરે છે તેમ એક રસાયન શાસ્ત્રી કે સિદ્ધ પદાર્થ વિજ્ઞાની એક પ્રાણી વિદ્યા શાસ્ત્રી કે એક ધાતુ વિદ્યા શાસ્ત્રી એક ઝાડપાન વિદ્યા શાસ્ત્રી કે જીવજંતુ વિદ્યા શાસ્ત્રી બારીક અને તફસીલવાર શોધોથી તેના મનને આનંદ પમાડી તે કીરતારની તારીફથી ભરપૂર કરે છે. એ વિદ્યાઓના જ્ઞાન અને શોધોથી માણુસનો આત્મા તે કીરતારની કરામત વધુ અને વધુ પિછાને છે. અને તેની કારીગીરી અને રચના જેમ સૂર્ય ચંદ્ર જેવા મોટા પદાર્થોમાં તેમ કીડી જેવા ઝીણાં પ્રાણી કે ઘાસપાલા જેવા બારીક ઝાડપાનોમાં જોઇને તારીફ કરે છે. જ્યારે ફકત આજ દુનિયાના—અને તે પણ થોડી હદ સૂધીના—જ્ઞાનથી તે એટલો હરખાય છે ને તારીફ કરે છે ત્યારે આખા સૂર્ય મંડળના જ્ઞાનથી

અને વળી તેથી પણ વધુ બીજાં એવાં સૃષ્ટિનાં સૂર્ય મંડળોના જ્ઞાનથી તે કેટલો ખુશી થાય અને તે કીરતારની કેટલી વધુ સીફત પિછાને અને તે માટે તે કેટલો ખાહેશમંદ રહે?

એ વિષે કલોરીન મેકલોરીન નામનો વિદ્વાન પોતાની "સર આઈઝેક ન્યુટનની ફિલસુફી ભરી શોધોનું વર્ણન" એ નામની ચોપડીમાં વાજબી રીતે કહે છે કે "એ બાબત ઉપરથી તથા દુનિયાની નીતીમાન હાલત ઉપરથી તથા બીજી બિનાઓ ઉપરથી આપણને માનવાને કારણ મળે છે કે આપણી હાલની હાલત હવે પછીની ભવિષ્યની હાલત વિના અસંપૂર્ણ થઇ પડે કે જે ભવિષ્યની હાલતમાં કુદરત વિષેના અને તે કુદરતના ખાવિંદ વિષેના આપણા વિચારો વધારે ખોલા અને સંતોષકારક થશે. તમામ કુદરતમાં જે ડહાપણ પ્રકાશે છે તે ડહાપણને આ અનુસરતું દેખાતું નથી કે આપણે એમ ધારવું કે આટલી બધી હદ સૂધી આપણે જોઇએ અને ખોદાની કરામતો વિષે આપણી જીજ્ઞાસા આટલી બધી હદ સૂધી વધે પણ સેવટે આપણે નામુરાદ થઈશું. એ આપણને કુદરતી રીતે એ મતના સેવટ ઉપર લાવે છે કે આપણી હાલની હાલત આપણી હૈયાતીની ફકત બામદાદ યા શરૂઆત છે અને તે ભવિષ્યના વધુ વધારા માટેની એક તૈયારીની અથવા તપાસની હાલત છે કે જે સઘળા પ્રાચિન કાળના ડાહ્યા ફિલસુફીનો મત છે. જે કોઇ માણસ જાતના પ્રકૃતિ ગુણની રચનાનો ધ્યાનથી વિચાર કરે છે અને તેમાં ખાશ કરીને માણસની ઇચ્છા અને ઉભરાનો, કે જે તેની હાલની નેમો કરતાં વધારે ચઢતી હાલતમાં દીસે છે, તેની સેહેલથી ખાતરી થશે કે માણસને આ જીંદગીની નેમો કરતાં વધારે બુલંદ નેમો માટે પેદા કર્યો છે. એ નેમો ઇશ્વરે આપણી સનમુખ ઘટતે વખતે અને ઘટતી તૈયારીઓ પછી ખોલવાને માટે જાળવી રાખી છે."

હવે જો માણસનો આત્મા પચાશ સો વર્ષની ટુંકી હસ્તીજ ભોગવતો હોય તો તે પોતાની ખાહેશ કેમ પૂરી પાડી શકે અને

તે કીરતારની સીફત વધુ કરવાને કેમ સામર્થ્યવાન થાય ? ટુંકામાં કહીએ તો તે કીરતારની સીફતથી તેની સનમુખ કેમ પહોંચી શકે ? જો આત્માની હસ્તી ટુંકીજ હોય તો તે કીરતારના ડહાપણ અને ઇનસાફને અનુસરતું નથી કે તે માણસ જાતના મનમાં તેની ઓહોળી સૃષ્ટિની ઓહોળી કરામત પિછાનવાની ઇચ્છા મેલે પણ તે ઇચ્છા તૃપ્ત નહિં કરે ? માણસ તે કીરતારની કારીગીરી વધુ પિછાનવાને ખાહેશમંદ થાય પણ તેની ખાહેશ પાર નહિં પડે?

આ વિદ્યા અને એલમનો જમાનો છે. નવી શોધો કદાચ સૃષ્ટિના નહિં જણાયલા ભાગો ઉપર નવી રોશની નાંખે અને તે કીરતારની કારીગરી વધુ જાહેર કરે. કોઇ નવો ગેલીલિયો પેહેલા ગેલીલિયોને વિસરાવે એવી અદ્દભૂત શોધોથી નવી દુર્બિન તૈયાર કરી કરોડો અને અબજો સૂર્ય મંડળ આપણી સનમુખ ખુલ્લાં કરે પણ તે છતાં અનંત જગ્યા અને જમાના તરફ જોતાં તે જ્ઞાન માણસ જાત માટે ઘણું અધૂરૂં રહે.

આપણે કહ્યું કે સૃષ્ટિની રચનાના વધુ જ્ઞાનથી આપણે તે કીરતારને પિછાનવાને વધારે શકિતમાન થઇએ છીએ. ઘણા સવાલો છે કે જેનું જ્ઞાન મળવાથી આપણી ઈચ્છા તૃપ્ત થાય અને આપણે તે કીરતારની કરામત વિષે વધુ જાણીએ.

સેતારા રૂપે આપણને બીજી દુનિયા દેખાય છે તે ઉપર શી વસ્તી છે ? તેમાં વસનારાને આપણી પેઠે શરીર છે કે તેઓ ફકત બુદ્ધિવંત અને નીતિમાન પ્રાણીઓ છે ? તેઓમાં જ્ઞાનના કાંઇ જૂદા જૂદા દરજજા છે ? ઇશ્વરની સૃષ્ટિના બીજા ભાગો સાથે તેઓ કાંઇ વ્યવહાર ચલાવતા હશે કે ? ઈશ્વરની કરામત અને કારીગીરી વિષે તેઓનો શો વિચાર હશે ? તેઓ આપણી દુનિયા વિષે કાંઈ જ્ઞાન-ધરાવતા હશે ? જો ધરાવતા હશે તો કોણની મારફતે ? તેઓની ઈંદ્રિયો કેવા પ્રકારની હશે અને તેઓની મનશકિત કેવી હશે ? આપણી પેઠે તેઓ એકજ ગોળા ઉપર રહેતા

હશે કે તેઓ સૃષ્ટિની બીજી દુનિયા ઉપર આવ જા કરી શકતા હશે ? તેઓની દુનિયાના કુદરતી દેખાવો કેવા પ્રકારના હશે ? તેઓ કઈ વિદ્યાઓનો અભ્યાસ વધુ કરતા હશે અને કઇ બાબત તેઓનું વધુ ધ્યાન ખેંચતી હશે ? એ જૂદી જૂદી દુનિયાઓ કયારે અને કેવી રીતે હસ્તીમાં આવી હશે ? એવી બીજી દુનિયાઓ અનંત જગ્યામાં શું નવી હસ્તીમાં આવતી હશે ? એ અને એવા સેંકડો સવાલો જેઓનો ખુલાસો તે કીરતારની કારીગીરી વધારે પિછાનવાને આપણને શકિતવાન કરે તે સવાલોનો ખુલાસો મેળવવા માટે લાંબો કાળ જોઇએ. એક માણસનો આત્મા પોતાની ત્રણ પાંચ દહાડાની જીંદગીમાં ફકત પોતાની આ દુનિયાની હદમાં આવતું જ્ઞાન મેળવી શકતો નથી તો પછી ઉપરની હજારો અને લાખો દુનિયાઓનું જ્ઞાન તે કેમ મેળવી શકે ? તે કીરતારને બરાબર પિછાનવા માટે તે જ્ઞાન તો અગત્યનું અવશ્યનું જરૂરનું છેજ. હવે જયારે તે જરૂરનું તો છેજ ત્યારે માણસની જીંદગી ફકત આ દુનિયાની હદમાંજ કેમ આવી અને અટકી શકે ? લાંબો અને ઘણાં વર્ષનો જમાનો ગુજારવો જોઇએ કે જેમાં એક માણસનો આત્મા એ બધાંનું જ્ઞાન મેળવે અને પોતાના પેદા કરનારને પિછાને. જો આત્માની હસ્તી ટુંકીજ હોય તો તે આત્માની પોતાના કીરતારને બરાબર પિછાનવાની અને તેની કરામત અને કારીગીરીને પૂરતી રીતે નિહાળવાની આશા નાઉમેદ થાય. પણ ખોદા જે ડહાપણનો ખાવિંદ છે તે પોતાના બંદાની એ વાજબી ઇચ્છા— કે પોતાના પેદા કરનારની કરામત પિછાનવી અને તેની કીર્ત્તિ ગાવી- નાઉમેદ તો નહિં કરે. ત્યારે સિદ્ધ થાય છે કે તેણે આત્માને અનંત હસ્તી અથવા અમર્ગી બખશી છે.

વળી માણસના આત્માની અનંત જગ્યાની માહિતી મેળવવાની અને તે વિષે જ્ઞાન મેળવી તે કીરતારને વધુ પિછાનવાની ખાહેશ છે એટલુંજ નહિં પણ વળી તે કીરતારે અનંત જગ્યાના દૂરના ભાગો વિષે જ્ઞાન મેળવવાને અને તે સાહેબની સંપૂર્ણતા

પિછાનવાને માણુસ જાતને જોરાવર અને લાયક મનશકિત આપી છે. પોતાની ઉમદા શોધોથી અને બારીક અને તારીફ લાયક યંત્રોથી માણુસ આ સૃષ્ટિ વિષે જે જ્ઞાન મેળવી શકે છે તેથી વધારે જ્ઞાન મેળવવાને અને સમજવાને તેની મનશકિત તે કીરતારે લાયક બનાવી છે. દાખલા તરીકે આપણા મંડળના ગ્રહો શૂક્ર યા શનિશ્ચર વિષેનું જે જ્ઞાન માણુસ મેળવી શકયું છે તે કરતાં વધારે જો તેને કોઇ કળા યા યુકિતથી મળે તો તે સંપાદન કરવાને તેની મનશકિત ઇશ્વરે લાયક બનાવી છે. તે જ્ઞાન મળવાથી તે ખોદાની ખુબી ડહાપણ ઇનસાફ વધુ વિચિત્ર રીતે જોઇ શકે. આ દુનિયામાં માણુસનો આત્મા પોતાની શોધ-થી તે કીરતારની કરામત પિછાનવાને જે રીતે શકિતવાન થયો છે તે ઉપરથી દીસે છે કે જો તેને વધુ તક મળે તો એથી પણ વધારે સારી રીતે પછિાનવાને શકિતવાન થાય. એ તક મેળવવાનું ખેતર ભવિષ્યની જીંદગી છે.

એક માણુસ પોતાની આ જીંદગીમાં પોતાની શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બુદ્ધિથી અને હોશિયારીથી જે જાણી શકયો છે તે "ડહાપણ અને જ્ઞાનનો અનિયમિત ખજાનો" જે બીજી દુનિયામાં તેની સનમુખ રજુ થાય તે સાથે સરખાવતાં મહાસાગરમાં એક પાણી-ના ટીપાં મિશાલ છે. અનંત જગ્યાની સૃષ્ટિ અને કરોડો તથા અબજો તો શું, પણ અગણિત સૂર્યમંડળો સાથે સરખાવતાં આપણી પૃથ્વી શી બિસાતમાં છે ? કાંઇ નહિં. તેજ પ્રમાણે આ જીંદગીમાં આપણે મેળવેલું જ્ઞાન સૃષ્ટિ વિષેના અનંત જ્ઞાન આ-ગળ કાંઇ બિસાતમાં નથી. પ્રાકૃતિક ભૂગોળ આપણાં પૃથ્વિના જે તરેહવાર વિચિત્ર રૂપોથી આપણને દંગ કરે છે તે ઉપરથી આપણે ધારીએ છીએ કે એથી વધુ વિચિત્ર દેખાવો બીજી દુ-નિયાઓની સપાટીપર હશે. તે વધુ વિચિત્ર દેખાવોનો વિચાર જ્યારે ધ્યાનમાં લઇએ છીએ, તે દુનિયાઓમાં વાસો કરતી બો-હોળી વસ્તીનો જયારે વિચાર કરીએ છીએ, તે દુનિયાના કારભાર

અને વ્યવસ્થા માટે તે કીરતારની કરામતનો જ્યારે ખ્યાલ કરીએ છીએ, ત્યારે દીસે છે કે આ થોડા વખતની હસ્તીમાં તે કીરતાર વિષે અને તેના કામો અને કરામતો વિષે આપણે જે જાણીએ છીએ તે ખરે બપોરે સૂર્યની રોશની આગળ જેમ એક દીવાની રોશની બિસાત વગરની છે તેમ બિસાત વગરનું છે. તે ઉપરથી તે કીરતારની આપણે જેટલી પણ કીર્તિ ગાઇએ તે તેને ઘટતી ખરી કીર્તિ આગળ કંઈ નથી. કોરાનમાં એક ઠેકાણે કહે છે તેમ જો આપણી પૃથ્વિ ઉપરના સઘળા મહાસાગરોને પાણીને બદલે શાહીથી ભરેલા ગણીએ અને તે સઘળી શાહી ખપી જાય ત્યાં સૂધી તે કીરતારની સીફત લખાય તોપણ તેની અનંત જગ્યા અને અનંત જમાનાની બોહોળી કરામતની સીફત આગળ તે નહિં જેવી ગણાય. સાધારણ આદમી કરતાં કાબેલ આદમીઓ જેઓએ કુદરતની કરામતમાં ફાંફાં મારી ઘણી શોધો કરી છે તેઓ વધારે સારી રીતે સમજે છે કે જ્ઞાનનાં અનંત ખેતરોમાં કેટલું બધું જણાયા વગર પડી રહ્યું છે. સર આઇઝેક ન્યુટને આપણે જાણીએ છીએ કે એ ખેતરોમાં કેટલું બધું ખેડયું છે. તે છતાં તે મહાન વિદ્વાન પુરૂષ પોતે કેટલું થોડું જાણે છે તે વિષે પોતાના મરણની ફકત થોડો વખત આગમજ શું કહી ગયો છે તે આપણે આગળ જોયું છે.

વળી એ બાબતના સંબંધમાં સવાલ એ ઉઠે છે કે ઇશ્વરે એ અનંત જમાના અને જગ્યામાં બોહોળી સૃષ્ટિ શું કરવા રચી? પેદાયશો પેદા કરી તેની આગમજ ઇશ્વર તો હૈયાત હતો એમ સર્વે ધર્મ પુસ્તકો કહે છે. તે સાહેબ પેદાયશથી સ્વતંત્ર હૈયાત હતો. એમ નથી કે પેદાયશ પેદા કરી ત્યારે તે હૈયાતીમાં આવ્યો. આ દુનિયા, આ બોહોળી સૃષ્ટિ પેદા કરવાને માટે તેને કાંઈ પોતાને માટે હાજત નહિં હતી. એક નવાઈ દાખલ એ સૃષ્ટિને ખરેખરી હસ્તીમાં લાવવાને તેને કાંઇએ અગત્ય નહોતી. પોતાના સંતોષ માટે પણ સૃષ્ટીને પેદા કરવાની કાંઇ અગત્ય ન

હોતી. કારણ કે જેમ ખ્રિસ્તિ ધર્મ (prototypes) ના સંબંધમાં કહે છે તેમ જરથોસ્તી ધર્મ ફરોહર ના સંબંધમાં કહે છે કે ઈશ્વરની રચના અને યોજનામાં સૃષ્ટિના અને પેદાયશના ફરેહરો (અથવા prototypes) તો પેદાયશની આગમચ હૈયાત હતા. ત્યારે એ બુલંદ સૃષ્ટિને પેદા કરવાની મતલબ શી? મતલબ એટલીજ કે પોતાના માણસના જ્ઞાની આત્માઓને મોજ આપવી અને પોતાની કરામતની અનંત કીર્તિનાં કીરણો તેઓને દેખાડવાં કે માણસ તે અનંત સૃષ્ટિની કરામતને નિહાળે અને તે કીરતારની કીર્તિ પિછાને. હવે જ્યારે તે કીરતારની સૃષ્ટિ પેદા કરવાની આવી ઉમદા મતલબ હોય ત્યારે માનવામાં કેમ આવે કે એ અનંત સૃષ્ટિ અનંત જમાનાથી અને અનંત જમાનામાં હૈયાત રહે પણ જે જ્ઞાની આત્માઓના ભલાં માટે અને મોજ ભરેલા અવલોકન માટે તે પેદા કરી છે તે જ્ઞાની આત્માઓ ફકત ૫૦ યા ૧૦૦ વર્ષની હસ્તી ભોગવી નાશ પામે કે જે હસ્તીમાં તેઓ આપણે આગળ કહ્યું તેમ મહાસાગર સનમુખ એક ટીપાં બરાબર પણ જોઈ શકતા નથી.

એ બાબતની દલીલનું ત્યારે સારાંશ નીચે પ્રમાણે નીકળે છે કે (ક) જ્યારે આ સૃષ્ટિ અગણિત સૂર્યમંડળોથી ભરપૂર છે, અને વિસ્તારમાં અનંત છે; (ખ) જ્યારે ખોદાએ માણસને મનશક્તિ આપી છે કે જેની મારફતે તે એ સૃષ્ટિના દૂરના ભાગોમાંના કેટલાકની શોધ કરી શકયો છે; (ગ) જ્યારે માણસનો આત્મા અત્યંત ખાહેશ ધરાવે છે કે તે એ સૃષ્ટિની મોટાઇ અને બુલંદીનો પુરતો ખ્યાલ મેળવે; (ઘ) જ્યારે તેને એવી મનશક્તિ બખશી છે કે તે એ વિષેનું અનિયમિત વધુ જ્ઞાન મળે તો મેળવી શકે; (ઙ.) જ્યારે ઇશ્વરનાં કામો, કારીગીરી અને કારભાર વિષે પોતાની-હાલની હસ્તીમાં માણસ જે જ્ઞાન મેળવી શકે છે તે હમેશના સંબંધમાં જે જ્ઞાન મળી શકે તેની સાથે સરખાવતાં કાંઇ બિસાતનું નથી; (ચ) જ્યારે આ સૃષ્ટિ અને તેની રચનાની

કેરામતો જ્ઞાની પ્રાણીઓના સંતોષ માટે પેદા કરવામાં આવી છે; અને ( ૭ ) જ્યારે ખોદાની એક નીતિમાન ખોદા તરીકેની ખા-શિયતને આ અનુસરતું નથી કે તે માણસના મનમાં ઇચ્છાઓ, ઊમેદો ઊત્પન્ન કરે પણ તેઓને પાર પાડવાને બદલે તેઓનો ભંગ કરે અને તેઓને ઊંધી વાળે; ત્યારે સેવટ એજ આવે છે કે ઇશ્વિરે માણસને એક અમર હસ્તીને માટે સરજેલું છે કે જે હ-સ્તીમાં તેની મનશકિત પ્રફુલ્લિત થશે તથા કરોડો અને અબજો પદાર્થો જે ભેદ અને અંધકારમાં ઢંકાઇ ગયલા છે તેઓને બરા-બર નિહાળશે. અને જે હસ્તીમાં તે ઇશ્વરની કારીગોરી અને કરામત વધુ પિછાની શકસે; તેના ડહાપણ અને રચનાને વિચિત્ર પ્રકારોમાં જોશે; તેની સર્વ શકિત ખુબી અને બુદ્ધિને નવાં રૂપોમાં જોશે અને જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં વર્ણવેલાં તેનાં ૧૦૧ નામ તો શું પણ ૧૦૦૧ નામનાં ગુણો બારીકીથી અને વિગતવાર તપાસશે.

---

# બાબ દસમો.

## નવમી દલીલ.

## ગુનાહ ભર્યા કામના પસ્તાવાની હાલતમાં માણસને ઉપજતી ધાસ્તી અને ખરાબ આગમચેતી.

જ્યારે માણસ કોઇ મોટું ગુનાહ ભરેલું કામ કરે છે ત્યારે પસ્તાવાની અસર તળે તેને જે ધાસ્તી અને બીક લાગે છે અને તેને જે બૂરાંની આગાહીઓ થાય છે તે બીજી દુનિયામાં મળતી શિક્ષાનાં ચિન્હો તરીકે ગણી શકાય.

જેમ એક હાથ ઉપર માણસના આત્માની અનંત ભલી ઉમેદો, તેની બુદ્ધિમાન શકિતઓની ખોહોળી સમજણ, અને તેની

નીતિમાન શકિતઓનો નેક અમલ, વધારે સુખવંતી ભવિષ્યની જીંદગીની આગાહી આપે છે, તેમ બીજા હાથ ઉપર ઘાતકી અને બૂરાં આદમીઓના મગજને તેઓના અંતઃકરણના ડંખો જે દુઃખ દે છે તે વધારે કંગાલ અને દુઃખ ભર્યાં ભવિષ્યની આગાહી આપે છે. ભલા કામોનો ભલો બદલો મળશે એમ માનવું જેટલું અક્કલને અનુસરતું છે તેટલુંજ બૂરી બુરાઇનો બૂરો બદલો મળશે એમ માનવું અક્કલને અનુસરતું છે. તવારીખ ઘણા દાખલા પૂરા પાડે છે જેમાં આપણે જોઈએ છીએ કે ઘણાંક પાપી માણસો પોતાના અંતઃકરણના ડંખોથી ભવિષ્યમાં દુઃખ દેખવાની ધાસ્તીથી અને ચિંતાઓથી પીડાયા છે જોકે તેઓ એવી સત્તાવાળી હાલતમાં મેલાયા હતા કે આ દુનિયાનાં કોઇ માણસોથી બીવાનું કે ધાસ્તી ખાવાનું તેઓને કારણ નહોતું.

ઈરાની પાદશાહ દારાયસે બેબીલન જીતી લીધું તે રાત્રે ત્યાંનો પાદશાહ બેલશાઝર પોતાના મેહેલમાં પોતાની રાણીઓ અને ઓરતો, દરબારીઓ અને ઉમરાવો સાથે અમનચમનમાં અને એશઆરામમાં શરાબબાજી કરતો હતો તે વેળા એકાએક તેના ગુનેહગાર દિલને લીધે તેને દિવાલ ઉપર જાણે કોઇ ગેબી હાથ હોય અને તેથી કાંઈ લખાણ લખાતું હોય એમ દેખાયું. સેતારેશનાસ દનીયલને તેડી મંગાવી પૂછતાં તેણે કહ્યું કે પવિત્ર વાસણોને શરાબબાજીમાં તું ઉપયોગમાં લાવ્યો અને ગુનાહ ભર્યાં કામ જે તેં કર્યાં તેની શિક્ષા તારે માથે ઘુમે છે. તેજ રાત્રે દારાયસે તેનું શેહેર જીતી લીધું અને તે માર્યો ગયો.

રોમન શાહાનશાહા તાઇબીરીયસ જેણે પોતાની જીંદગી ઘણા વ્યભિચારીપણામાં ગુજારી હતી અને તેના વજીર સેજેનસે કરેલાં કાવતરાંના કીનામાં સેજેનસ અને તેની સાથે સેંકડો શેહેરીઓને કતલ કર્યા હતા તેને માટે તેસીતસ નામનો જાણીતો લેટીન લખનાર કહી ગયો છે કે તેની ગમે તેટલી કોશિશો છતાં

અને એકાંતવાસમાં જવા છતાં તેનાં બૂરાં કામોની યાદ તેને ઘણી હેરાન કરતી હતી અને વારેઘડીએ તેને બીવડાવતી હતી.

ફ્રાંસના ચાર્લ્સ નવમાએ પોતાની મા કેથેરાઇન દ મેડીસીની ઉશ્કેરણીથી હજારો પ્રોટેસ્ટંટોની કતલ કરાવી હતી જે બાર્થોલોમિયાની જાણીતી કતલને નામે જણાયલી છે. એ પાપી કામથી તેનું અંતઃકરણ એટલું તેને ડંખતું કે તે વારેઘડીએ બીહી ઉઠતો. પોતાનાં કરતૂકની બૂરી યાદ વિસરાવવાને તે હમેશાં ગાયન ચાલુ રખાવતો હતો. એક રાત્રે બીહી ઉઠી પોતે હજુરીઆઓને ઉઠાડયા કે જુવો ખબર કાઢો; મને હવામાં કોઇના હાય અફ્સોસના સાદ આવે છે અને બાર્થોલોમિયાની કતલની રાત્રે જેવા આવતા હતા તેવા ધમકીના અવાજ આવે છે. ચાર્લ્સને એ અવાજો આબાદ અને બરાબર આવતા હોય એમ લાગ્યું તે ઉપરથી રખેને બીજી કતલ થાય એમ ધાસ્તી રાખી તેણે લશ્કરની એક ટુકડી વટીક પારીસ મોકલી.

બેસસ નામના એક પુરૂષ વાસ્તે કહે છે કે તેણે પોતાના બાપનું ખુન કર્યું હશે તેની કોઇને ખબર નહોતી. એ બાબત તેને મનમાં હંમેશાં યાદ આવી તેને ડંખતી હતી. એક દિવસે તેણે થોડાંક ચલિયાંનો માળો હેઠે તોડી પાડી તે ચલિયાંઓને મારી નાંખ્યાં. કોઇએ એમ કરવાનું કારણ તેને પૂછતાં તેણે કહયું કે "એ ચલિયાં ચૂં ચૂં કરી ફોકટ મને મને મારા બાપનું ખુન કરવાના વાંક માટે બદનામ કરે છે." એમ કહી તેણે પોતાનો કોઇને નહિં માલમ ગુનાહ જાહેર કરી દીધો.

શેકસપિયરે પોતાનો મેકબેથનો આખો નાટક ગુનાહ ભર્યાં કામોના અંતઃકરણને લાગતા ડંખ ઉપર રચ્યો છે.

પાદશાહ ઔરંગઝીબે પોતાના બાપ પાદશાહ શાહજહાંનને ઘણું દુઃખ દીધું હતું અને તેને કેદ વટીક કર્યો હતો. પોતે ગાદી ઉપર આવ્યા પછી તેને હમેશાં એ બીક રહેતી કે રખેને જેમ મે

મારા બાપને દુઃખ દીધું હતું તેમ મારા દીકરાઓ મને દુઃખં દે. એવી બીકથી તે છતે દીકરે જાણે દીકરાં વગરનો હોય તેમ પોતાના દીકરાઓને પોતાની પાસે આવવા દેતો નહોતો. મરણની તરત આગમજ તેને તેનાં પાપો અને પોતાના બાપ સામે ચલાવેલી માડી વરતણુંક યાદ આવી અને તેથી પોકારવા લાગ્યો કે "અરે મને શી શિક્ષા થશે ? કોણ જાણે મને કેવી સજા થશે," એમ બોલતાં તેણે પોતાનો પાપી જીવ છોડયો.

ભવિષ્યની જીંદગીમાં દોજખની શિક્ષાની આગાહી આપતાં અંતઃકરણના એવા ડંખ માટે એક કવિ કહે છે કે

"Conscience, the torturer of the soul, unseen,
Does fiercely brandish a sharp scourge within,
Severe decrees may keep our tongues in awe,
But to our thoughts what edict can give law?
Even you yourself to your own breast shall tell
Your crimes and your own conscience be your Hell."

એટલે "આત્માને ડંખ દેનાર અંતઃકરણ છૂપી રીતે દિલમાં ચાબકના જરબ મજબૂતીથી લગાવે છે. સખ્ત ફરમાનો ધાસ્તીથી આપણી જીભોને ચૂપ રાખી શકે, પણ આપણા વિચારોને કયો કાયદો ચૂપ રહેવા ફરમાવશે ? તમો પોતેજ તમારી છાતીને તમારા ગુનાહો કહી દેશો અને તમારૂં પોતાનું અંતઃકરણ તમારૂં દોજખ થઇ પડશે."

હવે જો બીજી જીંદગી જેવું કાંઇ નહિં હોય તો દિલની એવી ધાસ્તીઓ અને ભવિષ્યની શિક્ષાઓની ચિંતાનો ખુલાસો કેવી રીતે કરીએ? મુખ્ય કરી જ્યારે ઘણાંક એવાં માણસો તો મોટા રાજ્યાધિકારીઓ હતા કે તેઓને માણસ તરફથી કોઈ શિક્ષાની કાંઇએ ચિંતા નહોતી. કેટલાકોને બુઢ્ઢાપામાં અથવા મરણ કાંઠે એવી ધાસ્તીઓ લાગે છે ત્યારે જો બીજી જીંદગી નહિં હોય તો પછી મોતને ટાંકણે તેઓને બીવાનું કારણજ શું હોય ? તે વખતે

નહિં ખોદાથી કે નહિં માણસથી સજા ખમવાનો સંતાપ હોય, કારણ કે મોતજ આવીં પહોંચ્યું હોય છે.

એ ઉપરથી ત્યારે દીસે છે કે એવી વખતે અંતઃકરણનો અવાજ તે એક રીતે ખોદાનો અવાજ હોય છે જે તેઓને ભવિષ્યની જીંદગીમાં તેઓના બૂરાં કરતૂકોની સજાની યાદ આપે છે. જ્યારે નેક માણસોનું શાંતપણું તેઓને ભવિષ્યની સારી જીંદગીની આગાહી આપે છે ત્યારે બૂરાઓની ધાસ્તી અને ચિંતા તેઓની ભવિષ્યની દુઃખી જીંદગીની આગાહી આપે છે.

---

# બાબ અગીઆરમો.

## દશમી દલીલ.

### શારીરિક (material) દુનિયાની સારી અને સંપૂર્ણ વ્યવસ્થા સાથે સરખાવતાં નીતિમાન (moral) દુનિયાની અવ્યવસ્થા (disorder).

આપણી શારીરિક અથવા હાડમંદ દુનિયાની સંપૂર્ણ અને સારી વ્યવસ્થા સાથે સરખાવતાં નીતિમાન દુનિયામાં એટલે દુનિયાની નીતિમાન બાજુમાં જે અવ્યવસ્થા અને ગુંચવાડો આપણે જોઇએ છીએ તે દેખાડે છે કે આપણી આ જીંદગી કાંઇ સેવટની નથી. કોઇ બીજી જીંદગી હોવી જોઇએ કે જ્યાં એ નીતિમાન બાબતમાં પણ સારી વ્યવસ્થા અને રચના હોવી જોઇએ.

આપણી સૃષ્ટિની શારીરિક રચનાના સંબંધમાં ગ્રહો તરફ નજર કરો કે તેઓ કેવા નિયમ ઉપર કાયદા પ્રમાણે ફરે છે. એ ગ્રહોના સંબંધમાં તેઓના ગુરૂત્વાકર્ષણનો કાયદો જુવો કે તે કેવો નિયમિત છે. તે ગુરૂત્વાકર્ષણ હમેશાં તફાવતના દ્વિઘાત

( square )ના પ્રમાણમાં બરાબર હોય છે. વળી તે ગ્રહોના મધ્યં બિંદુ તરીકે સૂર્યની આસપાસના ચક્કાવાના મુકર્રર વખતોના દ્વિઘાતો તેઓના તફાવતોના ઘન ( cube )ના બરાબર પ્રમાણમાં હોય છે. એ દરેક ગ્રહ એક આખી સદી સૂધી એક મિનિટ વટિકના ફરક વગર પોતાનો ચક્કાવો મુકર્રર કરેલા વખતમાં પૂરો કરે છે. બૃહસ્પતિ ગ્રહ વિષે છેક ૨૦૦ વર્ષ આગમજ મુકર્રર કરવામાં આવ્યું છે કે તે તેનું વાર્ષિક ચક્ર ૪૩૩૦ દહાડા ૧૪ કલાક ૨૭ મિનિટ અને ૧૧ સેકંડમાં પૂરૂં કરે અને ધરીની આસપાસનું પોતાનું દરરોજનું ચક્ર ૯ કલાક અને ૩૬ મિનિટમાં પૂરૂં કરે. એ ગ્રહ જેમ ૨૦૦ વર્ષપર તેમ આજે પણ એજ ચોકસ વખતમાં નિયમસર પોતાનો ચક્કાવો પૂરો કરે છે. સેંકડો વર્ષ થયાં આપણી પૃથ્વિ કાયદા પ્રમાણે પોતાની ધરી ઉપર ૨૩ કલાક ૫૬ મિનિટ અને ૪ સેકંડમાં ફરતી આવી છે અને આપણા દિવસ અને રાત્ર ઉપ્પન્ન કરતી આવી છે. આપણા સૂર્ય મંડળના એ ગ્રહો એ પ્રમાણે કાયદા પ્રમાણે ફરતા આવ્યા છે. કોઈ કારણે તેઓને અટકાવ્યા નથી કે તેઓ અટકયા નથી. કોઈ દિવસે એમ નથી બન્યું કે સૂર્ય ઉગવા કે અસ્ત પામવા વગર રહેયો હોય. એ પ્રમાણે સઘળું સૂર્ય મંડળ એક વ્યવસ્થા, એક નિયમ, અને એક કાયદા ઉપર ફરતું રહ્યું છે અને તેની રચનામાં સમાયલું ડહાપણ અને કારીગીરી ખુબસુરતી અને એકપણું દેખાડતું રહ્યું છે.

આપણી પૃથ્વિ ઉપરજ જુવો કે દર સાલ મોસમ પછી મોસમ, દરરોજ ભરતી પછી ઓટ, એક નિયમ પર ચાલતાં આવ્યાં છે. નદીઓ પોતાની હિલચાલ ચાલુ રાખતી રહી છે. બાફી કરણની ક્રિયા જારીજ છે. પવનો નિયમસરના ફેરફારો પ્રમાણે ફૂંકે છે. ખુદ માણસ જાતની બનાવટ અને રચનામાં કેવી અજબ રીતની એક વ્યવસ્થા જળવી છે. સેંકડો સાંધા અને હાડકાં અને હજારો શરીરની નસો કેવી અજબ રીતે પોતાનું

કામ કરે છે એક એકને મદદ આપે છે. અને જીંદગી અને સુખને ઉત્પન્ન કરે છે. આંખને રોશનીનો છાપ લેવાને લાયકની બનાવી છે; અને રોશનીને આંખને માફક આવતી બનાવી છે. કાનને અવાજ લેવાને લાયકના બનાવ્યા છે અને હવા જેની મારફતે ચઢઉતર મોજાથી અવાજ આવે છે તેને કાનના ચાબકા ઉપર અસર કરી શકે એવી પેદા કરી છે. એક ઝીણાંમાં ઝીણું માણી લો અને તેની રચના જુવો કે તે કેવી ખુશનુમા અને નિયમસર છે. તેના બારીકમાં બારીક શરીરમાં પણ એક મરડાઇ શકાય એવો સાંધો કે પંજો રચ્યો છે. હાડમંદ દુનિયાની એ બાબતની વિદ્યાની શોધોથી જેમ આપણું જ્ઞાન વધતું જાય છે તેમ આપણે તેની કારીગીરી અને કરામત વધુ પિછાનતા જઇએ છીએ. એક દૂર જોનારી દુર્બિનથી દૂરની દુનિયાઓ તપાસો કે નજદીક જોનારાં સૂક્ષ્મદર્શક યંત્રથી નજદીકના નાનાં જીવજંતુઓ તપાસો. તેમાં તમો ચોકસ વ્યવસ્થા અને કારીગીરી જોશો, અને જેમ જેમ તે વધુ જોશો તેમ તેમ "અરે શો ખોદાનો ખેલ છે" એમ પોકારતા પોકારતા વધારે અજબ અને ખુશી થશો. સૂક્ષ્મદર્શક યંત્રની શોધે એ કારીગીરી અને વ્યવસ્થા વધારે ખુલ્લી પાડી છે. દાખલા તરીકે એ યંત્રે દેખાડયું છે કે એક નાનામાં નાના જીવજંતુની આંખના એક ઇંચના ૨૦માં નાના ભાગમાં વટીક એક જાળી જેવા સુંદર ભાગમાં ૧૦૦૦૦ સુંવાળા ગોળ બિંદુઓ (Globules) છે. ખુદ તમારાં શરીરોમાં હજારો અને લાખો જીવજંતુઓએ વાસો કર્યો છે.

વિદ્યાની શોધે એ પ્રમાણે દેખાડયું છે કે શારીરિક દુનિયામાં, શું સૂર્ય ચંદ્ર જેવા મોટા પદાર્થોની પેદાયશમાં કે બારીક જીવજંતુ જેવાં નાનાં માણીઓની પેદાયશમાં, એક નિયમ, એક કાનૂન, એક સંપૂર્ણ વ્યવસ્થા સ્થાપી છે કે જે તે ઇશ્વિરનું અનંત ડહાપણ અને અદભૂત બુદ્ધિ જાહેર પાડે છે. પણ સૃષ્ટિની એ દેહિક બાજુ ઉપરથી નીતિમાન બાજુ નજર કરો અને તમો સઘળી અવ્યવસ્થા

અને ગુંચવણ જોશો. બેઈમાની, લોભ, બેદાદી, કીનોકપટ, લડાઈઓ, લૂટફાટો, પાયમાલીઓ, અને કતલો તમારી નજર ખેંચશે. લડાઇઓ અને પેહેલવાનોની પેહેલવાનીને નામે હજારો નિર્દોષોની કતલ સાધારણ ગણાશે. એક સિકંદર ફકત પોતાના દીવાના લોભને માટે એક ગંજાવર લશ્કર સાથે જ્યાં ખેતીનો હળ ફરતો હશે ત્યાં કતલની તરવાર ફેરવશે, દીવાનો લોભ કે જે જ્યારે તેના એક સલાહકારે તેને કહ્યું કે સાહેબ આ દુનિયા જેવી બીજી ઘણી દુનિયાઓ છે, ત્યારે તેની આંખમાં આંસુ લાવ્યો કે "અફસોસ હું તો એકજ દુનિયા જીતવા પામીશ અને બીજી દુનિયા તો મારી ફતેહની હદની બાહાર છે." એજ પ્રમાણે એક લોભી તૈમૂરલેન કે ચંગીઝખાન, એક નાદિરશાહ કે મહમદ ગજનવી આપણી દુનિયાની નીતિમાન બાજુનું કાળું પાસું દર્શાવે છે. એક ક્રૂર દિલનો નીરો એ કાળાં પાસાંને વધારે કાળું કરે છે જ્યારે તેને આપણે જોઇએ છીએ કે ઠંડે પેટે તે પોતાની ધણીઆણી ઓકટેવીઆનું અને મા એગ્રીપાઈનાનું ખુન કરે છે, અને વળી તેને માટે ખોદાનો ઉપકાર માનવાની—ખરૂં બોલતાં અપમાન કરવાની—ક્રિયા કરે છે, અને વળી પોતાના કોઇ ઘાતકી હવશ અને ઇચ્છાને માટે રોમને આગ લગાડાવે છે અને પોતે વાજીંત્રથી પોતાનું દિલ રીઝવે છે અને આગની આફત અને ત્રાસથી નાસભાગ કરતા આસરા વિનાના થતા લોકોના ગભરાટમાં મોજ લેછે. દુનિયાની નીતિમાન બાજુના કાળાં પાસાંને વધારે કાળું કરતાં જ્યારે ધર્મગુરૂઓ વટીકને જોઇએ છીએ ત્યારે વધારે અજાયબી ઉપજે છે. ઈ. સ. ની ૧૨ મી અને ૧૩ મો સદીમાં દક્ષિણ યુરોપમાં ફેલાયલી આલબીજેન્સીસ[૧] નામના ટોળાની કતલ એ દાખલો આપે છે.

(૧) આપણા મધ્ય એશિઆ તરફ જાણીતા થયલા માની ટોળાના એક ભાગ તરીકે એ ટોળો યુરોપમાં દાખલ થયો હતો અને પાછલથી દક્ષિણમાં વધારે ફેલાઇ રોમના પોપના ધર્મ અને ફરમાનો સામે વિચાર જણાવવા લાગ્યો. એ માનીના ટોળાવાળાઓ જેમ ઇરાંનમાં તેમ યુરોપમાં હાડમાર થયા હતા તોપણ તેઓની સંખ્યા લખોની હતી. પાદશાહ

એ આલબીજેનસીસ લોકોએ પોપની કેટલીક સત્તા સામે વિચાર જણાવ્યાથી ધર્મના એ વડા ગુરૂએ એઓ સામે લડાઇ જાહેર કરી. જ્યાં એ લોકો રહેતા હતા ત્યાં કેટલાક ચુસ્ત રોમન

---

શાપુરના રાજ્યમાં એ માની થઈ ગયો હતો જેણે એને દેશનિકાલ કાઢયો હતો. પાછલથી શાપુરના બેટા હોરમજદે તેને પોતાનો માનીતો કીધો હતો પણ પછી વળી તેને હોરમજદના બેટા બેહેરામે તેની ચામડી ઊતરાવી મારી નાંખ્યો હતો. પણ એણે પાયો નાંખેલા ધર્મ અને વિચારવાળો ટોળો લાખોની સંખ્યામાં પશ્ચિમ એશિઆમાં અને દક્ષિણ યુરોપમાં ફેલાયો હતો. મજદક અને માનીના ધર્મોને પાછળથી જેવા કાળા ચિતારવામાં આવ્યાછે તેવા તેઓ સઘળી બાબતમાં ખરેખરા કાળા નહિં હતા. મજદકના તોળાને એક રાજ્યદ્વારી ટોળા તરીકે જોઈએ તો તેના મતના આજે ઘણાં છે. એ સંમારી ટોળા તરીકે આપણી પસંદગી નહિં પામે જોકે અમેરિકાના કેટલાક ટોળાઓ તેઓને તે બાબતમાં મળતા આવેછે. પણ માનીનો ટોળો તો ફકટ એક ધર્મ સંબંધી હતો. તે ઇરાનીઓની પેઠે બે શક્તિઓ વિગેરે માનતો પણ તેનું કહેવું એ હતું કે માણુસ જાત છે તે કાંઇ રોશનીના મૂળ (સ્પેંતામઇન્યુ) ની પેદાયશ નહોતી, તે તો અંધકારના મૂળ (અંઘ્રમઇન્યુ)ની પેદાયશ હતી. પણ તેમાં તેનો ભરમ એ દીસે છે કે તે કહેવા માગતો હતો કે માણુસનો શારીરિક ભાગ જે હવશ અને લંપટોને શરણ થાયછે તે બૂરા મીનોનો છે બાકી માણુસનો આત્મિક ભાગ તો ભલા મીનોની પેદાયશ છે જે આખરે રોશનીના મૂળને મળેછે. વળી તે ખ્રિસ્તી તત્વને ઇરાની ધર્મ સાથે ભેળવા માંગતો હતો. ક્રાઇસ્ત (જોન બાબ ૧૬ ૫. ૭ થી ૧૫ માં) જે એક પવિત્ર આત્મા (comforter) ની આશા આપે છે તે પવિત્ર આત્મા તરીકે તે પોતાને જાહેર કરતો હતો તેથી તેનો પંથ કેટલાક ખ્રિસ્તીઓથી ધિક્કારવામાં આવી પડયો હતો. તેનાં પંથનો એક ભાગ જે ચઢતો (elect) ગણાતો તે કુમારી જીંદગી, શરાબ અને માંસથી પરેહેજી વિગેરે જાળવતો. માની કહેતો કે જેઓ હું કહું છું તેમ ક્રાઇસ્ટના કાયદાને માન આપશે અને આત્માને હવશોથી નિરાળો કરશે તેઓ ચંદ્ર અને સૂર્ય મારફતે સ્વચ્છ થઇ હમેશાંની રોશનીમાં જશે પણ જેઓ શારીરિક હવશોને તાબે થશે તેઓના આત્માઓ જાનવરો વિગેરે હલકાં પ્રાણીઓનાં શરીરમાં અવતાર લેશે. શરીરને તે

કેથોલીક પણ રહેતા હતા તેથી એક સરદારે પોપના એક ધર્મ ગુરૂ પ્રતિનિધીને પૂછ્યું કે સાહેબ એ બેઉ લોકોને અમો ઓળખી કેમ શકીએ કે મારી નાંખીએ. તે ધર્મગુરૂએ ઠંડે પેટે જવાબ દીધો. "બધાઓને મારી નાંખો ખોદા પોતાનાને પિછાની લેશે." એવે ઠંડે પેટે ખુદ ધર્મગુરૂઓ કતલ ચલાવે છે.

જેમ આગલા જમાનાઓમાં તેમ આપણી નજદીકના જમાનામાં પણ આપણે નીતિમાન બાજુનો કાળો ભાગ જોઇએ છીએ. નાના પાયા ઉપર બોનાપાર્ટો ઘણા આપણે જોઇએ છીએ કે જેઓ પોતાના લાભ ખાતર હજારોનાં લોહી એક યા બીજે બહાને રેડે છે. સંસારી મંડળમાં નજદીકના સંબંધો તરફ જુવો તો આ દુનિયાની નીતિમાન બાજુનો કાળો ભાગ તમોને વધારે દીસશે. ઓરતો અને ખાવિંદો, મા અને બાપ દીકરાઓ, ભાઇઓ અને બેનો માંહોમાંહેના ટંટાથી અને કંકાશથી એ બાબતમાં કેટલી અવ્યવસ્થા દેખાડે છે. એકજ વર્ગનાં ધંધાદારીઓ ઘટતી હરીફાઇની હદ ઓળંગી મારામારી કરે છે. એવી રીતે સર્વ ઠેકાણે નજર કરતાં આપણી દુનિયાની નીતિમાન બાજુમાં અવ્યવસ્થા અને ગુંચવણ દીસે છે. આ દુનિયામાં કેટલાંક માણસોની એવી હાલત અને વરતણુંક જોઇનેજ પેલો પ્રખ્યાત યુનાની ફિલસુફ ડાયોજીનીસ, તેને વિષેની એક રમુજી વાર્તા જણાવે છે તેમ એક માણસની ખોળમાં નીકળ્યો હતો. કહે છે કે એક દીન ધોળે દીવસે ખરે બપોરે દીવાનું ફાનસ હાથમાં લઈ તે એથેન્સના ખુલ્લા રસ્તામાં ફરવા નીકળ્યો. એક રાહદારીએ પૂછ્યું કે "ખરે બપોરે દીવો લઇ શાને માટે ફરો છો?" ડાયોજીનીસે જવાબ આપ્યો કે "હું એક ખરેખરા માણસની શોધમાં

---

બૂરા મીનોની પેદાયસ ગણતો તેથી કયામત ( resurrection ) ને બધાં કાલબુતો ઊભાં થાય એવી રીતે માનતો નહિં હતો. તે ઓલ્ડ ટેસ્ટેમેંટને ધિક્કારી કાઢતો અને નવાં ટેસ્ટેમેંટ વિષે કહેતો કે એમાં પછવાડેથી બીજાઓએ ખોટા ધણીઓને નામે ઘણુંક ઘુસાડી મેલ્યું છે.

નીકળ્યો છું.” પેલા રાહદારીએ કહ્યું “એમ કેમ ? માણુસો તો તમે રસ્તામાં ઘણાં જુવો છો” ડાયોજીનીસે જવાબ દીધો કે “હું કોઈ પણ ખરેખરા માણુસને જોતો નથી પણ ફકત માણીઓને જોઉંછું કે જેઓ પોતાની અક્કલના તાબામાં રહેવાને બદલે ફકત પોતાના જુસ્સાઓ અને ઇચ્છાઓને તાબે થાય છે. હું તેઓને ફકત માણુસના રૂપમાં હેવાનો ગણું છું.”

એ પ્રમાણે ત્યારે આપણી પૃથ્વીની રચનાની સંપૂર્ણ વ્યવસ્થા અને તેની નીતિમાન હાલતની અવ્યવસ્થા આપણું ખાશ ધ્યાન ખેંચે છે અને એક જાતની નવી દલીલ રજુ કરે છે. પૃથ્વિની હારમંદ રચનામાં સઘળે સારી વ્યવસ્થા, બંદોબસ્ત અને નિયમ નજરે પડે છે પણ તેની નીતિમાન રચનામાં અવ્યવસ્થા, ગેરબંદોબસ્ત, અને ગેરનિયમ દીસે છે. આપણી સૃષ્ટિમાં ગ્રહો પોત પોતાના કાયદા પ્રમાણે નિયમિત રીતે ફરતા ફરે છે. દિવસ અને રાત વગર ખલેલ થવે એક પછી એક ચાલુ રહે છે. ઋતુઓ એક પછી એક કાયદા પ્રમાણે બેસે છે, ચંદ્ર પોતાનો માસિક માર્ગ હમેશ પ્રમાણે લેતો રહે છે. ભરતી ઓટ પોતાનો દરરોજનો માર્ગ વગર ખાંચે લેતી રહે છે. એ સઘળું કાયદાસર એક નિયમે, એક બંદોબસ્ત પ્રમાણે, બનતું આવ્યું છે અને આવે છે. પણ આપણી દુનિયાની નીતિમાન બાજુ ઉપર નજર કરતાં તેમાં આપણને ઘણી અવ્યવસ્થા અને ગેરબંદોબસ્ત નજરે પડે છે. લડાઇઓ અને કતલો, જુલમ અને જાસ્તી, બીદાદી અને ગેરઈનસાફ, લૂચ્ચાઇની ફતેહ અને નેકીની હાર એ ઘણાં નજરે પડે છે.

હવે ત્યારે સવાલ ઉઠે છે કે સૃષ્ટિની બનાવટની આવી રચના, આવો સારો બંદોબસ્ત, આવી સંપૂર્ણ વ્યવસ્થા સાથે સરખાવતાં દુનિયાની નીતીમાન બાજુનો આવો કેટલોક અંધકાર નજરે પાડનાર ચિત્ર એ શું તે કીરતારની સેવટની નેમ હોય ? તે પરમેશ્વર જેણે પોતાની સૃષ્ટિ આવા સરસ નિયમ ઉપર, આવા ઉત્તમ બંદોબસ્તથી, આવી અજાયબ વ્યવસ્થાથી રચી તે પરમેશ્વર

આ દુનિયામાં નજરે પડતી નીતિસંબંધી હાલત શું એવી અ- વ્યસ્થામાં, આવા ગુંચવાડામાં આવા અંધેરમાં રહેવા દે ? એ તો તેની સર્વ શકિત ઉપર શક નાંખનારૂં છે. એ તો એક નીતિમાન હાકેમ ( Moral Governor ) તરીકેના તેના અદલ ઇનસાફ ઉપર વેહેમ નાંખનારૂં છે. એ તો તેના ડહાપણ ઉપર સંશય નાંખનારૂં છે. એ તો તેની ઇશ્વરી હકુમત ઉપર ભ્રાંતિ નાંખનારૂં છે. જે ઇશ્વર આ સૃષ્ટિને આવી સંપૂર્ણ અને નીતિસર રચે તો ઇશ્વર તેની નીતિમાન હાલત એવી અસંપૂર્ણ અને ગુંચવણભરી કેમ રાખે ? તે સર્વ શકિતમાન સાહેબ એક બાબતમાં સંપૂર્ણતા ઉપજાવી શકે તો બીજી બાબતમાં તે ઉપજાવવાને અશકત તો ન હોય. એ સઘળાનો ખુલાસો બસ એકજ બાબતથી મળે છે. તે એજ છે કે એક બીજી ભવિષ્યની દુનિયા છે, કે તે કીરતારની નીતિસંબંધી હકૂમતની ઓહોળી રચનામાં આ દુનિયાની હકૂમત ફકત એક થોડો, એક ઘણો નાનો ભાગ રોકે છે. એક ભવિષ્યની જીંદગી છે જ્યાં તે કીરતારનું ડહાપણ અને ઇનસાફ તેઓની પૂરતી સંપૂર્ણતામાં માલમ પડશે, જ્યાં જેમ સૃષ્ટિની રચનામાં તેમ નીતિસંબધી બાબતમાં સંપૂર્ણ વ્યવસ્થા, સંપૂર્ણ નિયમ અને સંપૂર્ણ બંદોબસ્ત જોવામાં આવશે. માણસ જાતમાટે એક ભલું ભવિષ્ય સરજેલું છે જ્યાં નીતિમાન બાબતમાં સઘળું સારૂં સેવટ જોવામાં આવશે, જ્યાં ભલી ભલાઇ, રૂડી રચના અને વાજબી વ્યવહાર જોવામાં આવશે.

---

# બાબ બારમો.



## અગીઆરમી દલીલ.

## આ દુનિયામાં સારાં નરસાં કામોનો નાલાયક અથવા અસમર્થ બદલો.

ભવિષ્યની જીંદગીની તરફેણની દલીલોમાં આ એક મજબૂત દલીલ છે. ભવિષ્યની જીંદગી ખરે છે કે નહિં તે વિષે તરફેણ યા વિરૂદ્ધ બીજી દલીલોથી જો સમતોલ જળવાઈ રહેતું હોય એમ કોઇ માને તો આ દલીલ તે સમતોલ પાસાંને ફેરવી ભવિષ્યની જીંદગીની હસ્તીની તરફેણમાં તેને નમતું કરે એવી છે. ડા૰ માર્ટીનોના શબ્દોમાં કહીએ તો એ દલીલ જ્યાં સરખા મત પડેલા ગણવામાં આવતા હોય ત્યાં પોતાનો ઉપલગ મત (casting vote) આપી ભવિષ્યની જીંદગીની હસ્તીની તરફેણમાં ચુકાદો આણે છે. [૧]

દરેક માણસનું અંતઃકરણ તેને નીતિમાન ભાન (moral consciousness) આપે છે. એ માણસ જાતનો એક કુદરતી ખવાશ છે, તેના જાતી સ્વભાવનો એક ભાગ છે. એક નાના બાળકથી એક ઘરડા માણસ સૂધી સર્વેને એ પ્રકારનું ભાન છે કે ફલાણું કામ ખોટું છે અને ફલાણું કામ સારૂં છે. દરેક માણસને કંઇ કામ કરતાં કુદરતી ભાન થાય છે કે નહિં આ કામ કરવું ખરાબ છે યા આ કરવું સારૂં છે. અંતઃકરણના સવાલને ખરો જવાબ આપી તે વર્ત્તે છે તો તે સારે માર્ગે પોતાનો રાહ કાપે છે. જો અંતઃકરણના વસવસાને તે ખોટો જવાબ દે છે તો તે આડો જાય છે. ગમે તેવા ખભરાયલા અંતઃકરણવાળો પણ એ

(૧) ધી સ્ટડી ઓફ રીલીજીઅન વા. ૨ જું પા. ૩૬.

ભાન ધરાવે છે. એક અફઘાન લૂટારો જે રસ્તે જતા વટેમાર્ગુઓને લૂટવાનો ધંધો પોતાના બાપદાદાઓથી ઉતરતો લઇ બચપણથી શીખ્યો હશે તે પણ એવું ભાન કુદરતી રીતેજ, કુલ માણસ જાતના જાતી સ્વભાવ તરીકેજ, ધરાવીને સમજે છે કે જે ધંધો તે બચપણથી બુઢ્ઢો થયો ત્યાં સૂધી કરતો આવ્યો છે તે વાજબી નથી. એક બારગી એવા ખરાબ ધંધા માટે તેને બીજી દુનિયામાં ખોદાથી શિક્ષા થશે એવું આકીન તે નહિં પણ ધરાવતો હોય તોપણ તે પોતાના જાતી માણુસાઈ ખવાશથી ધારે છે કે તેનો ધંધો સારો નથી તે શિક્ષાને પાત્ર છે. તે ગમે તેવા ખભરાયલા અંતઃકરણનો હશે તોપણ તે સમજશે કે ખેતીનો ધંધો કરવો અથવા ઢોર ચરાવવાં એ સારૂં અને નિર્દોષ કામ છે, પણ વટેમાર્ગુઓને લૂટવા એ ખોટું છે. બચપણથી એ ધંધામાં પડયાને લીધે તે જો કે એમ સમજે છે કે જેમ ખેતી કરીને પેટ ભરવું અથવા ઢોર ચરાવીને પેટ ભરવું તેમ લૂટફાટ કરીને પેટ ભરવું એ સઘલું એક જાતનો ધંધો છે, તોપણ તેનું અંતઃકરણ તેને ભાન આપે છે કે એક ખેડૂત ખેતી કરતો હશે તેને અથવા એક ભરવાડ જે ઢોરો ચરાવતો હશે તેને પોતાના ધંધામાં કોઇથી શિક્ષા ખમવાની આશા નથી પણ તેને પોતાને તો કોઇ દહાડો પોતાના ધંધામાં શિક્ષા ખમવાની આશા છે. વળી તે જાણે છે કે શિક્ષા જે હોય તે ખરાબ માટેની હોય સારાં કામ માટે નહિં. એ પ્રમાણે દરેક માણસ પછી તે ગમે તેવું બૂરૂં કાં નહિં હોય તેને કુદરતી ભાન હોય છે કે આ દુનિયામાં સારાં અને નરસાં એવાં બે પ્રકારનાં કામો હોય છે.

સારા નરસાંનું એ ભાન ત્યારે કુદરત તરફથી માણસ જાતને એક બક્ષિશ છે. પણ શું ત્યારે એ બક્ષિશ વગર મતલબની, વગર કારણની, વગર અર્થની ફોકટ હોય ? સારા નરસાંનું ભાન થવાની એ બક્ષિશ શા ખપની, જો જેઓ એ ભાન પ્રમાણે સારાંને પસંદ કરતા હોય તેઓ અને જેઓ સારાંને નહિં પસંદ

કરતા હોય તેઓ વચ્ચે કાંઇ ફરક જાળવવામાં આવતો ન હોય તો ? ઇશ્વરે માણસને નીતિસંબંધી છૂટાપણું (moral freedom) બખશ્યું છે એટલે માણસની પોતાની મરજી ઉપર રાખ્યું છે કે તેને ગમે તો સારૂં પસંદ કરવું અથવા ગમે તો નરસું પસંદ કરવું. ગાથામાં બાંગે બુલંદ આવાજે જરથોસ્ત તેને સાંભળવા ભેગી મળેલી અનજુમન આગળ એ છૂટાપણું ખુદ શરૂઆતમાંજ જાહેર કરે છે અને પછી સારાં અને નરસાંની બે મીનો વિષે બોલે છે. તે બાંગે બુલંદ કહે છે કે

" સ્રઓતા ગેઉશ આઈશ વહીશતા અવએનતા સુચા મનંઘહા
આવરેનાઓ વીચીથહ્યા નરેમ નરેમ ખખ્યાઇ તનુયે
પરા મઝે યાઓંઘહો અહમાઇ ને સઝદ્યાઇ બઓદન્તો પઈતી "

" સૌથી સરસ વાતો તમે કાનોથી સાંભળો અને મનને લગતી રોશનીથી જુવો. દરેક માણસે પોતે પોતાને માટે આપણે જાણનારાને શીખવાને માટે (કફેશોકન્તના) મોટા કામની આગમજ પોતાનું ઈમાન ચૂંટી કાઢવું જોઇએ "[1] આગળ ચાલતાં બે મીનો વીષે બોલી જરથોસ્ત કહેછે કે " આઓસ્ચા હુદાઓવંહો એરેશ વીશ્યાતા નોઈત દુઝદાઓઘંહો. " એટલે "એઓમાંથી ડહાપણવાળાએ સારચી રીતે પોતાની પસંદગી કરવી. "

હવે જયારે ઇશ્વરે સારૂં નરસું પસંદ કરવાનું માણસની મરજી ઉપર મેલ્યું છે, જયારે તેઓને એ વીષે એક જાતનું છૂટાપણું બખશ્યું છે કે તમારે ગમે તો સારૂં પસંદ કરો અને તમારે ગમે તો નઠારૂં પસંદ કરો, ત્યારે સઘળાં માણસો એકજ તો પસંદ કરે નહિં, કોઈ સારાંને પસંદ કરે અને કોઇ બૂરાંને પસંદ કરે. એ કારણને લીધે તો ત્યારે તેણે સારાં નરસાંના બદલા તરીકે કાંઈ ગોઠવણ કરેલી હોવીજ જોઇએ એમ સિદ્ધ થાય છે. જેમ ખરેખર ચાલવું જોઈએ તેમ ચાલી જેઓ સારાંને પસંદ

(૧) હા. ૩૦ ફ. ૨

કરે તેઓને જેઓ નરસું પસંદ કરે તેઓથી જૂદી રીતનો બદલો મળવો જોઇએ.

જ્યારે આપણને સારૂં નરસું પસંદ કરવાની છૂટ મેલી છે ત્યારે ભવિષ્યમાં આપણે માટે તે સારાં નરસાંનો બદલો ન હોય તો શા કામનું ? સારૂં નરસું પસંદ કરવાની છૂટ મેલી આપણને ઇશ્વરે એક તપાસ ઉપર, એક જાતની કસોટી ઉપર મેલેલા છે. પણ તે તપાસ, તે કસોટી શા ઉપયોગની જો આપણી તે તપાસના ફતેહમંદ યા નિષ્ફળ પરિણામ માટે કાંઇ બદલો ન હોય ?

એ તકરાર ઉપરથી ત્યારે આપણે એ અનુમાન ઉપર આવીએ છીએ કે જ્યારે ઇશ્વરે માણસ જાતને તેના એક જાતી ગુણ તરીકે સારાં નરસાંનું ભાન બખશ્યું છે, અને સારૂં કે નરસું પસંદ કરવાને આપણને છૂટાપણું બખશ્યું છે, ત્યારે તે ભાન પ્રમાણે સારાંને પસંદ કરનાર અને નરસાંને પસંદ કરનાર એ બેને ભવિષ્યમાં કોઇ બદલો સરજેલો હોવો જોઇએ. એ દલીલ ત્યારે દેખાડે છે કે એ બદલાને માટે ભવિષ્યની જીંદગી હોવીજ જોઇએ.

પણ કેટલાકો તકરાર કરે છે કે ઇશ્વરે બખશેલાં સારાં નરસાંના ભાનને અનુસરીને ચાલનારાઓને સારો નરસો બદલો ભવિષ્યમાં મળવો જોઇએ તે હમે કબૂલ કરીએ છીએ પણ તે ભવિષ્ય મોત પછીનું કોઇ બીજી જહાંનનુંજ હોવું નહિં જોઇએ. સારાં નરસાં કામ પછી ભવિષ્યમાં માણસની જીંદગીમાં જીવતાં જીવત તેને સારાં નરસાંનો બદલો મળે છે. "કર ને જો" આ દુનિયામાંજ છે. "કરણી તેવી પાર ઉતરણી" આ જીંદગીમાંજ છે. "જેવું રોપશો તેવું કાપશો" એ આ ભવમાંજ ખરૂં પડે છે. અંતઃકરણની બાહાલી, પસંદગી અને ખુશી, અથવા તેના ડંખ અને કાપ એજ સારાં નરસાંનો બદલો છે. જે અંતઃકરણ માણસને સારાં નરસાંનું ભાન આપે છે અને તેની સારી યા નરસી મરજી ઉત્પન્ન કરે છે તેજ અંતઃકરણ તેનાં કામોનો ઇનસાફ કરી

તેને ખુશી કરે છે અથવા તો ડંખે છે. માણુસનું અંતઃકરણુજ તેના ઇનસાફના કાયદા રજુ કરે છે, તેજ તેનો ઇનસાફ કરે છે અને વળી તેજ તે ઇનસાફને અમલમાં પણુ લાવે છે.

સારાં નરસાંના બદલા તરીકે આ જીંદગીમાંજ અંતઃકરણુથી ખુશી યા ડંખ મળે છે એ કહેવું ચોકસ હદ ખરૂં છે. પણુ શું તે સઘળી ગરજ સારે છે? શું દરેક વખતે અને દરેક દાખલામાં તે ખરૂં છે? સારાંના બદલા તરીકે મળતો અંતઃકરણુનો સંતોષ શું પૂરતો છે? એક ઊંચરતા નીતિમાન જુવાનને તેનાં શરૂઆતના સારાં કામોના બદલા તરીકે મળતો અંતઃકરણુનો સંતોષ ખુશકારક અને આવકારદાયક માલમ પડે પણુ તેની જાથુકની નીતિમાન ચાલ માટે શું અંતઃકરણુનો તેને મળતો સંતોષ પૂરતો છે? એક પાપી જીંદગી ગુજારનારને કોઈ ભલું કામ કરવાથી જેટલો અંતઃકરણુનો સતોષ મળે છે તેટલા પ્રમાણુમાં એક નીતિમાન જીંદગી ગુજારનારને તેના કરતાં વધુ ભલું કામ કરવાથી ઉપજતો નથી.

હવે નરસાં કામની શિક્ષા તરીકે અંતઃકરણુના ડંખો શું પૂરતા છે તે આપણે જોઇએ. ઇનસાફનો કાયદો છે કે એક ગુનેહગારને તેના વાંકની શિક્ષા માટે પેહેલાં થોડી સજા કરે અને તે ઉપર રેહેમ બતાવે. પછી જો તે ફરીથી ગુનાહ કરે તો વધુ સજા ફરમાવે. જો તે તે વાંક ત્રીજી વખતે કરે તો અતિ ઘણી શિક્ષા કરે. એ પ્રમાણે આપણે જોઇએ છીએ કે એક ચોરને તેની પેહેલી વારની કોઇ ચોરી માટે જ્યારે ત્રણુ માસ યા છ માસનું કેદખાનું મળે છે ત્યારે તેટલીજ કિંમતની પાંચમી યા છઠીવાર ચોરી કરનારને પાંચ સાત વર્ષનું કેદખાનું મળે છે. એ ઇનસાફનું ખરો ધોરણુ છે કે જો એક માણુસ આગલી સજાથી સુધરે નહિં તો પછીના વાંક માટે તેને ઘણી સખ્ત સજા કરવી. હવે આપણા અંતઃકરણુના દુઃખની બાબતમાં શું બને છે તે જોઇએ. એક જુવાન જો પોતાની જીંદગીમાં કોઇ ગુનાહ પેહેલવેહેલો

કરે છે તો તેને અંતઃકરણનું ઘણું દુઃખ થાય છે. તેનું દીલ ખરે તેને ડંખે છે તે ખશિયાણો પડી જાય છે અને શરમાઇ જાય છે. પણ જો ભોગજોગે બીજી વાર તેજ ગુનાહ કરે છે તો તેનું અંતઃકરણ તેને તેટલું દુઃખ અને ડંખ દેતું નથી તે એક રીતે બેશરમ થાય છે અને આગળની માફક શરમાતો નથી. વળી જો તે ત્રીજીવાર ગુનાહ કરે છે તો તે તે વેળા તે વધારે બેશરમ અને ખાસડફૂટો થાય છે અને તેનું અંતઃકરણ તેને દુઃખ દેતું હોય એવું મુદલ દીસતું નથી. હરડતા જૂઠા અને લૂચ્ચાઓમાં તમો એ વારેઘડીએ જોશો. જો કોઇ આબરૂ-દાર આદમી હશે અને તે જો કોઇ વેળા જૂઠું બોલતાં મંડળીમાં ઊઘાડો પડી ગયો હશે તો તેના મોં ઉપરથી પાણી ઊડી ગયલું અને તેને ખશિયાણો પડી ગયેલો તમે જોશો. પણ જે કોઇ એક પછી બીજું, બીજા પછી ત્રીજું એમ જૂઠું બોલ્યો હશે તેવા હરડતા જૂઠાને મંડળીમાં ઊઘાડો પડવાનો કાંઇ ભાર નથી. તેના અંતઃકરણના તેને કાંઇ ડંખ લાગતા નથી તેનું અંતઃકરણ જાણે એવા ડંખથી ખબરાયલું થઇ ચૂકું. જેમ એક સારાં માણસોના શેહેરમાં એક ન્યાયાધિશ આગળ કોઈ હેવાનિયત ભરેલો યા કમકમાટ ઉપજાવનારો મુકદમો આવે ત્યારે તે એવા મુકદમાથી ચોંકે અને કમકમે પણ એક બૂરાં આદમીઓના શેહેરમાં એક ન્યાયાધિસ એવા મુકદમાઓ પોતાની સનમુખ વારે વારે સાંભળવાથી નહિં કમકમે કે નહિં ચોંકે તેમ એક માણસનું અંતઃકરણ તેના પેહેલા કોઇ વાંકથી કમકમે અને ચોંકે અને તેને ડંખ દે, પણ તેના એવા કોઇ ફરીથી થતા ગુનાહોથી નહિં ચોંકે કે કમકમે. એ પ્રમાણે ત્યારે આપણે જોઇએ છીએ કે નરસાં કામોના બદલા તરીકે આ જીંદગીમાં અંતઃકરણથી મળતાં ડંખો પૂરતા અને ઘટતા નથી. જેમ એક માણસ વધુ ગુનાહ કરે તેમ તેને વધુ અને સખ્ત ડંખ થવા જોઈએ તેને બદલે તે બેદરકાર અને લાજ શરમ વગરનો થઇ તેને થોડા ડંખો લાગે છે. જો

અંતઃકરણના ડંખો આ દુનિયામાં કરવામાં આવતાં બૂરા કામોની સજા હોય તો એમ ગણાય કે હરડતા લૂચ્ચાઓ, અને ગુનેહગારો જેઓ સેંકડો ગુનાહ કરે છે તેઓને તો કાંઇ સજા નહિં અને કોઇ ભલા આદમીને તેના કોઈ વાંક માટે અત્યંત સજા. કારણકે જ્યારે પેહેલાને તેના ખબરાયલા અંતઃકરણને લીધે કાંઇ ડંખ લાગતા નથી ત્યારે પાછલાને તો તે ઘણા તીક્ષ્ણ લાગે છે. પણ જો એમ હોય તો તે તો ખરેખર ગેરઈનસાફ. એ ઉપરથી ત્યારે દીસે છે કે અંતઃકરણની ખુશી યા ડંખ આ દુનિયાનાં સારાં નરસાં કામોનો પૂરતો બદલો નથી. તે બદલા માટે કોઇ ભવિષ્યની જીંદગી ખચિત છે.

હવે અંતઃકરણની બાહાલી યા ડંખનો સવાલ બાજુ મેલી આપણે જોઇએ કે કોઇ બીજી રીતે આ દુનિયામાંજ શું સારાં નરસાંનો પૂરતો બદલો મળે છે. ખરૂં છે કે કેટલીક રીતે અને કેટલીક હદ સૂધી આપણી વર્તણુંકનો આપણને ૧ આપણા શરીરે બદલો મળે છે અને ૨ કેટલીક રીતે અને કેટલીક હદ સૂધી લોક વિચાર તરફથી બદલો મળે છે.

આપણા શરીરે મળતા બદલાનો વિચાર કરતાં આપણે જોઇએ છીએ કે આપણી શરીરી હાજતોને તૃપ્ત કરતાં જો આપણે સારા ઉપાયો લઇએ છીએ તો શરીરે સુખી રહીએ છીએ. જો માઠા માર્ગો લઇએ છીએ તો શરીરે દુઃખી થઇએ છીએ. આંતરડીની ભૂખ મટાડતાં જેઓ મધ્યમસર નથી રહેતા તેઓ તેના માઠા પરિણામ શરીરની બિમારીમાં જુવે છે. શરીરને સ્વચ્છ નથી રાખતા તેઓ કોહોવાટ વિગેરે દુઃખોથી પીડાય છે. દારૂના લખમાં પડનારા પોતાના મન અને તનને નુકશાન કરે છે. સ્ત્રી લંછનમાં ચકચૂર થયલા શરીરે અને મગજે નબળા પડી ગયલા પોતાને જુવે છે. અનીતિમાં ફસેલા તેનાં માઠાં પરિણામ તરીકે પોતાને દેહે દુઃખી થયલા અને મગજે કાયલી થયલા જુવે છે. બૂરી સ્ત્રીઓની સંગતમાં પડેલા પોતાને આજારી થયલા જુવે છે.

સુખી સંસારમાં ખાતર પાડનારા વળી પોતાને માર ખાધેલા જુવે છે એ સઘળું ખરૂં છે. એવી વર્ત્તણુંકની તેઓ શરીરે શિક્ષા ખમે છે એ ખરૂં છે. પણ શું એ હમેશાં, અને હર જગ્યાએ, સઘળી હદે અને સઘળી બાબતમાં ખરૂં છે ? ના, નહિં. ઘણાક બુરાઓ પોતાની અનીતિમાન ચાલમાં એવી રીતે સાવચેત રહી પોતાનો બૂરો માર્ગ લે છે કે તેઓ શરીરની સઘળી ઇજા અને આજાર-માંથી છૂટા રહે છે. એવી બદીઓમાં ફસેલા કેટલાકો એ બદીઓથી નિરાળા નિર્દોષોની માફકજ કેટલીકવાર તને સુખી અને મને મજબૂત રહે છે. તેથી તનને થતી બિમારી યા મંદવાડ કોઇ બૂરી વર્ત્તણુંકના બદલા તરીકે હમેશાં નહિં લઇ શકાય. એવી વર્ત્તણુંકના પરિણામ તરીકે અલબતે ઘણીકવાર શારીરિક દુ:ખ થાય છે પણ તે કાંઇ હમેશાં નથી. વળી કેટલીકવાર સારી અને સદ્ગુણી ચાલના પરિણામ તરીકે પણ શરીરની બિમારી જોવામાં આવે છે. એક પ્રમાણિક અને ફરજ પિછાનનાર શખ્સ પોતાની ફરજ બજાવતાં ઘણી રંજ અને મેહેનત ખેંચ્યાથી પણ શરીરની બિમારી જુવે છે. ઘણી દેહો ફરજ પાછળ કચડાઇ ગયલી આપણે જોઇએ છીએ. એ ઉપરથી ત્યારે આપણે ખુલ્લું જોઇએ છીએ કે કેટલાકો જે કહે છે કે સારાં નરસાંનો બદલો આ જહાંનમાંજ તે સારૂં નરસું કામ કરનારાની શારીરિક હાલતમાં મળે છે તે સ-ઘળી હદે ખરૂં નથી.

હવે કેટલાકો જે કહે છે કે સારાં નરસાં કામોનો બદલો આ જહાંનમાંજ લોક વિચાર ઉપરથી મળે છે, એટલે કે સારાં કામ માટે જગ સારૂં બોલે છે અને નરસાં કામ માટે બૂરૂં બોલે છે, તેનો આપણે વિચાર કરીએ. ખરૂં છે કે આપણાં ભલાં કામ તરફ મજાની પસંદગી આપણને સંતોષ પેદા કરે છે અને બૂરાં તરફની નાપસંદગી આપણને દુ:ખ દે છે. જો આપણા ટીકાકારો સઘળા નીતિવાન હોય, જો તેઓ નીતિના સારા નમુના મિસાલે હોય, તો આપણે તેઓના ચુકાદાથી સંતોષ પામવાને તૈયાર થ-

ઇએ. પણ આપણી દુનિયા કાંઈ એવા નમુનાદાર માણસોથી ભરેલી નથી. ઘણાકો તરેહવાર કારણોને લીધે આપણી ભલી કોશિશોને વગોવશે. તેમ વળી ઘણાકો ઘણાંક કારણોને લીધે આપણી ખામીઓ અને નિષ્ફળતાઓને સાતમે આસમાને ચ-ઢાવશે.

પણ તકરારને ખાતર કબૂલ રાખીએ કે આપણે જે ટીકા-કારોના કુંડાળામાં ફરીએ છીએ તે ટીકાકારો નીતિમાન અને નમુનાદાર માણસો છે. એમ હોવા છતાં પણ ઘણીકવાર આપણા ખરા હેતુઓ અને નેમોથી તેઓ વાકેફગાર ન હોવાને લીધે તેઓ આપણને જોકે અજાણપણે તોપણ ખોટી રીતે બદનામ કરે છે. આપણી ભીતરની મતલબ અને શુભ નેમો તેઓ પામી નહિં શકવાને લીધે તેઓ ફકત સપાટી ઉપર દેખાતી બાબતથી આપ-ણને ગેરઈનસાફ કરે છે.

વળી ઘણું ખરૂં બને છે તે એ કે આપણા ટીકાકારો કાંઇ હમેશાં ચઢતા દરજ્જાના હોતા નથી. જે લોક વિચાર ઉપર આપણાં સારાં કામોની પસંદગીનો અને બૂરાં કામના ધિક્કારનો આધાર હોય છે તે લોક વિચાર જાહેર કરનારા આપણા આડોશી પાડોશીઓ કે આપણા ધંધાદારીઓ કે હમશેહેરીઓ હોય છે. હવે એક માણસ જે બીજાનાં કામોની ઈમાનદારી, બીનસ્વાર્થીપણું, સફાઇ, નેમ વિગેરે વિષે વિચાર બાંધે છે તે એ સદ્ગુણો જે પ્રમાણમાં પોતે ધરાવતો હોય તે પ્રમાણની સપાટી અને માપ ઉપરથી બાંધે. આપણા કામ વિષે વિચાર બાંધનારાં જો એ સ-દ્ગુણોની વધુ ચઢતી સપાટીએ ઉભા હોય તો એ ગુણો મધ્યમ રીતે ધરાવનારાં આપણાં કામોને તેઓ ગેરઈનસાફ કરે, અને ઉતરતા દરજ્જાના ગણે, કારણ કે પોતાના ચઢતા દરજ્જાના સદ્ગુણોના માપથી તેઓ આપણા કામને ઉતરતા દરજ્જાના ગણે છે. પણ આપણા કામ વિષે વિચાર બાંધનારા જો એ સ-દ્ગુણોની ઉતરતી સપાટીએ ઉભા રહેલા હોય તો તેઓ એ ગુણે

મધ્યમ રીતે ધરાવનારાં આપણાં તેજ કામોને અત્યંત સ્તુતિની નોકે ચઢાવે. દાખલા તરીકે એક મધ્યમસરે ઠગાઇ અને લૂચ્ચાઇ કરનારા ઠગને એક શેહેરની સામાન્ય મંડળી ધિક્કારશે, અને પોતાની સંગતથી દૂર રાખશે અતે તેનાં કામો ઉપર નાપસંદગી દેખાડશે. હવે એક હરડતા લૂચ્ચા અને ચોર ઠગોની ટોળી પણ તેને ધિક્કારશે અને તેને પોતાનાથી દૂર રાખશે પણ તે ઉલટીજ મતલબથી. પેહેલા તેને દૂર રાખશે કારણ કે તે તેઓના માપથી ઉતરતા દરજ્જાના ગુણો ધરાવે છે. પણ પાછલા તેને દૂર રાખશે કારણ કે તેઓ તેને પોતાના જેવો પૂરેપૂરો લૂચ્ચો ઠગ જોતા નથી, પણ જુવે છે કે તે કોઈ વેળા પોતાના અંતઃકરણના આંકોશોને શરણ થઇ લૂચ્ચાઇ ઠગાઇ કરવાને એકદમ હિંમત કરતો નથી પણ આનાકાની કર્યા કરે છે. એ ઉપરથી ત્યારે દીસે છે કે જેઓ એમ તકરાર કરે છે કે સારાં નરસાં કામોનો બદલો પોતાની આજુબાજુના લોક વિચારની પસંદગી યા નાપસંદગીથી મળે છે તે ભૂલ ભર્યું છે. એવો લોક વિચાર ઘણીકવાર ભૂલ ભર્યો હોવાને લીધે પૂરતો બદલો નથી હોતો.

પણ તકરારને ખાતર કબૂલ રાખીએ કે એવો લોક વિચાર કામોનો વાજબી તોલ કરેછે અને બદલો આપેછે. એવું ધારો કે હું તમારી પંક્તિના વર્ગનો અને દરજ્જાનો છું અને મેં એક એવું કામ કર્યું કે જે તમારી પંક્તિ અને દરજ્જાના વર્ગની નજરે તે ખોટું ગણાય. તમોએ તમારો વિચાર અમુક રીતે જાહેર કરી મારા તે કામને ધિક્કાર્યું અને મને તમારી સંગત અને મંડળીથી દૂર કર્યો. કબૂલ કીધું કે મારા તે નરસા કામની મને આ દુનિયામાંજ સજા થઇ અને તે એ કે હું તમારા ચઢતા વર્ગથી દૂર થયો અને તમારો ધિક્કાર અને નાપસંદગી પામ્યો. એટલી હદ સૂધિ એ બરાબર છે. હવે જ્યારે તમો મને તમારા વર્ગથી દૂર કરશો ત્યારે અલબત હું તમારાથી એક પંક્તિ ઉતરતા દરજ્જાનાં માણસોના વર્ગમાં ભેળાઇશ. અલબત તેઓ આ-

ચાર વિચારમાં તમારા વર્ગની સરસાઈ નહિં ધરાવતા હોવાને લીધે તેઓ મને પોતાના વર્ગમાં બા ખુશીથી દાખલ કરશે. પેલી કેહેવતને ખરી પાડી કે “ આવ ભાઇ હરખા, તું ને હું બેઉ સરખા.” હવે તેઓની મંડળીમાં હું દાખલ થઇ પાછું તેજ નરસું કામ કરૂં છું કે જે માટે તમારા વર્ગના લોક વિચારે મને ધિક્કારી તમારી મંડળીથી દૂર કર્યો. સદ્‌ગુણોના ચઢતા માપને લીધે જે કામને તમોએ ખોટું ગણ્યું હતું તે કામ હવે આ બીજા વર્ગવાળા કાંઇ ખોટું ગણતા નથી એ કારણને લીધે તેઓ કાંઈ મને પોતાના વર્ગથી દૂર કરતા નથી કે મારા કામ માટે નાપસંદગી બતાવતા નથી. તેથી મને જે વાંક પેહેલ વેહેલે કરવા માટે લોક વિચારથી સજા થઇ હતી તે તેજ વાંક બીજી વાર કરવા માટે મને થતી નથી, જ્યારે ઈનસાફની નજરે જોતાં તો તેજ વાંક બીજી વેળાએ કરવા માટે તો મને વધારે સજા થવી જોઈએ.

એજ દાખલો બીજી રીતે લો. એમ ધારો કે હું બીજા વર્ગની પંકિતનો એક માણસ છું અને તમે પેહેલા વર્ગની પંકિતના માણસ છો. મેં એક એવું સારૂં કામ કર્યું કે જે બીજા વર્ગની પંકિતના માણસથી થાય તેના કરતાં તમે ચઢતા દરજ્જાનું ગણોછો અને તે માટે મને શાબાશી આપોછો, મારી સ્તુતિ ગાઓછો, અને મારા ભલા કામના એ ભલા બદલા ઉપરાંત તમે મને તમારા પોતાના પેહેલા વર્ગમાં દાખલ કરો છો. ખરૂં છે કે મારા ભલા કામનો મને તમારાં લોક વિચારથી બદલો મળ્યો. હવે એવું ધારો કે તમારા એ પેહેલા વર્ગમાં આવી મેં તેજ કામ ફરીથી કર્યું. પણ હવે હું કાંઇ તમારાથી વધુ બદલો પામીશ નહિં. તમારા પેહેલા વર્ગની પંક્તિની નજરે જોતાં તો એ કામ એ વર્ગના આસામીઓથી થવું જોઇએ તેવું સાધારણ છે. ત્યારે જે સારાં કામ માટે મને પેહેલીવાર બદલો મળ્યો હતો તેજ સારાં કામ માટે મને બીજીવાર કાંઇએ બદલો મળતો નથી. એ તો ગેરઇનસાફ ગણાય. એ તપાસ ઉપરથી ત્યારે ખુલ્લું દીસે છે કે આપણાં સારાં

નરસાં કામોનો બદલો આજ જહાંનમાં સારા નરસા લોક વિચાર ઉપરથીજ મળે છે એમ કહેવું ભૂલ ભર્યું છે.

હવે લોક વિચારના એક અગત્યના ભાગ તરીકે તવારીખ-નવેશોથી હવે પછી મળતો લોક વિચાર ગણાય છે. કેટલાકો કહે છે કે માણસ જાતનાં સારાં નરસાં કામોનો બદલો પછવાડેના જમાનામાં તવારીખ જે લોક વિચાર જાહેર કરે છે તે ઉપરથી મળે છે. એ બોલવું કેટલીક હદ સૂધી બરાબર છે. ખરૂં છે કે એક માણસના પોતાના જમાનામાં તેનાં સારાં નરસાં કામો વિષે લોક વિચાર જે મત જાહેર કરે છે તેના કરતાં તેની પછીના જમાનામાં જે લોક વિચાર જાહેર પડે છે તે વધારે ખરો છે. તેના પોતાના જમાનામાં તેની વિરૂદ્ધ યા તરફેણની જૂદી જૂદી ટોળીઓ પોતાનો લોક વિચાર જાહેર કરતાં પોતાની એક યા બીજી ટોળી તરફની વલણથી એક યા બીજી બાજુએ ઘસડાઇ જાય છે. તેના પોતાના વખતમાં કોઈ વાર તેના દુશ્મનો તેનાં કામોને વગોવવા પડે છે તો કોઈવાર તેના દોસ્તો તેને સાતમે આસમાને ચઢાવવા નીકળે છે. પણ તેના મરણ પછી તવારીખ લખનાર તેની સાથે નહિં દોસ્તીનો કે નહિં દુશ્મનીનો સંબંધ હોવાને લીધે તેનાં કામો વિષે વાજબી લોક વિચાર જાહેર કરી શકે એ ખરૂં છે. પણ શું એમ હમેશાં ખરેખર બને છે? નહિં. વણીકવાર તવારીખનવેશો પોતાના જમાનાની એક યા બીજી ટોળીના વિચારો ધરાવતા હોવાને લીધે અથવા પોતાના કોઈ ફાંટાભરેળા વિચારને લીધે ગુજર પામેલા જમાનાનાં માણસોનાં કામોને ગેરઈનસાફ કરે છે. કોઇ વેળા ગુજર પામેલા જમાનામાં માન પામેલાં નામો પછવાડેના તવારીખનવેશોથી વગોવાય છે. તો કેટલીકવાર ગુજર પામેલા જમાનાનાં અપજશ પામેલાં નામો પછવાડેના તવારીખ નવેશોથી કીર્ત્તિ ખાટી જાય છે. જગપ્રસિદ્ધ શેકસપિયર જે પોતાના જમાનાની કીર્ત્તિ ખાટી ગયો છે તેણે થોડી આશા રાખી હશે કે સદીઓ બાદ નામિચા નાટકોના કર્ત્તા તરીકેની તેની કીર્ત્તિ છીનવી લેવાની પછવાડેથી કોશિશ થશે?

પણ વળી એક તરફથી તકરારને ખાતર કબૂલ કરીએ કે પછવાડેના જમાનામાં તવારીખનવેશથી મળતો લોક વિચારનો ચુકાદો વાજબી અને અપક્ષપાત છે અને તેથી તે ચુકાદો એક માણસનાં સારાં નરસાં કામોનો આ દુનિયામાંજ મળતો વાજબી બદલો છે. પણ માણસ જાતના કેટલા નાના ભાગનાં કામો ઉપર એ ચુકાદો પડે છે ? દરેક માણસનાં કામો ઉપર કાંઈ તવારીખનવેશો પોતાના ચુકાદાની છાપ મારતા નથી. લખો અને કરોડો માણસોનાં કામો તવારીખથી નોંધ લેવાયા વગર પસાર થાય છે. ધર્મ અને નીતિનો ફેલાવો કરવામાં કોઇ જરથોસ્ત કે ફરશઓસ્ત્ર, આદરબાદ મારેસ્પંદ કે અરદેશર બાબગાન, ગૌતમ કે કોઈ રૂષીઓજ તવારીખનવેશનું ધ્યાન ખેંચે છે. નેક પાદશાહો તરીકે કોઇ જમસેદ કે ફરેદુન, કેખશરૂ કે નોશીરવાન અદલ, આલફ્રેડ ધી ગ્રેટ કે ફ્રેડરીક ધી ગ્રેટ, હારૂન અલ રશીદ કે વિક્રમ, આશોક કે ભોજજ તવારીખનવેશોની કલમને હાથ પડવાને ભાગ્યશાળી થાય છે. જગપ્રસિદ્ધ યોધ્ધામાં કોઇ નરીમાન કે કેરેશાસ્પ, કોઇ રૂસ્તમ કે સોરાબ, કોઇ નેપોલિયન કે વેલીંગ્ટન, નેલસન કે માર્લબરોજ તવારીખની નોંધ પામેછે. સખાવતમાં કોઈ હાતમ કે હાવર્ડ, કોઇ સર જમસેદજી કે પીબડીજ તવારીખના સફા રોકેછે. માણસ જાતના ભલા માટે વિદ્યાભ્યાસનો વધારો કરનારામાં કોઇ આર્કીમીડીસ કે સોક્રેટીસ કોઈ પ્લેટો કે પ્લુતાર્ક, કોઇ ફ્રેંકલીન કે ગેલીલિયો, કોઈ ન્યુટન કે હર્શલજ પોતાની કીર્તિની છાપ તવારીખને હાથ મેલેછે. ટુંકામાં કહીએ તો કરોડો અને અબજો માણસોની જમાનાથી જમાના થયા ચાલતી આવેલી રેલમાંથી ફકત થોડાંક ટિપાંઓ અહિં તહિં તવારીખનવેશોનાં પુસ્તકોના સફાઓને ભીંજવે છે. કરોડો માણસો પોતાનાં સારાં નરસાં કામોની નોંધ તવારીખનવેશ પાસે કરાવ્યા વગર આ દુનિયામાંથી પસાર થાય છે. જ્યારે એમ છે ત્યારે એમ કહેવું કે આપણાં સારાં નરસાં કામોનો બદલો આ જહાંનમાંજ તવારીખનવેશોથી સારી

માઠી જળવાઈ રહેલી નોંધોથી મળે છે એમ કહેવું વાજબી નથી. ઘણાં જૂજ આદમીઓ એવો બદલો પામે છે. બાકી અગણિત મોટી સંખ્યા તો એવો બદલો પામતી નથી. એ તપાસ ઉપરથી ત્યારે આપણે જોઈએ છીએ કે લોક વિચાર પછી તે એક માણસના પોતાનાં જમાનામાં કે પછીના જમાનામાં તેનાં સારાં નરસાં કામોનો પૂરતો બદલો આપતો નથી.

હવે ત્યારે જ્યારે આપણે સર્વેને પેદા કરનાર ઈશ્વર ઈનસાફ, રાસ્તી, સચ્ચાઈ, અને અપક્ષપાતપણાનો ખાવિંદ છે ત્યારે માણસે કરેલાં સારાં નરસાં કામોનો બદલો આ દુનિયામાં પૂરતો અને વાજબી રીતે મળતો નથી એ તે કીરતારના ઉપલા ગુણોની ઉપર શક નાંખનારૂં થઈ પડે, સિવાય કે આપણે ખાતરીથી માનીએ કે આ દુનિયા નહિં તો આવતી દુનિયામાં તેનો પૂરતો બદલો મળ્યા વગર રહેશે નહિં. ખરૂં છે કે આપણી કહેવત "કર ને જો" અથવા પેલી એને મળતી અંગ્રેજી કહેવત કે "Virtue is its own reward and vice its own punishment" એ કેટલાક દરજ્જા સૂધી આ દુનિયામાં ખરી પડે છે. ઈશ્વિરના કાયદાને માન આપવાથી અથવા નીતિનો માર્ગ અખત્યાર કરવાથી માણસ જાતને આ દુનિયામાં ઘણું સુખ પ્રાપ્ત થાય છે એ વાત ખરી છે પણ ઘણીકવાર એમ બને છે કે એ નિયમથી નેક માણસોને ઘટતું સુખ પ્રાપ્ત થતું નથી. જો એ નિયમ પ્રમાણે સઘળાં માણસો વર્ત્તતાં હોય તો ફરિયાદનું કાંઈએ કારણ રહે નહિં. પણ એમ નહિં બનતું હોવાને લીધે આપણે જોઈએ છીએ કે ઘણીકવાર નેક માણસોને ઘટતું સુખ પ્રાપ્ત થતું નથી બલકે તેથી ઉલટું દુઃખ વેઠવું પડે છે. વળી બીજા હાથપર ઈશ્વરે રચેલા કાયદાનો ભંગ કરવાથી અથવા બદીને માર્ગે ચાલ્યાથી માણસને આ દુનિયામાં ઘણું દુઃખ વેઠવું પડે છે એ વાત પણ ખરી છે. પણ ઘણીકવાર એમ બને છે કે બૂરાં માણસોને પૂરતું દુઃખ વેઠવું પડતું

નથી બલકે તેથી ઉલટું તેઓ આ દુનિયામાં પોતાની જીંદગી સુખી ગુજારી જાય છે: એ તો ખોદાના ઇનસાફ ઉપર શક નાખનારૂં ગણાય કે બિચારાં નેક આદમીઓ દુઃખ વેઠે અને બૂરાં આદમીઓ સુખ ભોગવે. ત્યારે ખોદાનો ઇનસાફ વાજબી કેમ ગણાય? હવે જો ત્યારે આપણે ખોદાને ઇનસાફનોજ ખાવિંદ ગણીએ ત્યારે ભવિષ્યની જીંદગી માનવા વગર આપણો છૂટકોજ નથી કે જે ભવિષ્યની જીંદગીમાં માણસ પોતાનાં કામોનો હમેશનો બદલો મેળવે છે. આ ક્ષણભંગુર દુનિયામાં કોઇ નેક આદમી જે દુઃખ ભોગવે છે યા બૂરૂં આદમી જે સુખ ભોગવે છે તે પળવારનું છે. ઘટતું ખરૂં સુખ દુઃખ ભોગવવાની જીંદગી તો ભવિષ્યની છે.

આ પળવારની દુનિયાનાં સુખ દુઃખ ખરે તકલીદી હોવાં જોઇએ એવો વાસ્તવિક વિચાર ડાકટર ડીકે વિચાર કરેલા દાખલા ઉપરથી અસરકારક રીતે સૂઝે છે. એક બિચારો ભૂખે મરતો ફકીર પોતાની અને પોતાનાં વહાલાં બચ્ચાંઓની ભૂખી આંતરડીની હાજત પૂરી પાડવાને માટે, પોતાની પાસે કાંઈ પણ સાધન નહિં હોવાને લીધે, જો કદાચ પોતાના એકાદ એકલપેટા તવંગર પાડોશીનું ઘર ફાડે તો તેને માટે તેને દેશનો પાદશાહ કેદખાનાની યા ફાંસીની સજા કરે. પણ તેજ પાદશાહ પોતે પૂરતો માલેતોજાર અને તવંગર હોવા છતાં, લોભ અને લાલચને ખાતર, વધુ એશ અને હવશને ખાતર પડોશના મુલકો ઉપર હુમલો કરી સેંકડો અને હજારો ગરીબોનાં ઘરબાર લૂટે અને હજારોની કતલ કરી અગણિત બાળકો અને ઓરતોને પોતાની ગરીબ રોટી અને ઓટી માટે ટવળતાં કરે તો તેને કોઇ પૂછનાર નથી. પોતાના લોભ, લાલચ અને ઘાતકી કરતૂકોની બંધીખાને યા ફાંસીને લાકડે સજા પામવાને બદલે તે અમન ચમનમાં લોટશે, મોજ મઝામાં વખત ગુજારશે. ભાષણ કર્તા અને ગ્રંથ કર્તા, તવારીખનવેશો અને કવિઓ તેની સ્તુતિ કરશે, અને તારીફ ગાશે. તેનાં સંગેમરમર અને

ધાતુનાં બાવલાં ઉભાં કરવામા આવશે. તવારીખનવેશો તેના રાજ્યની તવારીખ લખવા મંડી જઈ તેની ફતેહો નોંધશે કે ફ-લાણા પાદશાહે આટલા મુલકો લીધા અને આટલી લડાઈઓ જીત્યો. એ મુલકો લેતાં અને લડાઈઓ જીતતાં હજારો બચ્ચાં અને ઓરતો ભૂખી આંતરડી સાથે ટવળતાં થયાં હશે તેનું તો કાંઈ ઠેકાણું નહિં. એવા ઝર્કસિસ કે સિકંદર, નેપોલિયન કે નાદિરશાહ, તૈમુરલેન કે ચંગીઝખાનનાં કામો તો લડાઈનાં સા-ધારણ કામો તરીકે પસાર થઇ જશે. જો એમ હોય તો ખોદાનો ઈનસાફ કયાં રહયો કે જ્યારે પોતાની અને પોતાનાં વહાલાં બ-ચ્ચાંઓની ભૂખી આંતરડીને સંતોષ પમાડવાને માટે નાચારીએ પોતાના એકલપેટા તવંગર પાડોશીનું ઘર ફાડનાર પેલો ગરીબ ફાંસીને લાકડે ચઢે ત્યારે પોતાની પાસે પૂરતું હોવા છતાં લોભ અને લાલચને ખાતર હજારો ગરીબોની ઉપર લૂટ ચલાવનાર પેલો તવંગર પાદશાહ પોતાના એશઆરામના તખ્તે ચઢે ? જો ખોદાને આપણે રાસ્તીના ખાવિંદ તરીકે કબૂલ રાખીએ તો આવા દેખીતા ફેર અને જુલમનો ખુલાસો આપવા માટે આપણે ભવિષ્યની જીંદગી કબૂલ રાખવીજ જોઇએ કે જેમાં એવા ગેરઇનસાફ અને જાસ્તીનો છેડો આવી વાજબી ઈનસાફ થશે.

એજ પ્રમાણે આપણે જોઇએ છીએ કે ધર્મના ખરા ફરમાન પ્રમાણે નેક અને પ્રમાણિક જીંદગી ગુજારનાર ગરીબાઈ અને કંગાલિયતપણામાં ફાંફાં મારે છે, ધિક્કાર અને અભાવની નજર લોકો તરફથી પોતાની ભણી ખેંચે છે અને પોતાના પ્રમાણિકપણા અને પરહેજગારી માટે હેરાનગતિ પામે છે. પણ એક વ્યભિ-ચારી અને જુલમગાર, જે ઈશ્વર અને ધર્મનો તિરસ્કાર કરે છે તે પોતાના દિવસો મોજ અને મજા, એશ અને આરામ, અમન અને ચમનમાં પસાર કરે છે અને બેફિકર પોતાની પાપી જીં-દગી ગુજારે છે. પ્રમાણિકપણા અને સૂધાપણા તરફ આડી નજરે જોવામાં આવતું નથી પણ લૂચ્ચાઇ અને ખંધાઇ ફાવતી જાય છે.

માણુસ જાતનું ભલું ચાહનારા ગરીબાઇ અને એકાંતપણામાં પોતાનો કાળ ગુજારે છે મણ માણુસ જાતને હામી પહોંચાડનારાઓ દાલત અને દરજજાના ભાર તળે જીંદગી પસાર કરે છે. સચ્ચાઈ અને કાબેલિયત ધરાવનારાં માણસો ધિક્કારની નજર પોતાની તરફ કેટલીક વાર ખેંચે છે, પણ લૂચ્ચાઓ અને બીવકૂફો માન અને ચાંદ પામે છે. ખરેખરા સખીઓ હલકો બદલો પામે છે પણ હરડતા ગુનેહગારો માફી મેળવે છે. નેક અને ચંચળ જુવાનોની જીંદગીની જોત, હજુ તો માણુસ જાતનાં ભલાં માટે તેઓ રોશની નાંખવાની શરૂઆત કરે છે તેટલામાંજ, ભરજુવાનીમાં બુજાઈ જાય છે પણ મંડળીનું સત્યાનાશ વાળનારાં જાલેમો અને જુલમગારો પોતાનાં ઘાતકી અને બીવકૂફ કામો ચાલુ રાખવા લાંબી જીંદગી ગુજારે છે. એ પ્રમાણેનો ગેરઈનસાફ આ દુનિયામાં આપણે જોઇએ છીએ. ત્યારે ખોદાના ઈનસાફ વિષે શું ધારીએ, સિવાય કે જ્યારે તે ઈનસાફનોજ ખાવિંદ છે ત્યારે તો આપણે માટે એક બીજી જીંદગી હોવી જોઇએ કે જ્યાં તે આ પળવારની દુનિયાના ભલાં ભૂંડાં કામોનો ઘટતો તોલ કરશે ?

આપણે માટે એક ભવિષ્યની જીંદગી છે એવું કબૂલ રાખીએ છીએ તો પછી ઉપર કહેલા દેખીતા આ દુનિયાના ગેરઇનસાફોનો ખુલાસો મળે છે. આપણને માલમ પડે છે કે આ દુનિયાની આપણી હસ્તી અત્યંત લાંબી સાંકળમાંની ફક્ત એક કડી છે, જે હસ્તીનો મોટો ભાગ તો હવે પછી પસાર કરવાનો છે કે જ્યારે આ પળવારની દુનિયામાં નજરે પડતી બેદાદી યા ગેરઇનસાફનો અંત આવશે. નેક અને માણુસ જાતનું ભલું ચાહાનારાઓ ભરજુવાનીમાં આ ફાની જહાંન છોડી જાય છે તેની ગમગીની વચ્ચે આપણને દિલાસો મળે છે કે તે ભલા અને નેક જુવાનોને પોતાની નેકી અને ભલાઈ ચાલુ રાખવા માટે અને તેનો ઘટતો બદલો મેળવવા માટે એક બીજી જીંદગી છે. આ જહાંનમાં લાયક માણુસોને હાલ હવાલીમાં જોઇએ છીએ ત્યારે એવા

ગેરઇનસાફ વચ્ચે આપણને ધીરજ મળે છે કે 'ફિકર નહિં, આ પળવાર પછીની લાંબી જીંદગીમાં સઘળું સારૂં થશે; લાયકો પોતાનો બદલો જોશે; નાલાયકો પોતાની સજા પામશે.' આ દુનિયામાં નજરે પડતા કેટલાક ગેરઇનસાફ અને બીદાદીના દાખલા ઉપરથી તે ઈનસાફના ખાવિંદના ઇનસાફ ઉપર શક નાંખવાને આપણને કારણ રહેતું નથી જયારે આપણે વિચાર કરીએ છીએ કે તે સાહેબના ઇનસાફ માટે કાંઈ આ નાની ટુંકી જીંદગીજ સરજી નથી પણ એક લાંબી હમેશાની જીંદગી છે કે જ્યાં સઘળો સેવટનો ઇનસાફ તેના ખરા રૂપમાં થશે. જાણીતા કવિ થોમસનના શબ્દોમાં ખરો ભેદ તો ત્યારે ખુલશે. તે કહે છે કે

" The great eternal scheme
Involving all, and in a perfect whole
Uniting, as the prospect wider spreads,
To Reason's eye will then clear up apace.
Then shall we see the cause
Why unassuming Worth in secret lived,
And died neglected; why the good man's share
In life was gall and bitterness of soul;
Why the lone widow and her orphans pined
In starving solitude, while Luxury,
In palaces, lay straining her low thought,
To form unreal wants; why heaven-born Truth
And Moderation fair, wore the red marks
Of superstition's scourge; why licens'd Pain
That cruel spoiler, that embosom'd foe,
Embittered all our bliss.—Ye good distrest !
Ye noble few ! who here unbending stand
Beneath life's pressure, bear up a while,
And what your bounded view, which only saw
A little part, deemed evil, is no more.

The storms of Wintry time will quickly pass,
And one unbounded spring encircle all."

અર્થ—"પેલી હમેંશગીની બુલંદ યોજના જેમાં સઘલું સમાયલું છે અને જેની તમામ સંપૂર્ણતામાં સઘલું એક થાય છે, તે જેમ દૃષ્ટિ વધારે ખુલતી જશે તેમ અક્કલની નજર આગળ જલદીથી ખુલ્લી થઈ જશે. ત્યારે આપણે ખરૂં કારણ જોઈ શકીશું કે શાને માટે ડોળદમામ વગરની લાયકી એકાંતવાસમાં પડી રહી અને કોઇએ તેની દરકાર કરી નહિં? શાને કાંજે આ દુનિયામાં એક નેક આદમીને નસીબે દુઃખ અને સંકટ આવી પડયું? શાને થકી એક એકલી અટુલી પડેલી વિધવા અને તેનાં બાળકો એકાંતવાસના ભૂખમરામાં ઝુરયાં કીધાં, જ્યારે હવેલીઓમાં મોજ શોખ પોતાની કલ્પિત હાજતો ઊભી કરવાને પોતાના હલકા વિચારોને મેહેનત આપતી બેઠી હતી? શાને માટે ઇશ્વરની પેદા કરેલી સચ્ચાઇ અને વાજબી 'મધ્યમપણું' વેહેમના મારાના ભોગ થઇ પડયાં? શાને કાજે હલાલ ગણાતા દુઃખે એક ઘાતકી લૂટારા મિસાલે, છાતીમાં છૂપાયલા દુશ્મનની મિસાલે, આપણા સુખમાં કડવાસ ભેળ્યો? ઓ દુઃખી થયલાં નેક આદમીઓ! ઓ ઉમદા ખવાશનાં થોડાં આદમીઓ! જેઓ આ દુનિયામાં જીંદગીના બોજા તળે વગર કચડાવે (હિંમતથી) ઊભાં છો, તેઓ જરા સબુરી પકડો. તમારી હદવાળી નજર જે ફકત થોડુંકજ જોઇ શકિત હતી તેને જે કાંઇ બૂરૂં દેખાયું હતું તે હવે વધારે વખત હૈયાતી ભોગવતું નથી. શિયાળાંનાં તોફાનો હવે જલદીથી પસાર થઇ જશે અને હદ વગરની લાંબી વસંત રૂતુ સઘળે ફરી વળશે."

જો બીજી કોઇ સાબિતી નહિં તો ફકત આજ સાબિતી ભવિષ્યની જીંદગી સાબિત કરવાને બસ છે. જો તમો એક ઇશ્વરની હસ્તી માનો, જો તે ઈશ્વરને તમે ઇનસાફના ખાવિંદ તરીકે કબૂલ રાખો, તો તમારે એ ભવિષ્યની જીંદગી કબૂલ રાખવીજ

જોઇએ. એમ તમે કબૂલ નહિં રાખો તો તે ઇશ્વર ઇનસાફનો ખાવિંદ છે તે સિદ્ધાંત ખોટું પડે છે. જો તમે બીજી ભવિષ્યની જીંદગી નહિં કબૂલ રાખો તો ઇનસાફના ખાવિંદ ગણાતા ઈશ્વરનાં આ દુનિયામાં નજરે પડતાં કામો નહિં સમજ પડે તેવાં અથવા ફાંટા ભર્યાં થઈ પડે. ત્યારે તો એવું થઇ પડે કે ઈશ્વરનાં ફરમાનોને આપણે માન આપીએ કે નહિં તે તેના મનથી એક સરખું છે. ત્યારે નેકી અને બદી તરફ તે એક સરખી રીતે બેદરકારથી જોતો માલમ પડે. ત્યારે તો માણસ ભલું કરે કે ભૂંડું તેની તેને કાંઇ પરવા નહિં એવું દીસે. પણ તે ઈનસાફના ખાવિંદ માટે એવું માનવું જ્યારે બીહુંદું છે ત્યારે બીજું સિદ્ધાંત ચોકસ છે કે તેના ઈનસાફને પૂરતી જગ્યા આપવા માટે એક બીજી ભવિષ્યની દુનિઆ છે કે જ્યાં સઘળું સારૂં થશે, સઘળું વાજબી થશે, જ્યાં ભલાંને ભલી ભલાઇનો અને બૂરાંને બુરાઇનો બદલો મળશે. ભવિષ્યની જીંદગીની આ સાબિતી સોઅમ જેનીન્સ નામે એક એક લખનારના નીચલા શબ્દોમાં ટુંકામાં અને અસરકારક રીતે રજુ થાય છે.

"If every rule of equity demands
That vice and virtue from the Almighty's hands
Should due rewards and punishments receive,
And this by no means happens while we live,
It follows that a time will surely come
When each shall meet their well-adjusted doom;
Then shall this scene, which now to human sight
Seems so unworthy wisdom infinite,
A system of consummate skill appear,
And ev'ry cloud dispersed, be beautiful and clear."

અર્થ—"જ્યારે ઇનસાફનો દરેક કાયદો એવું માગે છે કે ઇશ્વરને હાથે નેકીએ ઘટતો બદલો મેળવવો જોઇએ અને બદીએ સજા પામવી જોઇએ અને જ્યારે આપણી હૈયાતીમાં એમ કોઇ

પણ રીતે બનતું નથી ત્યારે ખચિત એમ સાબિત થાય છે કે એક વખત ખચિત એવો આવશે કે દરેક જણ પોતાને ઘટતે ફ્રજે પહોંચશે. ત્યારે આ દેખાવ જે માણસ જાતની નજરે તે અપરંપાર ડહાપણવાળા સાહેબને ન છાજતો દીસેછે તે સંપૂર્ણ કાબેલિયતની એક યોજના તરીકે દીસશે અને દરેક વાદળું વિખેરાઇ જવાથી ખુશનુમા અને ખુલ્લો દેખાશે."

ઉપલાં લખાણને મળતુંજ લખાણ પેહેલવી દાદસ્તાને દીનીમાં આવે છે. ત્યાં ( પુરસેશ પાંચમી ) પૂછવામાં આવે છે કે

"ભલાંને બૂરાં કરતાં વધારે દુઃખ શાને માટે પહોંચે છે? જવાબ—સઘળાં ભલાંને દરેક વખતે અને દરેક જગ્યાએ ઘણી હલાકી પહોંચતી નથી, કારણ કે ભલા લોકોને મીનોને લગતી ઘણી નેકી ઘણી હલાકીને લીધે પહોંચે છે ( એટલે આ દુનિયાનાં દુઃખને બદલે મીનોઇ સુખ મળે છે, ) અને જે કાંઇ ભલા લોકોને મીનોને લગતી ઘણી નેકી છે તે આ દુનિયાને લગતી ( નેકી)થી દૂર છે. અને તે દીનના ફરમાનમાં ઘણા ચઢતા દરજજાની છે.... ..........................ભલાં કામને સારૂ આ દુનિયામાં વધારે રંજ છે ( તેમ ) મીનોઇ દુનિયામાં તેઓ મોજદ અને બદલો વધારે મેળવનાર છે; અને બૂરાંને આ દુનિયામાં આસાની અને રામસની વધારે છે તેમ તેઓને મીનોઈમાં દરદ અને સજા વધારે છે. એ કારણુસર એમ છે કે ભલા લોકો દોજખની સજા અને દરદની ધાસ્તીથી આ દુનિયા માટેની આસાની અને રાહત છોડી દે છે; અને કોઇપણ બુરાઇને લગતી વસ્તુને નથી વિચારતા, બોલતા અને કરતા અને તેજ પ્રમાણે બેહેશ્તને માટેની આશાની અને રામશાનીને સારૂ પોતાની મનશની ગવશની અને કુનશની મારફતે નેક કામ કરવા સારૂ ઉલટથી ઘણીક મેહેનત અને ધાસ્તી ગરદન ઉપર ખેંચે છે. અને બૂરાઓ થોડા વખતના સુખને સારૂ, કે જે સુખ થોડા વખતનું છે અને જે સુખ બુરાઇને માટેનું છે અને જેનું સેવટ દોજખ છે, તેને સારૂ પોતે થોડાક વખતસૂધી

બૂરા વિચારને લીધે .અને આપ મતલબને લીધે સુખ ભોગવે છે ..................એજ તરીકાને લીધે આ દુનિયાની અંદર બૂરા લોકોને વધારે આસાની અને રામશની છે અને ભલાને ગમ, દુઃખ, બુઢ્ઢાપો અને હલાકી થવાનું કારણ સેતારાની માફક જણાયલું છે.

એ દલીલને એક રીતે મજબૂતી મળે છે જ્યારે આપણે શરૂઆતમાં કહ્યું તેમ વિચાર કરીએ છીએ કે કેટલાક નીતિમાન વિચારો માણસ જાતની ખુદ બનાવટ અને સરજતમાં જાણે છાપ ઘાલી બેઠેલા છે જે વિચારો કુલ્લે માણસ જાતને ખુદ ખોદાથી મળેલા નીતિમાન કાયદા મિસાલે છે. દાખલા તરીકે ખરા ખોટા વચ્ચેનો ફરક અથવા નેકી અને બદી વચ્ચેનો ફરક દરેક સાધારણ સમજના માણસના મન ઉપર કુદરતી રીતે છાપ મારી પડી રહેલો છે. જો કોઇ માણસ એમ કહે કે ઇનસાફ અને ગેરઇનસાફ વચ્ચે, ચાહ અને ધિક્કાર વચ્ચે, સચ્ચાઈ અને જૂઠાઇ વચ્ચે કાંઇ પણ ફરક નથી, જો તે એમ કહે કે એક શખ્સ પોતાના મિત્ર તરફ વફાદાર રહે યા તેના દુશ્મનોને મળી જઇ તેનો ઘાણ કાઢે, એક નોકર પોતાના ધણી તરફ નિમકહલાલ રહે યા તેની ચોરી કરી નિમકહરામ થાય, એક રાજ્ય કર્ત્તા પોતાની રૈયતના હકમાં ભલું કરે યા તેઓ ઉપર જુલમ ગુજારે, એ સઘળું એક સરખું છે, તો તેને મૂરખ અથવા બીવકૂફ ગણી ધિક્કારી કાઢવામાં આવે અને મંડળીમાંથી તેને દૂર કરવામાં આવે, કારણ કે એવાં ભલાં અને ભૂડાં કામો વચ્ચેનો ફરક માણસ જાત પોતાના એક જાતના જાતી ખવાશ તરીકે સમજવાની શક્તિ ધરાવે છે. એવાં કામોમાંથી ભલાં કામો કરવાં અને ભૂંડાંથી દૂર રહેવું એ આપણા હાથમાં છે. આપણું અંતઃકરણ જે આપણને એક વર્ગનાં કામો કરવાને ઊશ્કેરે છે અને બીજા વર્ગનાંથી પાછા રાખે છે, તેના હુકમો પ્રમાણે ચાલવું કે નહિં તે આપણા હાથમાં છે.

હવે જ્યારે ઈશ્વરે આપણને આવા નીતિમાન કાયદા બખ્શેલા છે અને જ્યારે એવાં નીતિ સમાન અથવા નીતિ વિરૂદ્ધ કામો પિછાનવાને લાગણીઓ અને શક્તિઓ આપી છે ત્યારે શું એમ માનવું અક્કલ પસંદ છે કે તે ઇશ્વર, માણસ જાત તેના નીતિમાન કાયદાને માન આપે છે કે તેઓનો અનાદર કરે છે તે વિષે બેદરકાર અને બેતમા રહે? એક નીતિમાન હાકેમ તરીકે તે જે આ દુનિયાનો કારભાર ચલાવે છે તે શું દરકાર નહિં રાખે કે તેનાં માણસો તેના કાયદા પ્રમાણે નીતિમાન કામો કરે છે કે તે કાયદાઓનો અનાદર કરી અનીતિનાં કામો કરે છે? તે શું તેનાં માણસોને સારો યા નરસો બદલો મેળવીઆ વગર ભલાં કે ભૂંડાં ગમે તે કામો કરવાને છૂટ મૂકે? નહિં. એવો વિચાર આપણે ઇશ્વર માટે બાંધી શકીએ નહિં. ત્યારે તો આપણે આ ચુકાદા ઉપર આવ્યા વગર રહેતા નથી કે માણસ જાત પોતાના ભલાં ભૂંડાં કામો માટે જવાબદાર અને જોખમદાર છે અને ઇશ્વર તે ભલાં ભૂંડાં કામોનો બદલો તેઓને દખાડયા વગર રહેનાર નથી. અને જ્યારે આપણે જોઇએ છીએ કે આ દુનિયામાં માણસો એ પ્રમાણે પોતાનાં ભલાં ભૂંડાં કામોનો પૂરતો બદલો મેળવતાં નથી ત્યારે આપણે માટે આ માન્યા વગર છૂટકો નથી કે આ દુનિયાની જીંદગી તો ફકત પળવારની ફકત થોડા દિવસની છે અને આપણે માટે એક બીજી જીંદગી છે કે જ્યાં આપણા સારાં નરસાં કામો જે આ દુનિઆમાં ઘટતો બદલો મેળવ્યા વગર રહી ગયાં છે તે તેઓનો બદલો મેળવ્યા વગર રહેશે નહિં, જ્યાં ઇશ્વરના નીતિમાન કાયદાને માન આપનાર અથવા તેઓનો અનાદર કરનાર પોતાને ઘટતે બદલે અથવા ફેંજે પહોંચ્યા વગર રહેશે નહિં.

આ દુનિયાંમાં જે નેક અને ભલાં આદમીઓ પોતાની નેકી અને ભલાઇ છતાં ઘણું દુઃખ અને વેદના ખમે છે તેઓને એ વિચાર અને આકીન ઉપરથી પોતાનું સંકટ સબુરી અને ધીરજથી ખમવાને ઉતેજન મળે છે. 'કાંઈ ફિકર નહિં હાલનાં સંકટો અને

દુઃખોનો એ બદલો આપણને હવે પછી મળસે' એવા વિચારથી તેઓ વગર બીવે અને આંચકી ખાવે પોતાના નેકી અને ભલાઈના સમાર્ગે ચાલુ રહે છે અને પોતાના મનુષ્ય ભાઈબંધનું ભલુ કરતા રહે છે. જો હવે પછી બીજી કોઈ ભવિષ્યની જીંદગી છે એવું આકીન જો માણસ જાતની પીઠે નહિં હોય તો આ દુનિયામાં ઘણાં ભલાં અને રૂડાં કામો જે પરોપકારી માણસો પોતાના જાતી ભોગે અને અંગીત દુઃખ અને વેદના ખમી કરે છે તે માણસ જાતનાં ભલાં માટે થતાં બંધ પડે.

---

# બાબ તેરમો.

## દલીલ બારમી.

## માણસોના નસીબાની અસમાનતા.

(Inequalities of human fortune.)

ભવિષ્યની જીંદગીની હસ્તીની એક વધુ દલીલ માણસોના નસીબા વચ્ચેના તફાવત ઉપરથી મળે છે. સર્વે ધર્મો ખોદાને ઈનિસાફનો ખાવિંદ, રાસ્તીનો સાહેબ અને અપક્ષપાતપણાનો માલીક ગણે છે. અને જ્યારે એમ છે ત્યારે માણસોની હાલત વચ્ચેના ફરકનું કારણ શું ?

જો એક માણસ ભાગ્યશાલી તો બીજો હીનભાગ્યનો શા માટે ? જો એક શહાનશાહ તો બીજો ફકીર શા માટે ? જો એક તવંગર તો બીજો ગરીબ શા માટે ? એક માણસ જન્મથીજ તંદુરસ્ત અને મજબૂત તો બીજો દરદી અને નાતવાન શા માટે ? એક બધી રીતે આખો અને સલામત તો બીજો લૂલો લંગડો અથવા બેહેરો મુંગો શા માટે ? એકજ માબાપના બેટાઓમાં એક ભાઈ સોહામણો, તંદુરસ્ત, અને જોરાવર તો બીજો ભાઈ

કદરૂપો દરદી અને નબળો કેમ ? એક માણુસ બિચારો મધ્ય આફ્રિકાના જેવા ખખરતા તાપવાળા મુલકમાં યા ઊત્તર રૂશિયા જેવા કકડતી ઠંડીવાળા મુલકમાં જન્મ લઈ કંગાલ જીંદગી ગુજારે તો બીજો ઇગ્લાંડ યા ફ્રાંસ જેવા મધ્યમસર રૂતુવાળા મુલકમાં જન્મ લઈ સુખી જીંદગી ગુજારે તેનું કારણુ શું? એકજ માબાપનાં કોઈક બચ્ચાં ચંચલ, હોશિયાર અને ચાલાક તો બીજાં ઓથડ, ઠોઠ અને મંદ બુદ્ધિનાં એમ કેમ? વળી કેટલાંક માણુસો ગમે તેટલાં હોશિયાર, ચાલાક, ચંચલ અને મેહેનતુ છતાં આ દુનિયાના કામકાજમાં હમેશાં નિષ્ફળ નીવડે છે તો બીજાં એ પ્રમાણે ન હોયા છતાં અથવા ઓછાં હોવા છતાં ફતેહમંદ નીવડેછે તેનો સબબ શો? એ સઘળા ફરકનો ખુલાસો શો? માણુસ જાતની હાલતો વચ્ચે તેઓના વીના વાંક યા તકસીરે આવા ફરકનું કારણુ શું ?

ખોદાતાલાએ પેદા કરેલાં માણુસોમાં એક ભાગ પોતાના વગર તકસીર અને વાંકે દુઃખ અને સંકટ વેઠે, અને બીજો ભાગ સુખ અને ખુશી જુવે એ તો ખોદાના ઇનસાફને ખોટું અને નરસું લગાડનાર ગણુાય. એ તો ખોદાને ફાંટાનો ધણી, પક્ષપાતી, અને ગેરઇનસાફી તરીકે દેખાડનાર ગણુાય. પણુ નહિં ખોદાતાલા તો ઇનસાફ અને રાસ્તીનો ખાવિંદ છે; અપક્ષપાતપણુા અને વાજબીપણુાનો સાહેબ છે; સચ્ચાઈ અને ન્યાયનો માલિક છે. ત્યારે એ સઘળા દેખીતા ફરક અને ગેરઇનસાફનો ખુલાસો ફકત એકજ રીતે થઇ શકે છે અને તે એ કે આ દુનિયા તો ફકત પળવારની, ફકત બે પાંચ ઘડીની છે, ત્યારે ખરી લાંબી જીંદગી તો હવે પછી ભોગવવાની છે. આ દુનિયાની જીંદગી તો ખરેખરી જીંદગીની લાંબી સાંકળમાંની ફકત એક કડી મિસાલે છે. માણુસ જાતની હાલતો અથવા નસીબો વચ્ચે નજરે પડતા એ ફરકો ફકત દેખીતા છે. માણુસ માટે કોઈ હવે પછીની લાંબી જીંદગી છે કે જેમાં એ ફરકો બેમાલમ થશે, એ ફરકોનો ખરો ખુલાસો થશે, એ ફરકોના ભેદો ઉઘાડા પડશે, એ ફરકોના ભરમો જાહેર

પડશે કે એક માણસને તેના કોઇ નહિં વાંક તકસીર છતાં, થોડાંક સંકટ યા મુશ્કેલીમાં મેલ્યો હતો તે શા કારણે હતું. માણસની આ દુનિયાની જીંદગી તો ફક્ત તેની તપાસનું મેદાન છે, તેની પરીક્ષાની જગ્યા છે, તેની કસોટીની રંગભૂમી છે, તેની અજમાયશનું ખેતર છે, કે જે તપાસ, જે પરીક્ષા, જે કસોટી, જે અજમાયશનું પરિણામ તેને બીજી જીંદગીમાં માલમ પડશે. જેમ એક માણસે ઘણી મુશ્કેલી અને સંકટ વચ્ચે આ દુનિયાની કસોટી નીતિ અને જ્ઞાનના માર્ગ ઉપર પસાર કરી હશે તેમ તે તેનો વધુ બદલો પામશે. એક તંદુરસ્ત અને તવંગર માણસ તનનાં સુખ અને પૈસાના બળથી પોતાની એક માણસ તરીકેની ફરજ બજાવી આ દુનિયાની જીંદગી તમામ કરી પોતાના પેદા કરનારની શાબાશી મેળવશે તેના કરતાં વધુ પેલો માણસ મેળવશે કે જેણે, દેહથી દુઃખી અથવા હાથ પગે લૂલો લંગડો જન્મવા છતાં, અથવા પૈસા ટકાથી અરધી અરધીની ગરજ દેખવા છતાં, પોતાની માણસ તરીકેની ફરજ બજાવી હશે. ધન અને દોલતની રેલછેલ વચ્ચે અથવા તંદુરસ્તી અને મન દુરસ્તીની મદદ વચ્ચે કરેલાં ભલાં કામો જેટલાં ઈશ્વરની નજરમાં ઇનસાફ પામશે તે કરતાં વધું, ગરીબાઈ અને ફકીરી વચ્ચે અથવા તન મનની નાદુરસ્ત હાલત વચ્ચે કરેલાં કામો પામશે. એક કરોડપતિની લાખોની સખાવત આગળ એક ફકીરની એક પઇની સખાવત એક સરખો દરજ્જો ભોગવશે. એક તંદુરસ્ત માણસે કરેલાં મોટાં પરોપકારી કામ આગળ એક લૂલા લંગડાએ કરેલું નાનું પરોપકારી કામ એક સરખો હક ભોગવશે. પેલી નોશેરવાન અદલના સંબંધમાં કહેવાતી વાત ઉપરથી મળતો ધડો ઘણાકોને યાદ હશે કે પાદશાહ નોશેરવાને પોતાની દોલતની રેલછેલ સાથે જે ઘંબાર કર્યો તે ઇશ્વરની જેટલી પસંદગી પામ્યો તે કરતાં વધુ તેની ગરીબ રૈયતમાંના બે આંધળા અને લંગડાએ પોતાની ગરીબ ઝુંપડીનું એક બાર વેચી કરેલો ઘંબાર પસંદગી પામ્યો.

એ સઘળાંનું ત્યારે તાત્પર્ય એ છે કે આપણી આ દુનિયાની જીંદગી ફક્ત આપણી તપાસની જીંદગી છે અથવા ડાકટર ડીક કહે છે તેમ કોઇ ભવિષ્યની જીંદગી માટે એક ફક્ત "તૈયાર કરનારો તખતો" (A preparatory scene) છે. માણસ જાતની હાલતો વચ્ચે નજરે પડતા આ દુનિયાની હાલતના ફરકો અજબ ભેદ અને ભરમ ભર્યા છે કે જેઓનો ખુલાસો કોઇ ભવિષ્યની જીંદગી માનવાથી ઘણી ખુલ્લી અને વાસ્તવિક રીતે થાય છે. જેમ એક વિદ્યાર્થી, જે પોતાની પાસે અભ્યાસનાં સાધનો પૂરતા નહિં હોવા છતાં અને પોતાની હાલત અત્યંત ગરીબ અને મુશ્કેલ છતાં, ફતેહમંદીથી અભ્યાસ કરે છે તે બીજો જે એ સાધનો ધરાવે છે તેના કરતાં વધુ સ્તુતિને પાત્ર છે અને જેમ એક વિદ્યાર્થી જે પ્રમાણમાં તે અત્યંત મુશ્કેલ અને અઘરા સવાલોની પરીક્ષા પસાર કરે છે તે પ્રમાણમાં વધુ શાબાશીને લાયક ઠરે છે તેમ આ દુનિયાની જીંદગીમાં એક માણસ જેમ જેમ મુશ્કેલી અને સંકટ વચ્ચે પોતાની એક માણસ તરીકેની ફરજ બજા લાવે છે તેમ તેમ તે પોતાના પેદા કરનારનો વધારે ચાહ અને પસંદગી મેળવે છે. ટુંકામાં કહીએ તો આ જીંદગી માણસ જાતની આખી જીંદગીમાં એક કસોટીનો એક તપાસનો ભાગ છે કે એક ધન તન અને મને ભાગ્યશાલી માણસ પોતાના ભલા ભાગ્યનો કેવો સઉપયોગ કરે છે અને એક કમભાગ્યનો પોતાની ગરીબાઇ અને નાતવાની છતાં પોતાનો માર્ગ કેવી તરેહથી રૂડી રીતે કાપે છે.

વળી એજ બાબતના સંબંધમાં જૂદાં જૂદાં માણસોની હાલતોના ફરક વિષે વિચાર ન કરતાં આ દુનિયાની માણસ જાતની સામાન્ય હાલત ઉપર વિચાર કરીએ. આ દુનિયાની માણસની જીંદગી સામાન્ય રીતે બોલતાં સુખી ન ગણાય. ધનદોલત, તંદુરસ્તી અને મનદુરસ્તીનાં શુભ સાધનો ભોગવનાર માણસને પણ સઘળાં માણસો મિસાલે આ જીંદગીમાં કેવા ફટકા લાગે છે. સઘળાં સુખ અને આરામ વચ્ચે તમારા કોઇ અતલગના ખેશીનું

મરણ તમોને કેવું જમીનદોસ્ત કરશે? એક હરખભર્યા લાડ લડાવનાર બાપ કે વહાલી ગોદમાં દાબનાર મા, એક મોહોબતની ખુશ મેહરમાં રાખનારી મોહોરદાર કે એક ચશમની મિસાલે ભવિષ્યની આશા બાંધેલું ફરજંદ, એક ભાઇપરથી મરી ફીટતી બેન કે એક બાજુ સમાન ભાઇ, એક મેહેરબાન મિત્ર કે અંગીત બેશી મોતના ફટકાને શરણ થઇ આપણું સુખ કેવું બરબાદ કરે છે? માણસ જાતની એ સમાન્ય હાલત છે. ઘણાંક થોડાં હશે કે જેઓને એવા ફટકા ન લાગ્યા હશે. હવે ત્યારે ખોદાતાલાએ માણસ જાત જેવી પોતાની ઊમદામાં ઊમદા પેદાયશની હાલત એવી દુ:ખ ભરી શું કરવા સરજી હશે? એનો જવાબ એજ છે કે તે ઇનસાફના ખાવિંદની કરામતનો ભેદ ભરમ કાંઇ ન્યારોજ છે. તેને માણસ જાત માટે કોઈ બીજી જીંદગી સરજી છે જ્યાં એવી હાલતનો ખુલાસો થશે, જ્યાં એક માત પિતા અને ફરજંદ, ખાવિંદ અને ઓરત, ભાઈ અને બેન, મિત્રો અને બેશી મલશે અને લાંબી હસ્તી ભોગવશે.

એ વિચાર ગરીબોમાંથી અથવા ઊતરતી હાલતવાળામાંથી ચઢતી હાલતવાળા તરફની અદેખાઇનો આતશ બુજવેછે. માણસ માટે કોઇ બીજી જીંદગી છે એવું આકીન માનનાર એક સમજુ ગરીબ પોતાનાથી મોટા તરફ અદેખાઈ ધરાવતો નથી. તે સમજે છે કે "આ દુનિયામાં નજરે પડતા અમારી વચ્ચેની હાલતના ફરકો કાંઈ જાથુકના નથી. આ દુનિયા તો અમારી તપાસનું મથક છે. હું મારી ગમે તેવી ગરીબાઈ છતાં જેવી રીતે મારી માણસ તરીકે ફરજ બજાવીશ તેવી રીતે મારો બદલો મેળવીશ. પેલો તવંગર પોતાનાં સર્વે સુખનાં સાંધનોની કુમકથી જે ભલું કરીને બદલો મેળવશે તેટલોજ બદલો જો હું મારી શકિત પ્રમાણે મારાં મંડળમાં ભલું કરીશ તો મેળવવાને સામર્થવાન થઇશ."

એ પ્રમાણે તે ગરીબ તરફથી મોટા તરફની અદેખાઇનો આતશ બુજાયછે એટલુંજ નહિં પણ તે પોતાની ગરીબાઈમાં સબુરી પકડે છે. તે મનમાં વિચારે છે કે ફિકર નહિં જો તે ગરીબ હોય તો, કંઇ ચિંતા નહિં અગર જો તે મુફલેશ હોય તો કાંઈ મુજાહેકો નહિં જો તે મોહતાજ હોય તો, કોઇ ધાસ્તી નહિં જો તે ફકીર હોય તો, શું થયું જો તે હાજતમંદ હોય તો. તેણે જે તપાસવાનું છે તે ફકત એજ છે કે પોતાની જીંદગીને સ્વચ્છ અને પવિત્ર રાખવી કે તેથી તે આખરે એક પાદશાહના જેવીજ શ્રેષ્ઠ હાલતે ચઢશે અને પોતાનું હમેશનું સુખ, પોતાનું બેહશ્ત પામવાને શકિતવાન થશે.

બીજા હાથ ઉપર વળી એ આકીન એક તવંગરની મગરૂરી તોડે છે અને તેને ગરીબો તરફ માયાળુ થવાને શીખવે છે. એ આકીન તેને શીખવે છે કે જ્યારે એક ભવિષ્યની જીંદગી છે કે જ્યાં ભલો બદલો પામવાનું જેમ તેને માટે તેમ એક ગરીબમાં ગરીબ માટે એકસરખું છે, અને જ્યાં નથી તેની જર દાલત કે ધન ખજાનો કામ આવવાનો પણ એક માણસ તરીકેની ફરજ બજાવવાની તેની સંપૂર્ણતા, તેની સ્વચ્છતા, તેની પવિત્રાઇ, ત્યારે તો ઇશ્વરે તેના બખશેલા પૈસાનાં સાધનથી તેણે બનતાં સૂધી તેના ગરીબ મનુષ્ય ભાઇબંધનું કલ્યાણ કરવું. એ વિચાર તેને પેલી હિંદુસ્થાની કહેવત કે "મએ ગાઉં અને મએજ કુકા લાઉ" એવા એકલપેટા વિચારથી દૂર રાખે છે અને તેને શીખવે છે કે ઇશ્વરે તેને જે દાલતની બક્ષિશ કરી છે તે કાંઇ ફકત તેનાજ એશઆરામ અને મોજશોખને માટે નહિં પણ તેના આડોશીપાડોશીના તેના ગરીબ ભાઇભાંડુઓના એક જાતના હક માટે. એક જાણીતા લખનારની પેલી લીટી કે "દાલતના દરજ્જા તે દળદરના દરવાજા રે" તેનો થોડોક વિચાર ધ્યાનમાં રાખીને તેણે યાદ રાખવું જોઇએ કે ઇશ્વરે તેને આપેલી એ દાલતથી તેની જોખમદારી અને જવાબદારી એક રીતે વધે છે. તેણે

પોતાની મગરૂરી એ વિચારથી તોડવી જોઇએ કે એક ગરીબ યા મુફલેશ આદમી પોતાની આસપાસ પોતાના મનુષ્ય ભાઇબંધોમાં ભલાઈ નહિં પાંથરશે તો તે ખોદાની નજરમાં એટલો તકસીરવાર નહિં ઠડશે, કારણ કે તે બિચારા પાસે પોતાની નાચારીને લીધે તેમ કરવાનાં સાધનો થોડાં છે; પણ તે પોતે તો તકસીરવાર ઠડશે કારણ તેની પાસે એવાં સાધનો હોવા છતાં એકળપેટાઇથી તેણે તેમ કર્યું નહિં.

---

# બાબ ચોદમો.

## દલીલ તેરમી.

### પદાર્થના અવિનાશીપણા (Indestructibility of matter) ઉપરથી દલીલ.

આ પૃથ્વિનો પદાર્થ કુદરતના ત્રણ ગંજાવર ભંડારો—જમીન હવા અને પાણી—માં વેંહેંચાઇ ગયો છે. એ પદાર્થનાં મૂળતત્વો કદી નાશ પામતાં નથી. તેઓ જમીન, હવા યા પાણીમાં એક યા બીજે રૂપે હમેશાં હેયાત રહે છે. આપણે કહીએ છીએ કે આ પૃથ્વિ ઉપર દરેક ચીજનો છેડો આવે છે. સાધારણ રીતે જોતાં એ બોલવું તદન ખરૂં છે પણ કુદરતી વિધાની નજરે જોતાં એ બોલવું ભૂલ ભરેલું છે. ખરૂં છે કે દરેક ચીજના નજરે પડતા રૂપનો છેડો આવે છે પણ તે ચીજ તે રૂપનો છેડો આવ્યા પછી એક યા બીજું રૂપ લે છે. ચીજો ગમે તેવા ફેરફારો યા રૂપોમાંથી પસાર થાય તોપણ તેનાં મૂળતત્વો તો હેયાતજ રહે છે તેઓ કદી નાશ પામતાં નથી. આ હાડમંદ દુનિયામાં નાશ ચાલુ છે. પણ તે નાશ પદાર્થનાં મૂળતત્વોનો ફકત એક જાતનો ફેરફાર છે, એક રકાબીમાં મેલેલો બરફનો કડકો થોડીક વારમાં પીગળીને પાણી થઈ જાય છે. તે પાણી વધુ વખત પડી રહેતાં સૂકાઇ જાય છે. એ

પ્રમાણે પેલો બરફનો કકડો નાશ પામ્યો, તેનો છેડો આવ્યો, તે એમાલમ થઈ ગયાં, પણ તે છતાં તે હૈયાત છે. તે બરફનો પદાર્થ જો કે બરફના રૂપમાં હૈયાત નથી તોપણ વરાળરૂપી પાણી તરીકે તે હવામાં હૈયાત છે. પાણી જે બરફ તરીકે બંધાઇ ગયું હતું તે પાછું પાણી રૂપમાં બદલાઈ ગયું અને પછી વળી પાછું વરાળરૂપમાં બદલાઇને ઊડી ગયું. એ બરફનો કકડો તમારી નજર આગળથી દૂર થઇ ગયો, તેનો છેડો આવી ગયો, પણ એજ કકડાનો મૂળ પદાર્થ કદાચ પાંચ પચીશ દહાડામાં તમારાથી હજારો મૈલ દૂર આવેલા હિમાળય પર્વતના શિખર ઉપર પાછું પોતાનું અસલ બરફ રૂપ લેશે અથવા કદાચ એકાદ બે મહિનામાં તમારા એકાદ આઇસ બનાવવાના કારખાનામાંજ પાછું બરફનું રૂપ લેશે અથવા કદાચ એક બે મહિનામાં પાછું પાણીનું રૂપ લઇ તમારાજ તરસા હોઠ ભીંજવશે, યા તમારાજ રસોઇખાનામાં તમારો ખોરાક પકાવશે અથવા વરાળ રૂપમાંજ રહી કદાચ તમારા ઘરમાં તમારા નીમકને પસરાવી નાંખશે અથવા તમને શરદી લગાડી બિમાર કરશે. એ સાધારણ દાખલો દેખાડે છે કે આ પૃથ્વિની કોઇ પણ ચીજનો પદાર્થ નાશ પામતો નથી. તે ચીજ નાશ પામે છે પણ તેનો પદાર્થ એક યા બીજે રૂપે સંયુક્ત વસ્તુઓ તરીકે યા મૂળતત્વો તરીકે હૈયાત રેહેશે. તે પદાર્થ અનંત જમાનાથી હૈયાત હતો અને અનંત જમાના ( અથવા અવસ્તા ભાષામાં બોલીએ તો ઝરવાન અકેરેન) સૂધી હૈયાત રહેશે વિદ્વાન લાવોઆઝીયેએ (Lavoisier) પાયો નાંખેલા રસાયણશાસ્ત્રે એ બાબત ખાતરીપૂર્વક સિદ્ધ કરી છે.

હવે એ બાબતનો આપણ માણસ જાતના સંબંધમાંજ વિચાર કરો. માણસ જે શરીર અને આત્માનું બનેલું છે તેના શરીરની વ્યવસ્થાનો વિચાર કરો. માણસ મરણ પામે છે કે તેના શરીરનું પૃથ્થકરણ ચાલવા માંડે છે, અને રસાયણી ક્રીયા તે ઉપર અસર શરૂ કરે છે. પાણી, ચૂનો, ફૉસફરસ, લોખંડ, સીલેક્ષ, અને

એવા બીજા પદાર્થો જેથી આપણું શરીર બનેલું છે તે પદાર્થો એક યા બીજા રૂપમાં બદલાઇ માટી સાથે મળી જાય છે, અને કાર્બોનિક એસીડ, હાઇડ્રો સલફ્યુરીક અને એમોનીએક જેસો અથવા પાણીની વરાળ જેવા સંયુકત પદાર્થો ઉત્પન્ન થાય છે. એ પદાર્થો હવામાં ભેળાઇ જાય છે અથવા જમીનની ભીનાશમાં ચૂસાઇ જાય છે. હવામાં ભેળાઇ ગયલી જેસો આકાશપરથી પડતા વરસાદના પાણીમાં ચૂસાઇ જઇ પાછી જમીનપર આવેછે. ઝાડપાન પોતાનાં મૂળિયાંઓ મારફતે જમીનમાંથી જે પાણી પોતાના પોષણ માટે ખેંચેછે તે પાણી સાથે એ પદાર્થો પણ ઝાડપાનના ઉધરભાવમાં મદદ કરે છે. એ પ્રમાણે જો કે માણુસનું શરીર નાશ પામેછે તોપણ તેના મૂળ પદાર્થો એક યા બીજે રૂપે હેયાત છે અને કુદરતમાં પોતાનું કામ ચાલુ રાખે છે. માણુસના શરીરમાંથી બનેલા સંયુકત પદાર્થો ઝાડપાનના પોષણ માટે પાછા કામ લાગે છે. એ ઝાડપાનો અને ચારા ઉપર જાનવરો જીવેછે, જે જાનવરોના માંસનો પાછો માણુસ ભક્ષ કરેછે. હિંદુઓ માંસનો ભક્ષ કરતા નથી તે જાનવરહત્યા ન કરવાના વિચારથી કહો કે આત્માના જૂદા જૂદા અવતારોના આકીનને લીધે કહો કે તે કતલ કરેલા જાનવરમાં કોઇ પૂર્વજોનો આત્મા હોય અને તેથી તેઓ પોતાના વડવાઓને ભક્ષ કરવાના વાંકમાં આવે. એઓનો અવતારનો એવો વિચાર ખરો હોય કે નહિં પણ કુદરતી વિદ્યાના સંબંધમાં બોલીએ તો માસ ખાનારાં માણુસો અલબત એક રીતે પોતાના વડવાઓનો ભક્ષ કરે છે. હિંદુઓ જેઓ માંસ ખાતા નથી પણ ફકત ભાજી તરકારી ઉપર જીવે છે તેઓ પણ કુદરતી વિદ્યા પ્રમાણે એ દોષથી મોકળા નથી. માણુસ જાતનું શરીર જે પદાર્થોનું બનેલું છે તે પદાર્થો માણુસના મરણ બાદ આપણે ઉપર જોયું તેમ મટ્ટી, હવા અને પાણી સાથે મળી જઈ ઝાડપાનને પોષણ દે છે જે ઝાડપાન ઉપર પાછા આપણે જીવીએ છીએ. એ રીતે વિચાર

કરતા ત્યારે માણુસ જાત પોતાના વડવાઓને ખાય છે એ કહેવું એક રીતે ખોટું નથી. કુદરતી વિદ્યાની ફિલસુફી પ્રમાણે તે સંભાવિક છે. માણુસનું શરીર એ પ્રમાણે જે ફેરફારોમાંથી પસાર થાય છે તે પ્રમાણે કુદરતમાં દરેક સેંદ્રિય (organic) પદાર્થ પસાર થાય છે જે ઉપરથી માલમ પડે છે કે આ પૃથ્વીમાં કોઇ પણ પદાર્થનો સમુળો નાશ થતો નથી. વળી કુદરતી વિદ્યા ફક્ત એટલુંજ શીખાડતી નથી કે શરીરના પદાર્થો એક યા બીજે રૂપે હૈયાત છે, પણ તે વળી વધુ એ દેખાડે છે કે મરણ બાદ આખું શરીર પણ જમાનાના જમાના સૂધી રહી શકે છે. જો શરીરને ઝીરો દીગ્રી ગરમીના પ્રમાણે જાળવી રાખ્યું હોય અથવા હવા આવ જા થઈ શકે નહિં એવી (air-tight) જગ્યાએ જાળવી રાખ્યું હોય, અથવા કોહોવાટ અટકાવનારા પદાર્થો (antiseptics)થી તેને ભરી રાખ્યું હોય, કે જેમ અસલી ઈજીપશિયનો કરતા હતા, તો તે ઘણા જમાના સૂધી જળવાઈ રહે છે. માણુસના શરીરની અંદર ઈંડાંની સફેદી જેવો જે પદાર્થ (albumen) છે તે પદાર્થને રસાયણી પદાર્થોથી ઘટ બાંધી નાંખવાથી શરીરમાં કોહોવાટ ચાલતો નથી અને શરીર સચવાઈ રહે છે. એજ પ્રમાણે શરીરને આઈસનાં પડો વચ્ચે અથવા ઝીરોના ગરમીના પ્રમાણુની હવામાં જાળવી રાખવાથી કોહોવાટ અટકે છે. ભૂસ્તરના શાસ્ત્રીઓ એ વર્ગ કરેલા એક ઘણા પુરાના જમાનામાં (Quaternity period) માં એ કારણને લીધે મેમોથ અથવા મરણ પામેલા હાથીઓ જળવાઇ રહ્યા છે. એવો એક હાથી સને ૧૮૦૨માં લીના નદીના બરફથી બંધાયલા કિનારા ઉપરથી મળ્યો હતો. વિદ્વાનો એ હાથીની બનાવટ ઉપરથી કહે છે કે તે આસરે લાખ વરસ ઉપર મરણ પામ્યો હશે. એ હાથીના માંસ ઉપર માછીઓએ ઉજાણી કરી હતી.

માણુસના શરીરના કોઇક ભાગો, ઉપર પ્રમાણે જે વનસ્પતિક અથવા જાનવરી દુનિયાના ઉધરભાવમાં ભાગ નથી

લેતા તો કોઇ બીજી હાલતમાં પણ હૈયાત જાયુક રહેછે. મહાત્મા શેકસપિયરના જગપ્રસિદ્ધ હેમલેટના નીચલાં શબ્દો જોકે દીવાનાપણાની હાલતમાં–પછી તે દીવાનાપણું એક ઢોંગ હોય કે ખરૂં હોય—બોલાયલા છે, તોપણ તે એવા વિચારની ફિલસુફીથી ભરપૂર છે. તે પોતાના મિત્ર હોરેશિયો સાથે કમનસીબ ઓફિલિયા માટે તૈયાર થતી કબરવાળા ઘોરસ્થાનમાં આવી પહોંચી મરણ વિષેના ગંભીર અને ફિલસુફી ભર્યા વિચારોમાં દાખલ થઇ કહે છે કે

To what base uses we may return, Horatio? Why may not imagination trace the noble dust of Alexander till he find it stopping a bunghole? ......Alexander died, Alexander was buried, Alexander returneth into dust; the dust is earth; of earth we make loam; and why of that loam, whereto he was converted, might they not stop a beer-barrel?

Imperious Cæsar, dead and turn'd to clay,
Might stop a hole to keep the wind away;
Oh, that that earth, which kept the world in awe
Should patch a wall to expel, the winter's flaw.

અર્થ—" ઓ હોરેશિયો ? આપણે કેટલા હલકા ઉપયોગમાં પાછા આવીશું ? આપણી કલ્પના શું સિકંદરની ઉમદા મીટ્ટીને એક પીપનો દાટો પૂરી નાંખવાની હાલત ઉપર આવેલી જુવે નહિં ? સિકંદર મરી ગયો, સિકંદરને દાટયો, સિકંદરનું શરીર મટ્ટી થઇ જાય છે, તે મટ્ટી મટોડી સાથે મળી જાય છે, તે મટોડીની આપણે પોચી માટી બનાવીએ છીએ, અને તે માટી જેમાં તે ( સિકંદર એક પછી એક ) બદલાઇ ગયો તે માટીથી શું એક બીરનું પીપ બંધ કરવામાં નહિં આવે ?

બાદશાહી સીઝર મરણ પામ્યા પછી અને મટ્ટી થઇ ગયા પછી પવન અટકાવવા માટે એક નાકું પૂરી નાંખવાના કામમાં કામ લાગી શકે. અરે ! અફસોસ તે માટી જે એક વખત આખી

દુનિયાને ધ્રુજાવતી હતી તે શિયાળાના પવનને અટકાવવા માટે એક દીવાલનું ગાબડું પૂરવાના કામમાં લાગે!"

એ પ્રમાણે ત્યારે જ્યારે આપણે જોઇએ છીએ કે આ દુનિયામાં કોઈ પણ પદાર્થનો સમુળો નાશ નથી અને આપણું શરીર જોકે તે તેના હાલી રૂપમાં નાશ પામે છે તોપણ તેના પદાર્થોમાં એક યા બીજે રૂપે હૈયાત રહે છે ત્યારે આપણો આત્મા જે શરીર સાથે એક માણસને બનાવે છે તેનો સમુળો નાશ કેમ થાય? જ્યારે શરીરનો પદાર્થ અનંત જમાનાથી હૈયાત હતો અને અનંત જમાના સૂધી હૈયાત રહેશે ત્યારે તેની સાથેનો આત્મા નાશ કેમ પામે? કોઇ માણસ પચીશ ત્રીશ વર્ષની ઉમરે તો કોઈ ચાલીશ પચાશની ઉમરે મરણ પામે છે. કોઇ નાની કુમળી વયે મરણ પામે છે. ગણત્રી કરી છે કે જન્મ પામેલામાંથી પા ભાગ સાત વર્ષની ઉમરમાં મરણ પામે છે, અને અરધો ભાગ ૧૭ વર્ષની ઉમરમાં મરણ પામે છે, અને બાકીના ઓછી વધતી લાંબી જીંદગી ગુજારે છે, પણ માણસની જીંદગીની સરાસરી કાઢતાં તે તેત્રીશ વર્ષ જીવે છે. હવે ત્યારે, જ્યારે માણસના શરીરના પદાર્થો અનંત જમાના સૂધી એક યા બીજા રૂપમાં હસ્તી ભોગવે ત્યારે શું આત્મા જે તે શરીરનો સાહેબ છે જે બુદ્ધિ, મનોભાવ, અને મરજીનો માલેક છે તે શું તેત્રીશ વર્ષની સરાસરી જીંદગીના ટુંકા અરસામાં નાશ પામે? કદી નહિં. જેમ શરીરનો પદાર્થ પોતાનું રૂપ બદલી એક યા બીજે રૂપે હૈયાત રહે છે તેમ આત્મા પોતાનું આ જહાંનનું મકાન, એટલે કે આએ ખાકી શરીર તજી બીજી જીંદગીમાં કોઇ બીજા પ્રકારે હૈયાતી ભોગવે છે. કશાનો સમુળો નાશ થતો નથી. લેવોઆઝરે સ્થાપેલા રસાયણશાસ્ત્રની ફિલસુફી જેમ શીખવે છે કે માણસના શારીરિક પદાર્થોનો નાશ નથી તેમ નીતિની ફિલસુફી શીખવે છે કે આત્માનો નાશ નથી. જેમ માણસનું શરીર તેનાં મૂળ પદાર્થોએ થોડો વખત અખત્યાર કરેલું એક રૂપ છે તેમ આત્માની આ દુનિયાની મુસાફરી ફકત થોડો

વખત અખત્યાર કરેલી એક હાલત છે. એ હાલત જાથુક નથી, એ હાલત થોડા વખતની છે.

આ પૃથ્વિમાં પદાર્થનો કદી નાશ થતો નથી તે આ પૃથ્વિ-ઉપર જે મોટા ફેરફારો ચાલે છે તે ઉપરથી આપણે જોઈએ. એ ફેરફારો ઉપર નજર કરતાં દીસે છે કે એક બારીકમાં બારીક રજકણનો પણ કેથે નાશ થતો નથી. વધારે સંભવિક દીસે છે કે આખા જગતમાં તે કીરતારની પૈદાયશનો વિસ્તાર વધતો જતો હશે પણ એક રજકણ પણ તદન નાશ પાંમતું, તદન નીસ્તીમાં જતું દીસતું નથી. જગતમાં હજારો અને લાખો ફેરફારો મોટા પાયાઉપર ચાલું છે. તમારા ખગોલ વિદ્યાર્થી સાથે આકાશના ઊંચા ભાગોમાં નજર કરો. તમે જોશો કે સૂર્યનાં ધાબાંમાં, બૃહસ્પતી ગ્રહની આસપાસના પટાઓમાં, ચંદ્રની સપાટીમાં, અને શનિશ્ચરની આસપાસ વીંટાયલા કુંડાળાંમાં ફેરફારો ચાલુ છે પણ એક રજકણનો પણ નાશ નથી. એક મોટામાં મોટો પૂછડીઓ તારો જેનો પદાર્થ એટલો હલકો, પાતળો, અને બારીક છે કે તેની પૂછડીમાંથી એક વખત આપણી પૃથ્વી પસાર થઇ હતી અને જેનો પદાર્થ એટલો તો બારીક છે કે તે સઘળાને તમે એક બાટલામાં ભરી શકો, તેવા તારાના એવા હલકા પદાર્થની પણ કોઈ રજકણ જગતમાં નાશ પામતી નથી. આકાશ ઉપરથી નીચે ઊતરી એક વાયુચક્ર શાસ્ત્રી સાથે હવામાં નજર કરો. તે તમને દેખાડશે કે તમારી પૃથ્વિ ઉપરથી દરરોજ લાખો ગેલન પાણી બાફીકરણ મારફતે વરાળરૂપે ઊડી જઇ બેમાલમ થાય છે, પણ તે બેમાલમ થયલું પાણી નીસ્તી પામતું નથી. તે પાણી વરાળરૂપે હવામાં અનદીઠ રહેછે તો કોઇક વાર તરત ધુમસ અથવા વાદળાં રૂપે નજરે પડછે. વળી પ્રવાહીરૂપ પકડી તે દવ તરીકે પાછું જમીન ઉપર પડે છે અથવા હવાના પ્રવાહો સાથે એક જગ્યાએથી બીજી જગ્યાએ ઘસડાઇ વરસાદ તરીકે પાછું પડે છે યા બરફ તરીકે પહાડોનાં શિખર ઉપર બંધાઈ જાય છે. તે પહાડે

ઉપરનું બરફ પીગળી તમારી નદી અને નાળાં બનેછે. એ નદી નાળાં એકમેક સાથે જોડાઇ અર્દવી યા ઝરફસાન સમાન અથવા ગંગા યા સિંધુ સમાન ગંજાવર નદીઓ બને છે. એ નદીઓ સેંકડો અને હજારો મૈલનો વિસ્તાર કાપી દરિયાને આવી મળેછે કે જ્યાંથી લખો ગેલન પાણી આપણે ઉપર કહ્યું તેમ વરાળ રૂપે ઊડી હવામાં ગેબ થઇ જાય છે. એ પ્રમાણે વરાળરૂપી પાણી પોતાની ગેરદેશ તમામ કરી જે મૂળમાંથી નીકળ્યું હતું તે મૂળમાં પાછું આવી મળે છે. પણ એમ કરતાં તેનું એક બારીકમાં બારીક ટીપું પણ નીસ્તી પામતું નથી.

હવામાંથી ઊતરી તમારા ભૂતળ વિદ્યાર્થી સાથે તમારો પૃથ્વિ ઉપર નજર કરો. ઓ! કેવા ગંજાવર ફેરફારો તમે જોશો. હવા અને વરસાદની અસરથી તમારા પહાડો ધોવાઇને દર સાલ લાખો ટન માટી દરિયામાં આવી પડે છે અને જ્યાં પાણી હતું ત્યાં જમીન બનાવે છે અને જ્યાં જમીન હતી ત્યાં પાણી બનાવે છે. તમારા પહાડો ધોવાઈ ધોવાઇ ભૂકો થઇ જાય છે. તમારા દરિયા પૂરાઇ પૂરાઇ જમીન બને છે. તમારા ટાપુઓ ધોવાઈ ધોવાઈ પાણીમાં ડુબી જાય છે. તમારા દરિયામાં નવા ટાપુઓ બાહાર નીકળી આવે છે. આજે જ્યાં જમીન ત્યાં કાલે પાણી, અને આજે જ્યાં પાણી ત્યાં કાલે જમીન. કોણ જાણે છે કે દરિયા કિનારે તમારે પગે કચડાતો એક રેતીનો દાણો કોઇ લખો વર્ષ ઉપર એક હિમાલય સમાન બુલંદ અને ગંજાવર પહાડ હશે. 'અએ તારી શી બિસાદ છે' એમ દરિયાને તુચ્છકારતો દરિયાની સપાટીથી ૫ મૈલની ઉંચાઇએ મગરૂરીથી ડોક કાઢી ઊભેલો તમારો હિમાલય એક વખત તેજ દરિયાના ખળભડાયલા પણ નરમ મોજા હેઠળ દરિયાઈ જાનવરો અને વનસ્પતિ સાથે મોજ મારતો હતો. પણ એવા હેબતનાક અને ગંજાવર ફેરફારો વચ્ચે શું એક રજકણ પણ તદન નીસ્તી પામે છે? કદી નહિં.

તમારી પૃથ્વિની સપાટીની તપાસ કરી તમારા ભૂતળ વિદ્યાર્થીની પાંખડી છોડી દઈ એક ભૂરચના શાસ્રીની પાંખડી પકડો

અને જમીનનાં માંહેલાં પડોમાં નજર કરો. ધરતીકંપ અને બળતા પહાડોના દેહેશતનાક બનાવો ઉપર તે તમારૂં પેહેલું ધ્યાન ખેંચશે અને આ ધરતીમાતાના પેટામાં શા શા બનાવો બને છે તે તમોને દેખાડશે અને કહેશે કે ૧૯ મી સદીની અગણિત શોધો છતાં કહેવું અસંભવિત છે કે એ માતા પોતાનું પેટ ફાડી કાલે શું બચ્ચાંને જન્મ આપશે. તે કહેશે કે આપણું કચ્છનું રણ અને આફ્રિકાનું સહરાનું જંગલ એ ધરતીમાતાના પેટના દુખારાનું કોઈ પરિણામ છે. એ રણ અને જંગલની જગ્યાએ એક વખત દરિયો હતો તે આજે જમીન થઇ છે. એજ ભૂરચનાશાસ્ત્રી કહેશે કે હિમાલય જેવા ઉંચા પહાડની ટોંચ ઉપર નજરે પડતાં કેટલાંક દરિયાઈ જાનવારોનાં હારબંદ પડો ઉપરથી દીસે છે કે એ ભાગ એક વખત દરિયાની હેઠળ હશે. એવા મોટા ફેરફારો છતાં એઓમાંથી એક બારીકમાં બારીક ભાગ પણ નીસ્તી પામે છે? નહિં, કદી નહિં.

આકાશ, હવા, જમીન અને જમીનની માંહેલા ભાગોની તપાસ તમામ કરી પૃથ્વિની સપાટી ઉપર બીજા શાસ્ત્રીઓ સાથે નિવા કરો તો તમો અજબ ફેરફારો જોશો પણ કયે તદન નાશ અથવા નીસ્તી નહીં જોશો. એક ઇંચના બારીક ભાગ જેટલા કદના બીમાંથી કબીર વડ જેવું એક આખી છાવણીને આશરો આપનાર દરખત ઉગી નીકળે છે. એક બારીક ઇંડાંમાંથી એક નાનો પેટે ચાલતો કીડો ઉત્પન્ન થાય છે, જે થોડો વખત નિર્જીવ કોટલા સમાન પડી રહી તેમાંથી એક સુંદર પતંગીઉં પેદા કરે છે. તમારી નજર સનમુખ એક કોલસાનો કડકો બળે છે. તેનો કેટલોક ભાગ ગેસ તરીકે ઉડી જાય છે અને થોડો ભાગ રાખ તરીકે રહી જાય છે. એ પ્રમાણે ફેરફારો ઉત્પન્ન થાય છે પણ એઓમાં શું એક રતિભાર પદાર્થ પણ તદન નાશ યા નીસ્તી પામે છે? ના, કદી નહિં.

એ પ્રમાણે ત્યારે જ્યારે આ ઓહોળી કુદરતમાં નાના ફેરફારથી ગંજાવરમાં ગંજાવર ફેરફારો ચાલુ છે પણ એક રજ-કણની પણ નીસ્તી આવતી નથી ત્યારે શું એ સંભવિત છે કે માણસ જાતનો આત્મા જે તેની બુદ્ધિ, મરજી, અને મનોભાવનો માલિક છે તે નાશ પામે? નહિં. માણસનો આત્મા પણ એક ફેરફારમાંથી પસાર થાય છે. તે પણ અનંત અને અમર છે. તે ફકત આ દુનિયાની પોતાની થોડો વખત અખત્યાર કરેલી હાલત છોડી કોઈ બીજી ભવિષ્યની હાલતમાં પસાર થાય છે. જેમ પેલું પતંગીઊં એક બારીક ઈંડામાંથી પેહેલાં પેટે ચાલતા કીડાનો અવતાર લઈ થોડો વખક ખોખાની પેઠે નિર્જીવ પડી રહે છે અને પછી એક સુંદર અને ખુશનુમા પતંગીઆ તરીકે આકાશ ભણી ઊડે છે. તેમ આપણો આત્મા પણ આ દુનિયાની જીંદગી જે કીડા સમાન છે તે ખલાસ કરવા બાદ આપણા નિર્જીવ કાલબુતને આ દુનિયામાં મેલી કોઈ નવી હાલત અખ-ત્યાર કરી પોતાના પેદા કરનાર તરફ ઊડી જાય છે.

એમપ્રમાણે ત્યારે જ્યારે કુદરતના ખાવિંદની ઓહોળી રચ-નામાં નીસ્તી કેયે છેજ નહિ, જ્યારે હજારો અને લાખો ફેર-ફારો—પછી તેઓ ગમે તેટલા બારીક હોય કે ગમે તેટલા મોટા હોય તેઓ—માં પદાર્થનો સમુળો નાશ નથી, ત્યારે તે પદાર્થ ઉપર પોતાની બુદ્ધિ, મરજી અને મનોભાવથી સાહેબી ભોગવનાર માણ-સના આત્માનો સમુળો નાશ કેમ હોય? શું આ દુનિયાનો પદાર્થ હમેશાં એક યા બીજે રૂપે કાયમ રહે પણ તે પદાર્થને રંગ અને રૂપ આપનાર શોભા અને સુંદરતા આપનાર માણસનો સમુળો છેડો આવે? શું પદાર્થ હમેશાં કાયમ રહે પણ તે પદાર્થના ગુણો અને ખાશિયતો જાહેરમાં લાવી તે પદાર્થને પેદા કરનારની કીર્તિને રોશન અને દીપતી કરનાર અને તેમ કરીને તેની કરા-મતને વધુ પિછાનનાર માણસનો સમુળો અંત આવે?

શું આગ્રાનો તાજમેહેલ દેશોદેશના મુસાફરોથી આફ્રિન આફ્રિનના પોકારો સાંભળતો આજે ઊભો રહે પણ પેલી મુમતાઝ બેગમ જેણીના તરફના મોહોબત ભર્યા પ્યાર માટે શાહજેહાંને તે બાંધ્યો હતો તેણીના આત્માનો સમુળો નાશ થાય ? શું આ-કાશ સાથે વાત કરતો દિલ્લીનો કુતુબ મિનાર જોનારને હેરત પ-માડતો ભાગી તૂટી હાલતમાં નાચ અને નખરાં સાથે ઊભો રહે પણ તેને ઊભો કરનાર પેલા ગુલામી પણ અસરાફી પાદશાહ કુતુબુદ્દીનના આત્માનો તદન નાશ થાય ? કુતુબુદ્દીન કે જે જો કે ગુલામી હાલત ઉપરથી પાદશાહી હાલતે પહોંચ્યો હતો તો પણ દરરોજ ખોદા સનમુખ સર નમાવી પોતાની આગલી હા-લત યાદ કરતો હતો. કહે છે કે દરરોજ તે પોતાના એકાંત ખાનગી ઓરડામાં જઈ પોતાનો પાદશાહી પોષાક ઊતારી ગુલામી વસ્ત્ર પેહેરતો અને ઘુંટણ મંડીએ પડી પોતાના પેદા કરનારને યાદ કરતો. એક વખતે તેને એક શખ્સે એમ કરતાં જોઇ ખુલાસો પૂછતાં તેણે કહ્યું કે એમ કરી હું મારી આગલી ગુલામી હાલત યાદ કરૂં છું અને હાલનીહાલત માટે ખોદાનો આભાર માનું છું. ત્યારે પોતાને બુલંદ હાલતે પહોંચાડવા માટે ખોદાતાલાનો આભાર માનનાર કુતુબુદ્દીન બાદશાહનો શું તદન અંત આવે જ્યારે તેણે ઊભો કરેલો સ્તંભ હજુ મૂછી ઊભો રહે ? શું ઈજીપ્તની નામિચી પિરામીડો હજારો વર્ષોબાદ હવા અને પાણી સામે ટકી રહે પણ જે નામિચા પુરૂષોના કાલબુતોને 'મમી' કરી એમાં રાખ્યાં હતાં તેઓના આત્માનો સંપૂર્ણ છેડો આવે ? શું તખ્તે જમશીદ યા નકશે રૂસ્તમનાં નામિચા અને નાદેર મકાનો હજારો વર્ષ બાદ જોકે બીસમાર હાલતમાં તોપણ હેરત પમાડતાં આજે ઉભાં રહે, પણ તેઓને ઉભાં કરનાર પ્રસિદ્ધ ઈરાની પાદશાહોનો અંત આવે ? શું બેહીસ્તુનની નામિચી ખીલાશેકી તખતીઓ જમાનાની મોટી ગેરદશો બાદ શું દેશીઓ કે પરદેશીઓને પોતાની સનમુખ ખેંચતી આજે ઉભી રહે પણ તેને કોતરાવનાર મહાત્મા દારાયસ

જેની કીર્ત્તિની તે નોંધ લે છે તેનો આત્મા નીસ્તી પામે ? પોતાનું નામ અને કીર્તિ ભવિષ્યમાં જળવાઇ રહે તેને માટે અતિશય કાળજી રાખનાર એ પાદશાહ પોતાની બેહીસ્તુનની જાણીતી તખતીની ચોથી હારમાં એ તખતી જાળવી રાખનાર અને તેને જાહેરમાં લાવનારને અવસ્તાની રૂઢીને મળતી દુવા દે છે કે "જો તું આ તખતી જાહેરમાં લાવે તો હોરમજદ તારો યાર થજો, તારે ત્યાં ફરજંદોની વૃદ્ધિ થજો અને તું લાંબી જીંદગી ગુજારજે." તખતી છૂપાવનારને તે કહે છે કે "જો તું આ લેખ છૂપાવે તો તારાં કામોનો લેખ પણ મા લેવાતો. હોરમજદ તારો દુશ્મન થજો અને તું ફરજંદ વગરનો રહેજે." એજ પ્રમાણેની થોડાક વધારા સાથેની દુવા એ પાદશાહ એજ હારમાં પાછળથી તે ધણીઓને દે છે કે જેઓ એની તખતી ખરાબ નહિં કરે પણ સામી બચાવે અને કદુવા તે ધણીઓને દે છે કે જેઓ એની તખતીઓને ખરાબ કરે અને નુકસાનથી બચાવે નહિં. હવે ત્યારે શું એ નામિચી તખતીઓ કાયમ રહે પણ પોતાના મરણ બાદ ભવિષ્યમાં પોતાનું નામ અને કીર્ત્તિ કાયમ રહે તેને માટે કાળજી રાખો તે નકશીઓને કોતરાવનાર પાદશાહ ભવિષ્યમાં કોઈ જીંદગી નહિં ગુજારે પણ નીસ્તી પામે ? શું એ તખતીઓ હેયાત રહે પણ એ પાદશાહની ખાહેશ મુજબ એ તખતીઓને જાહેરમાં લાવનાર ગ્રોટેફીન્ડ અને રોલીન્સન, લાસેન અને વેસ્ટરગાર્ડ ઉપર "હોરમજદ તારો યાર થજો તારે ત્યાં ફરજંદની વૃદ્ધિ થજે અને તું લાંબી જીંદગી ગુજારજે" એવી દુઆ ગુજારવા માટે એનો આત્મા કોઇ બીજી જીંદગીમાં હેયાત નહિં રહે ?

શું ગાથાનાં લખાણો અને અવસ્તાનાં ભણતરો દીન દુશ્મનો અને દેશ દુશ્મનોની જંજાળો અને આફતો છતાં આજે પારસીઓના હાથમાં હેયાત રહે પણ તેઓને લખનાર પેગંમબર જરથોસ્ત અને તેના શાગિર્દોના આત્માઓ અમર નહિં રહે ? શું યુનાનની કીર્ત્તિની નોંધ લેનાર ઇલિયડ કેતાબ અને ઇરાનની

જાહોજલાલીને રોશન કરનાર શાહનામું આજે ઘણાઓનું દિલ રીઝવે પણ તેઓને લખનાર હોમર યા ફીરદોશીનો સમુળો નાશ થાય ! ડા૦ માર્ટિનોના શબ્દોમાં આપણે પૂછીએ કે "Can a word that is immortal come from a speaker that is mortal?" "શું અમર રહી ગયલા શબ્દો ફક્ત થોડો વખત હૈયાતી ભોગવનાર બોલનાર તરફથી આવી શકે ?" એક તાજ મેહેલ કે એક કુતુબમિનાર એક પિરામીડ કે એક બેહીસ્તુન હૈયાત રહે પણ તેઓ સાથે સંબંધ રાખનાર એક મુમતાજ બેગમ કે એક કુતુબુદીન એક ફેરો કે એક દાર્યવુશ અમર નહિં રહે ? એક ગાથા કે એક અવસ્તા, એક ઇલિયડ કે એક શાહનામું હૈયાત રહે પણ તેઓને જોડનાર એક જરથોસ્ત કે એક ફ્શઓસ્તર, એક હોમર કે એક ફીરદોશી અમર નહિં રહે ? એમ માનવું તેટલુંજ બીહુંદું છે, કે જેટલું એ માનવું છે કે આ બોહોલી અને પહોળી પૃથ્વી હૈયાત છે, તેની સાથેના ગ્રહો હૈયાત છે, તેનું આખું સૂર્ય મંડળ હૈયાત છે, બીજાં તેના જેવાં સૂર્ય મંડળો હૈયાત છે, આખું જગત આખી સૃષ્ટિ હૈયાત છે પણ તે સઘળાંને બનાવનાર, તે સઘળાંને ચલાવનાર, તે સઘળાંને નિભાવનાર ઇશ્વર હૈયાત નથી.

આ દલીલમાં હાથ ધરેલી બાબતને મળતા વીચાર ઉપરથી પ્રોફેસર એડવીન આર્નલ્ડ કુદરતી વિદ્યાના જે અભ્યાસીઓ પોતાની માનીતી વીદ્યાની શીખવણીથી ઉલટા જઇ એ બાબે શક ધરાવેછે તેઓ માટે કહેછે કે

"And perhaps the most foolish are those who, following the ardent researches of science learn so little at the knees of their "star eyed" mistress as to believe those forces which are called intellect, emotion and will, capable of extinction, while they discover and declare the endless conservation of motion and matter"

એટલે “અને કદાચ ઘણા બીવકૂફો તેઓ છે કે જેઓ વિદ્યાની આતુર શોધોની પૂઠે ચાલી તેઓની રોશન આંખવાળી માનીતી વિદ્યાના ઘુંટણ આગલ એટલું તો થોડું શીખે છે કે તેઓ એમ માને છે કે તે શક્તિઓ કે જેઓ બુદ્ધિ, મનોભાવ, અને મરજી તરીકે જણાયલી છે તે નીસ્તીને પાત્ર છે જ્યારે તેઓ શોધ કરે છે અને જાહેર કરે છે કે ગતિ અને પદાર્થ અંત વિના ચાલુ અને ચાલુ રહે છે.”

પણ વળી યાદ રાખવું જોઇએ કે આપણે આ દલીલમાં તકરારને ખાતર આત્માને નજદીક શરીર સાથે એક પંક્તિએ મુકયો છે. પણ આપણે આગળ જોયું છે કે આપણો આત્મા કંઇ શરીરની માફક દેહિક નથી. તે જો કે શરીર સાથે જોડાયલો છે તોપણ તે અદેહિક છે. તે શરીરથી નિરાળો છે. આપણું શરીર જ્યારે એક દેહિક તત્વ છે ત્યારે આપણો આત્મા તો એક ઊંચા પ્રકારનું અદેહિક તત્વ છે. અને જ્યારે એમ છે ત્યારે આપણી આ દલીલ વધારે મજબૂતી સાથે લાગુ પડે છે કે જ્યારે આપણી સૃષ્ટિમાં કોઈ પણ પદાર્થનો, કોઇ પણ દેહિક ચીજનો સમુળો નાશ નથી ત્યારે શું આત્મા જેવા શ્રેષ્ટમાં શ્રેષ્ટ મૂળતત્વનો, આત્મા જેવા ઊંચા પ્રકારનાં અદેહિક ભાગનો નાશ હોય ? કદી નહિં. જ્યારે આ દુનિયામાં માણસના દેહિક શરીરનો સમુળો નાશ નથી ત્યારે આત્મા જે એક અદેહિક મૂળતત્વ છે તેનો નાશ તે શા પ્રકારે હોય ?

એ સઘળી તકરારનું ત્યારે તાત્પર્ય એ આવે છે કે જેમ આ બોહોળી જગતનો પદાર્થ જો કે તેમાં ફેરફાર થાય છે તો પણ હમેશ ચાલુ છે તેમ માણસનો આત્મા જોકે મરણથી તેના મથકમાં ફેરફાર થાય છે તો પણ હમેશ ચાલુ યાને અમર છે. જો આપણે એમ કહીએ કે ‘નહિં ખોદાતાલાએ જગતનો પદાર્થ હમેશ હેયાત રાખ્યો છે પણ આત્માને ચાલુ યા અમર રાખ્યો નથી,’ તો તેથી આપણે તે કીરતારની હદ વિનાની ખુબી

અને ડહાપણુને . આંખ લગાડીએ છીએ કે તે સાહેબ જગતના-નિરજીવ અને ઊતરતા દરજ્જાના ભાગને હૈયાત રાખે છે પણ તેની અનંત જમાનાની અને જગ્યાની સૃષ્ટિને ભોગવનાર અને નિહાળનારને અને તેની કરામત પિછાંણુનાર માણુસને નીસ્તીને પાત્ર કરે છે. પણુ તે સર્વ શક્તિમાન અને ડહાપણુવાળા સાહેબ માટે એવો વિચાર બાંધવોજ કમકમાટ ભર્યો છે.

એ ઉપરથી આપણે એ અનુમાન ઉપર આવીએ છીએ કે મરણુબાદ માણુસનો તે અદૈહિક ભાગ જે બુદ્ધિ અને મરજી ધરાવતો હતો તે હૈયાત રહે છે અને કોઈ બીજી હાલતમાં હજુર તેમ કરતો રહે છે, પછી તે હાલતમાં તે કોઇ પણુ જાતના શરીરથી તદ્દન નિરાળો હોય કે કોઇ જાતના અદૃશ્ય સૂક્ષ્મ શરીર સાથે સંબંધ ધરાવતો હોય.

---

# બાબ પંદરમો.

## દલીલ ચૌદમી.

## કુદરતી વિદ્યા પ્રમાણે પ્રગટી કરણુના વિચાર ઉપરથી મળતી દલીલ.

એ દલીલની તપાસ આપણે પ્રોફેસર આર્નલ્ડના શબ્દોમાં શરૂ કરીશું કે

“Why in truth should evolution proceed along the gross and palpable lines of the visible, and not also be hard at work upon the subtler elements which are behind moulding, governing and emancipating them ? Where does nature show signs of breaking off her magic, that she should stop at the five organs and the sixty or seventy elements ?”

"એટલે ખરૂં જોતાં પ્રગટીકરણ શા કારણે નજરે પડતા પદાર્થના ઘટ્ટ અને ખુલ્લા માર્ગ ઉપર ચાલુ રહે ? અને તે પછીનાં પાતળાં મૂળતત્વો ઉપર તેઓને આકાર અને રચના આપી અને છૂટાં પાડી ચાલુ નહિં રહે ? કુદરત પોતાના જાદુને વચમાંથી તોડી નાંખવાની નિશાંની કયાં બતાવે છે કે તે પાંચ ઇંદ્રિઓ અને સાઠ સીતેર મૂળતત્વો આગળ અટકી પડે ?"

કુદરતી વિદ્યા શીખાડે છે કે આ દુનિયામાં પેદાયશ એક પછી એક પ્રગટી નીકળી છે. માણસ એ પ્રગટી કરણનું છેલ્લું પરિણામ છે. એ વિદ્યા પ્રમાણે આપણી પૃથ્વિ શરૂઆતમાં ફક્ત વાયુરૂપમાં હતી. તે બળતી વરાળરૂપમાં સૂર્યની આસપાસ ફરતી હતી. એ વરાળ ખાલી જગ્યા (space) અથવા જેને પેહેલવી બુનદેહેશમાં તહીગી કહેછે તેમાં ફરતાં ફરતાં ઠંડી પડતી ગઇ. વધુ વખત જતાં એ ગરમ પ્રવાહી પદાર્થ પણ ઠંડો પડતો ગયો અને લાહી જેવું ઘાડું રૂપ પકડતો ગયો ને પછી આખરે વધુ ઠંડો થઇ બટ રૂપ પકડવા માંડયું. પેહેલાં આસપાસનો પોપડો ઠંડો થતો ચાલ્યો અને આસ્તે આસ્તે અંદરના ભાગો પણ ઠંડા થતા ચાલ્યા અને હજુ ઠંડા થઇ બંધાતા જાય છે. માનવામાં આવે છે કે પૃથ્વીની સપાટીના ઘણા માંહેલા ભાગો હજી ઘણા ગરમ અને પ્રવાહી રૂપમાં છે જેની સાબિતી બળતા પહાડ ફાટતી વખતે મળે છે. એ બટ રૂપ પકડેલી સપાટી ઉપર જે પ્રવાહી અને વરાળ ઠંડા થયાં તેના પૃથ્વીની સપાટી ઉપર મહાસાગરો બન્યા. આપણી પૃથ્વી અસલ પ્રવાહી અથવા પોચી માટી અથવા લાહી જેવા પોચા આકારમાં હોવી જોઇએ તેની સાબિતી પૃથ્વીના આકાર ઉપરથી મળે છે કે જે ભૂમધ્ય રેષા ઉપરથી ઉપસી આવેલો છે અને નારંગીની માફક ધ્રૂવો ઉપરથી ચપટાઇ ગયલો છે. એક કુંભાર પૈડાં ઉપર પોચી માટી રાખી તે પૈડાને ધરી ઉપર ફેરવે છે ત્યારે જેમ તે પોચી માટી વચમાંથી ઉપસી આવે છે તેમ આપણી પૃથ્વી પણ પોતાના

અસલ પોચા રૂપમાં પોતાની ધરી ઉપર ફરતાં મધ્યત્યાગી આકર્ષણથી વચમાંથી ઉપસી આવી અને ધ્રૃવો તરફ ચપટી થઇ ગઇ. સેટર્ન અને જ્યુપિટર જેવા આપણા ગ્રહો પણ એજ કારણથી ધ્રૃવો તરફ ચપટા થયલા છે. પણ તેઓની પોતાની ધરી ઉપર ફરવાનો ઝડપ અતિ ઘણી હોવાને લીધે—તેઓ પોતાનું ચક્ર ફકત ૧૦ કલાકમાં પૂરૂં કરે છે ત્યારે આપણી પૃથ્વી ૨૪ કલાકમાં પૂરૂં કરે છે—તેઓનો ધ્રૃવો તરફનો ભાગ પૃથ્વી કરતાં વધુ ચપટો થઇ ગયો છે. એ પ્રમાણે હાલની કુદરતી વિદ્યા આપણી પૃથ્વીની પેદાયશનું વર્ણન (બુનદેહેશને) સમજાવે છે.

હવે પૃથ્વીની પેદાયશ (બુનદેહેશને) ઉપર આવતાં એજ વિદ્યા કહે છે કે પેહેલ વેહેલાં સપાટી ઉપરના ગરમ પાણીમાં પેહેલ વેહેલાં zoophytes and mollusca નામના અત્યંત ઝીણાં જીવ જંતુઓ હસ્તીમાં આવ્યાં અને જમીનપર mosses, algæ, અને ferns નામની વનસ્પતિની પેદાયશ શરૂ થઇ.[1] પૃથ્વીની સપાટીનો જે પેહેલો પોપડો બંધાયો તેને ભૂરચના શાસ્ત્રીઓ પ્રાથમિક પડ (primary strata અથવા hypogene or azoic strata) કહે છે. તેની ઉપર થયલું પડ જેને સ્થિત્યંતર ગમન પડ (transition strata અથવા palæozoic strata) કહે છે તેમાં એ પેહેલવેહેલા જીવજંતુઓ અને વનસ્પતિનાં તત્વો દેખાય છે. તે ઉપરથી એ વિચારને ટેકો મળેછે.

પછી જેમ પૃથ્વી વધારે ઠંડી થતી ગઇ તેમ phanerogamia અથવા ફુળ ઊત્પન્ન કરનારી વનસ્પતિ પેદા થઇ. એ વનસ્પતિ બીજી સ્થિતિના પડ (secondary strata અથવા mesozoic strata)માં મળે છે તે ઉપરથી એ પેદાયશના અનુક્રમની સાબિતી મળેછે. એજ બીજી સ્થિતિના પડ (secondary strata) માં zoophyte, mollusca અને માછલી પછીની જાનવરી પેદાયસ, પેટે

૧ અહિં યાદ રાખવું જોઈએ કે જેમ ખ્રિસ્તી પુસ્તકોમાં તેમ આપણી ગહમબારની આફ્રીન વિગેરે લખાંણો પ્રમાણે ખોદાતાલાએ પેહેલવેહેલાં આશમાન પછી પાણી, જમીન, ઝાડપાન, જાનવર, અને સેવટે માણસ પેદા કર્યાં.

ચાલનારાં માણી ( reptiles ) નજરે પડે છે. એઓ જમીન અને પાણી બેઉમાં હસ્તી ભોગવતાં. એજ જમાનાંમાં ગરોળી જેવાં ભીંગડાંવાળાં પ્રાણીઓ ( saurians ) પેદા પડયાં હતાં, જેઓ ભયંકર, ગંજાવર કદ ધરાવતાં હતાં. એ જાતનાં જાનવરોમાં mososaurus અને ichthyosaurus નામનાં પાણીમાં રહેનારાં અને iguanodon નામનાં જમીન ઉપર રહેનારાં જાનવરો જાણીતાં છે. એઓમાં ichthyosaurus ઘણું ભયંકર દરિયાઇ પ્રાણી હતું અને તે ૩૦ ફુટ સૂધી લાંબું આવતું હતું. બીજી સ્થિતિના પડમાંથી ખણી કાઢેલાં એ જાતનાં જાનવરનો એક સંગ્રહ બ્રિટિશ મ્યુઝિયમમાં મેલેલો છે. વળી એઓમાં iguanodon નામનું પેટે ચાલનારૂં જાનવર જેની હસ્તી પેહેલવેહેલી ડા૦ મેન્ટેલ નામના વિદ્વાને શોધી કાઢી હતી તેની ફકત પૂછડીની લંબાઈજ ૫૨½ ફુટ હતી. તેનો ઘેરાવો આસરે ૧૪½ ફુટ હતો અને નાક આગળથી લંબાઇ ૭૦ ફુટ હતી. એ બીજી સ્થિતિનાં પડવાળા જમાનામાં—જેમ હાલ માણસ પેદાયશમાં પેહેલો દરજ્જો ભોગવે છે તેમ—પેટે ચાલનારાં પ્રાણીઓ પેહેલો દરજ્જો ભોગવતાં હતાં.

ત્યાર પછી પૃથ્વીની હવા પણ જેમ સ્વચ્છ થતી ગઇ તેમ પક્ષિઓથી વસાતી ગઇ. ત્રીજી સ્થિતિના પડમાં ( tertiary strata માં ) કેટલીક જાતનાં પક્ષિઓનાં તનની નિશાની મળે છે. એ ત્રીજી સ્થિતિનાં પડની આગમજનાં ( primary, transition અને secondary strata ) નાં પડોમાં પક્ષિઓની નિશાની માલમ પડતી નથી તે ઉપરથી દીસે છે કે પક્ષિઓ પૃથ્વી ઉપર પાછળથી એ ત્રીજી સ્થિતિનાં પડનાં જમાનામાં હસ્તીમાં આવ્યાં હતાં. ત્યાર પછી એટલે એ ત્રીજી સ્થિતિના પડના જમાનાના પાછલા ભાગમાં (mammifers) એટલે પોતાનાં બચ્ચાંને ધવરાવીને ઉછેરનાર પ્રાણીઓ હસ્તીમાં આવ્યાં. હવે જેમ એ પેદાયશો હસ્તીમાં આવતી ગઈ તેમ કોઇ આગલા જમાનાઓની

પેદાયશો સઘળી નાબુદ નહિં થતી ગઈ. દાખલા તરીકે સૌથી પેહેલા (primary) જમાનાના (mollusca) નાં જાનવરી વર્ગમાં linguläe અને zoophytes ના વર્ગમાં (coral) પરવાળાં હજી હૈયાત છે, તેમજ વનસ્પતિમાં algæ, fern અને lycopode હૈયાત છે.

એ પછી પૃથ્વીની તવારીખનો છેલો જમાનો જે ચોથા quarternary જમાના તરીકે જણાયલો છે તેમાં માણસ જાત જે હાલ સઘળી જાનવરી પેદાયશોનો સરદાર છે, અક્કલનો માલિક છે, બુદ્ધિનો સાહેબ છે, મન અને મનોભાવનો ખાવિંદ છે, તે હસ્તીમાં આવ્યો. હાલ માણસ ત્રીજા જમાનામાં હસ્તીમાં આવેલાં અને ચોથા જમાનામાં હસ્તીમાં આવેલાં જાનવરો સાથે હસ્તી ભોગવે છે.

એ પ્રમાણે ત્યારે આપણી પૃથ્વીની તવારીખ દેખાડે છે કે હલકામાં હલકા mollusca ના વર્ગનાં જાનવરો ઉપરથી એક પછી એક પેદાયશ પ્રગટી નીકળી અને સેવટે માણસ પેદા પડ્યું.

વળી જેમ પેદાયશની હસ્તી ઝાડપાન અને ઝીણાં જાનવરોથી એક પછી એક પ્રગટી નીકળી છે તેમ એઓમાં લાગણી, પ્રેરણા, અને વિચાર શકિત પણ એક પછી એક ચઢતાં દીસે છે. ઝાડપાનથી શરૂ કરતાં કેટલાક વિદ્વાનો કહે છે કે ઝાડપાનમાં પણ લાગણી અથવા ઈંદ્રિય ભાન છે.

૧. ઝાડપાન પણ ખુશી અને દલગીરીની લાગણી દેખાડે છે. પાણી વગર સૂકાતાં ઝાડો લાંબે વખતે પાણી મળ્યાથી એક જાતની ખુશી દેખાડે છે. ઝાડની ડાંખળી કાપવાથી તે એક જાતની દલગીરી દેખાડે છે. જેમ એક જખમી થયલા જાનવરના અથવા માણસના દિલમાંથી લોહી નીકળે છે, તેમ એક કાપેલાં ઝાડમાંથી એક જાતનો પ્રવાહી નીકળે છે. શરમાઉ ઝાડનો રોપો ઘણાંઓના દીઠામાં આવ્યો હશે કે જે હાથ લગાડતાં વાર પોતાનાં સઘલાં પાંતરાં બંધ કરી દે છે. ડેસફોનટેન્સ નામનો ઝાડપાન

શાસ્ત્રી એક રોપા માટે કહે છે કે તે રોપાને ગાડીમાં ઘેર લાવતાં જ્યારે ગાડી ચાલતી ત્યારે તે પોતાનાં પાંદડાં બંધ કરી દેતો, પણ જેવી ગાડી ઊભી રહેતી કે ઉઘાડતો, જે ઉપરથી દીસતું કે તે રોપાને ઈંદ્રિય ભાન હતું. એક જાનવરની માફક ઝાડપાંન વિજળીના ચમકારાથી મરી જાય છે અથવા કેફી પદાર્થોથી મરી જાય છે યા સુસ્ત થઇ જાય છે. પાણીમાં પીગળાવેલું અફીણ અથવા હાઈડ્રોસીએનીક એસીડ ઝાડપાનને જાનવરની માફક મારી નાંખે છે.

૨. ઝાડપાન પણ ઊંઘે છે. દિવસે તેઓનાં પાંદડાં એકહાલતમાં રહી જીવન શક્તિની ચપળતા દેખાડે છે. રાત્રે તેઓ સંકોચાય છે. ઘણાં ખરાં સઘળાં ઝાડોનાં પાંદડાંઓ અને તેમાં મુખ્ય કરી શરમાઉ ઝાડનાં પાંદડાંઓ દિવસે અને રાત્રે જૂદા આકાર પકડે છે.

૩. જાનવરની મિસાલેજ ઝાડપાન સર્વેન્દ્રિય અધિકારો (physiological functions) બજા લાવે છે. એ ઉપરથી એક અસલી ફિલસુફ ઝાડપાન વિષે કહ્યું હતું કે "ઝાડપાન મૂળિયાં સાથેના જાનવરો છે." (ક) એ અધિકારોમાં પેહેલો દમ લેવાનો અધિકાર (respiration) છે. આપણે દમ લેતાં હવામાંથી ઓકસીજન ગેસ લઇએ છીએ અને કાર્બોનીક એસીડ ગેસ અને પાણીની વરાળ બાહાર કાઢીએ છીએ. ઝાડપાનો રાત્રે કાર્બોનીક એસીડ ગેસ બાહાર કાઢે છે પણ દિવસે કાર્બોનીક એસીડને છૂટો પાડી ઓકસીજન બાહાર પાડે છે. (ખ) જેમ જાનવરો પોતાની ચામડીને માર્ગે કેટલાક પદાર્થો બાહાર કાઢે છે, તેમ ઝાડપાનો પોતાનાં પાતરાંનાં એક જાતનાં દમ લેવાનાં છિદ્રો જેને stomata કહે છે તે માર્ગે કેટલીક ગેસો બાહાર પાડે છે (exhalation). (ગ) વળી જેમ જાનવરોમાં સોષણતા (absorption) જોવામાં આવે છે તેમ ઝાડપાનોમાં પણ દીસે છે એક પાંતરાની નીચેની સપાટી એ શોષણતાને વધુ પાત્ર છે. (ઘ) વળી જેમ માણસના શરીરમાં લોહીનું ફરવું થાયં છે, તેમ ઝાડપાનોમાં પણ તેઓનો રસ (sap) જે તેઓના

લોહી મિસાલે છે,: તેનું ફરવું થાય છે. એ માટે ઝાડોમાં માણસના શરીરની નસો અને રગોની માફક ઘણા ભાગો છે જેઓની રચના હજી બરાબર પારખી શકાઈ નથી. પ્રાણીઓના સર્વેન્દ્રિય શાસ્ત્ર (animal physiology) માટે વિદ્યાએ આજ સૂધી ઘણું કર્યું છે પણ વનસ્પતિના સર્વેન્દ્રિય શાસ્ત્ર (vegetable physiology) માટે ઘણું થોડું કર્યું છે.

૪. ઝાડપાનોની વૃદ્ધિ અને ફળદ્રુપતા (reproduction) જાનવરોની માફક થાય છે. વૃદ્ધિ કરવા માટે ગર્ભવંતા થવાની રીત (fecundation) તપાસતાં ઝાડપાન અને જાનવરમાં સરખા-પણું દીસે છે.

એ તપાસ ઉપરથી દીસે છે કે ઝાડપાનોને પણ જાનવરની માફક કેટલીક હદ સૂધી ઇંદ્રિયભાન (sensibility) છે અને ઘણીક બાબતમાં ઝાડપાનો જાનવરને મળતાં આવે છે. કેટલીક વાર તો એક પેદાયશ વનસ્પતિની છે કે જાનવરી છે તે મુકરરર કરવું મુશ્કેલ થઇ પડે છે.

ઝાડપાનને જાનવરથી છૂટાં પાડવામાં મુખ્ય એ ફરક દેખા-ડવામાં આવે છે કે જાનવરો હીલચાલ કરે છે પણ ઝાડપાનો નહિં. પણ એ સંબંધમાં એક fly-catching plant નામના રોપાનો દાખલો આપવામાં આવે છે કે જે જેમ એક કરોળિયો માંખોને પકડે છે તેમ પોતાનાં પાતરાં ઉપર ચાલતા જીવજંતુઓને પકડી લે છે. પણ વળી આપણે બીજા હાથ ઉપર પરવાળાં જેવાં કેટલાં ઝુફાઈટ વર્ગનાં જાનવરોને જોઇએ છીએ કે જેઓ જમીનપર વળગી રહેલાં હોય છે, અને કાંઇ હીલચાલ કરતાં નથી.

એ સઘળી તપાસ ઉપરથી દીસે છે કે ઝાડપાનોમાં લાગણીની શક્તિ અથવા ચેતના વધુ યા ઓછી હાજર છે. ઝાડપાન મેલી જાનવર ઉપર આવતાં દીસે છે કે એઓમાં ચેતના વધુ હદ હોય છે, અને તે ઉપરાંત તેઓ પ્રેરણાબુદ્ધિ ધરાવે છે કે જે કેટલાંક જાનવરોમાં કેટલીક વાર માણસની બુદ્ધિને થોડીક મલતી આવે છે. ચાર્લસ બોનેટ

નામનો વિદ્વાન જાનવરોની વાત સમજતો હતો તે એ વિષે ઘણું લખે છે. ઝુફાઇટ અને તે પછી મોલસકાના વર્ગનાં ઝીણાં જાનવરોથી શરૂ કરી સાંધાવાળાં ( articulate ) પ્રાણીઓના વર્ગ ઉપર આવતાં એ પ્રેરણાબુદ્ધિ પ્રફુલ્લિત થતી જાય છે. કીડીઓ અને મધમાખીઓ અજબ રીતે એ શકિતઓ ધરાવે છે જીનીવાનો પ્યુએર હ્યુબ્સ નામનો વિદ્વાન જે આંધળો હોવાથી પોતાના એક અભણ નોકર ફ્રાન્સોઆ બરનેન્સની મારફતે મધમાખીઓની નોંધ લેતો હતો તેણે ગઇ સદીની સેવટે પ્રગટ કરેલાં પુસ્તકોમાં એ જાનવરોની અજબ શકિતઓ જણાવી છે.

નાનાં જીવજંતુઓ, પછી માછલાંઓ પછી પેટે ચાલનારાં પ્રાણીઓ અને પછી પક્ષિઓમાં એક પછી એક પ્રેરણાબુદ્ધિ વધતી ચાલે છે. એ પછી પોતાનાં બચ્ચાંઓને ધવરાવનાર જાનવર ઉપર આવતાં તે પ્રેરણાબુદ્ધિ વધુ વધે છે. માણસ સર્વનો સાહેબ છે તેમાં એ બુદ્ધિ પ્રફુલ્લિત થાય છે. માણસ કરતાં જાનવરોની હાજતો ઓછી છે, તેઓની ઇંદ્રિયરચના ઓછી સંપૂર્ણ છે અને તેઓની ચપળતા થોડી હદમાં સમાયલી છે, તેજ પ્રમાણે તેઓની પ્રેરણાબુદ્ધિ ઊતરતા દરજ્જાની છે. પણ કેટલીકવાર એક માણસની બુદ્ધિ અને એક જાનવરની પ્રેરણાબુદ્ધિ વચ્ચે ફરકની લીટી દોરવી મુશ્કેલ થઇ પડે છે. કેટલીકવાર પ્રાણીઓ કોઈક માણસ કરતાં વધુ બુદ્ધિ દર્શાવે છે. એક કૂતરો અને તેના ધણી વચ્ચેની વારતામાં વધારે બુદ્ધિ ધરાવનાર કોણને કહેવો તે વિચાર સનમુખ આવે છે. તે ધણી પોતાના કૂતરાને પાણીમાં ફેંકવા જતો હતો તેવામાં તેનો પગ સરી ગયો અને તેથી તે પોતે પેહેલો પાણીમાં પડયો. તેનો નિમકહલાલ કૂતરો તેની પાછળ કૂદી પડયો અને તેનાં કપડાં દાંતમાં ઝાલી તેને સલામત જગ્યાએ ઘસડી કાઢયો. પોતાનો જાન બચાવનાર કૂતરાની મદારત કરવાને બદલે પેલો બીવફા ધણી ઉપર આવ્યો અને પછી પોતાના પગ મજબૂત ટેકવીને પોતાના નિમકહલાલ કૂતરાને પાછો પાણીમાં નાંખ્યો.

એ તપાસ ઉપરથી દીસે છે કે જાનવરોમાં પ્રેરણાબુદ્ધિ એક પછી એક વધતી જાય છે. માણસ જાતમાં તે વધુ પ્રફુલ્લિત થાય છે. એ પ્રમાણે ત્યારે પેદાયશમાં ઝાડપાનથી જાનવર ઉપર આવતાં અને જાનવર ઉપરથી માણસ ઉપર આવતાં કેટલીક શકિતઓ વધુ અને વધુ ખીલતી જાય છે.

ત્યારે આ બાબતની તપાસનું તાત્પર્ય એ છે કે ૧ લું તો આપણી પૃથ્વીની તવારીખ દેખાડે છે કે આપણી પૃથ્વી ઉપરની પેદાયશ એક પછી એક પ્રગટી નીકળી છે. ઘણાજ બારીક પ્રકારની વનસ્પતિ અને મોલસ્કા નામના બારીક જીવજંતુઓ ઉપરથી જાનવરી પેદાયશ એક પછી એક પ્રગટી નીકળતી (evolve થતી) ચાલી છે, જ્યાંસૂધી કે સેવટે માણસ જે એ સઘળી પેદાયશનો સાહેબ અને માલિક છે તે પેદા પડયો. ૨ જું એ કે એ જાનવરી પેદાયશોમાં તેઓની શકિત (faculties) પણ એક પછી એક પ્રફુલ્લિત થતી ચાલી છે. શરૂઆતમાં ઝાડપાનો વટીક કેટલીક લાગણી અને ચેતન ધરાવે છે અને તેઓ ઘણીક બાબતમાં જાનવરોને મળતાં આવે છે. ઝાડપાનો ઉપરથી જાનવરો ઉપર આવતાં તેઓ ઝુફાઇટ, મોલસ્કા, રેપટાઇલ, માછલાં અને પક્ષિઓ ઉપરથી મમેલીયાના વર્ગ ઉપર આવતાં પોતાની પ્રેરણાબુદ્ધિની શકિત વધુ અને વધુ દેખાડે છે. એ શકિત વધુ દેખાડનારાં જાનવરોમાં ઉદ્યોગી મધમાખ અને કીડીઓ, ડાહયો હાથી, વફાદાર ઘોડો, નિમકહલાલ કૂતરો, જેને એક લખનાર "માણસાઇ માટે ઉમેદવાર" (Candidate for humanity) કહે છે તે આપણું ધ્યાન ખેંચે છે. માણસમાં એ શકિત વધુ અત્યંત પ્રફુલ્લિત થઇ બુદ્ધિનુ' નામ પામે છે.

હવે ત્યારે આપણે શરૂઆતમાં કરેલો પ્રોફેસર એદવીન આર્નોલ્ડનો સવાલ કરીશું કે,

"Why in truth should evolution proceed along the gross and palpable lines of the visible and not also

be hard at work upon the subtler elements which are behind moulding, governing, and emáncipating them? Where does Nature show signs of breaking off her magic that she should stop at the five Organs and the sixty or seventy elements?

એટલે "ખરૂં જોતાં પ્રગટીકરણ શા કારણે નજરે પડતાં પદાર્થના ઘટ્ટ અને ખુલ્લા માર્ગ ઉપરજ ચાલુ રહે, અને તે પછીનાં પાતળાં મૂળતત્વો ઉપર તેઓને આકાર અને રચના આપી અને છૂટાં પાડી ચાલુ નહિં રહે? કુદરત પોતાના જાદુને વચમાંથી તોડી નાંખવાની નિશાની કયાં બતાવે છે કે તે પાંચ ઈંદ્રિઓ અને સાઠ સીતેર મૂળતત્વો આગલ અટકી પડે?

એ વિદ્વાનના કહેવા પ્રમાણે જો પ્રગટીકરણ (evolution) ના કાયદા પ્રમાણે માણસની શક્તિઓ હલકી પેદાયશ ઉપરથી એક પછી એક પ્રગટી નીકળી છે તો એ પ્રગટીકરણ માણસ સાથે અટકવું શા કારણે જોઇએ? જો અનિયમિત ભૂતકાલ, જેને વિષે માણસને કાંઇ ભાન નથી તે કાલથી માણસ પ્રગટી નીકળતો આવ્યો છે તો તે તેમજ અનિયમિત ભવિષ્યમાં આગળ વધવો જોઇએ. જો હલકી પેદાયશો જેઓ કોઇ જાતની ચોકસ ઇંદ્રિઓ નહિ ધરાવતી તે ઉપરથી માણુસ પ્રગટી નીકળી આજે પાંચ ઇંદ્રિઓ ધરાવવાની હાલતે પહોંચ્યો, તો અનિયમિત ભવિષ્યમાં તેને હજુ પ્રગટી નીકળવાને સંભવ છે કે જયારે તેની જોવા, સુંઘવા, ચાખવા, સાંભળવા વિગેરેની શકિતઓ વધારે તીક્ષ્ણ થશે. કેટલીક ઇદ્રિઓ હાલમાં માણસ કરતાં જાનવરની વધારે તીક્ષ્ણ છે. જોવાની શકિતમાં પક્ષિઓને ચપળ જણાવ્યાં છે. બેહેરામ યષ્ટમાં કેહેર્કાસ પક્ષીને જે એવી તેજ શકિત છે તે વિષે કહે છે કે

"જોવાની શકિત જે સોનેરી ગીધ ધરાવે છે, જે (ગીધ) દેશના નવ ગણા તફાવતથી જેમ એક મુઠીનાં કદના ગોસ્તના કટકાને તેમ એક ચળકતી સોયના ચળકાટને અને તે સોયના નાકાંને જુવે છે." કેહેર્કાસ પક્ષીની એ ખાશિયત વિષે બુનદેહેશમાં એને

મળતુંજ કહેલું છે કે ઘણામાં ઘણી ઊંચાઇથી વટીક જમીન ઉપરના મુઠીભર મોટા ગોસ્તનાં કટકાને પણ જોઇ શકે છે. (બાબ. ૧૯)

એજ પ્રમાણે બેહેરામ યષ્ટ (ફ. ૨)માં ઘોડાની પણ તેજ શકિત જણાવી છે કે

"જે અંધારી, કોઇનું બોલેલું નહિં સંભળાય એવી, તોફાની વાદળાંવાળી રાત્રે ઘોડાના બાલને જમીન ઉપર પડેલા અને તે યાળપરના યા પૂછડીના (છે) તે જોઇ શકે છે." ઘોડાની એ શકિત બુનદેહેશ અરબી ઘોડાને લાગુ પાડે છે. તે કહે છે કે "અગર જો અંધારી રાત્રે એક બાલ જમીન ઉપર હોય તો તે જોઈ શકે" (બા. ૧૯ ફ. ૩૨.)

સુંઘવાની શકિતમાં કૂતરો ઘણો ચપળ જણાયો છે. એ પ્રમાણે માણસ જે પ્રગટીકરણની બાબતમાં સર્વથી છેલ્લો મેલાયલો છે તે ઇંદ્રિઓની જૂદી જૂદી શકિતઓમાં ઊતરતો છે. તેની પાંચે ઇંદ્રિઓ સાથે લેતાં જો કે તે આગળ વધેલો છે તોપણ પ્રગટીકરણની એ ચાલુ વધ પ્રમાણે એ બધી શકિતઓમાં માણસે આગળ વધવું જોઇએ.

ત્યારે પ્રોફેસર આર્નોલ્ડ કહે છે તેમ મરણ એ પ્રગટીકરણ આગળ ચલાવશે જ્યારે માણસ વધારે નાજુક ઇંદ્રિઓ પામશે. અહિં આપણી નજરે નહિં પારખી શકાતા રંગો વધુ પ્રફુલ્લિત થયલી નજરથી પારખી શકાશે. વધુ પ્રફુલ્લિત થયલી સાંભળવાની શકિતથી અહિં નહિં સાંભળી શકાય એવા ઝીણા અવાજો સાંભળશે અને ઘણીક ચીજો જે હાલમાં અસ્પર્ષ્ય (impalpable) છે તે પામી શકાશે. કવિઓનાં લખાણોમાં, અસલી ચિતારોના ચિતારમાં, ધર્મ સંબંધી લખાણોમાં મીનોઇ આત્માઓને પક્ષિઓની મિસાલે પાંખ સાથે ચીતાર્યા છે તે બરાબર છે અને તે દેખાડે છે કે માણસની હીલચાલની શકિત એ પ્રગટીકરણના વધતા જતા નિયમ પ્રમાણે કોઇ ભવિષ્યમાં વધતી જવી જોઇએ. ફરવરદીન યષ્ટમાં એજ ધોરણે મરણ પામેલાં માણસોનાં ફરોહરને "યથ ના

મેરેગો" એક સારી પાંખવાળા પક્ષીના મરદના રૂપમાં આવતાં જણાવે છે. હીલચાલની એવી વધુ ચપળતાની હાલતમાં માણુસના આત્મા સનમુખ સઘળું જગત ખુલ્લું થશે જયારે તે આત્મા તે ઈશ્વરની કરામતે પેદા કરેલી અનંત જગ્યામાં આવેલા આકાશી ગોળાઓને નિહાળશે, અને તે કીરતારની કરામતને વધુ અને વધુ પિછાની વધુ અને વધુ વખાણી તે કરામતના સાહેબની નજદીક વધુ અને વધુ આગળ વધશે.

હવે જેમ જોવા સુંઘવા વિગેરેની શકિતની બાબતમાં પ્રગટીકરણનો આપણે વિચાર કર્યો તેમ માણુસની બુધ્ધિની બાબતમાં પણ કરીએ. આ પૃથ્વીની પેદાયશમાં ઝાડપાન ઉપરથી એક પછી એક માણુસ ઉપર આવતાં જાનવર પેદાયશની શકિતઓ ( faculties ) આપણે એક પછી એક પ્રગટી નીકળતી જોઇએ છીએ. ઝાડપાનના ચેતન ઉપરથી, જાનવરની પ્રેરણાબુદ્ધિ ઉપરથી, તે માણુસની બુદ્ધિ ( reason ) સુધી વધે છે જે બુદ્ધિ પણ માણુસમાં જૂદા જૂદા દરજજામાં વધે છે અને તે કેટલાક મહાન પુરૂષોમાં અદભુત શકિત થઇ પડે છે. હવે ત્યારે આ દુનિયાની માણુસની જીંદગી સાથેજ એ શકિતની વધનો છેડો કેમ આવે? તેની સાથેજ એ બુદ્ધિનો છેડો કાં આવે? કોઇ ભવિષ્યની હાલત હોવી જોઇએ કે જયાં એ હાલકામાં હલકા દરજજાથી પ્રફુલ્લિત થઈ આવતી બુદ્ધિ વધુ પ્રફુલ્લિત થાય. આ દુનિયામાં માણુસના આત્માની હાલત સિવાય કોઈ બીજી ચઢતી આત્માની હાલત હોવી જોઇએ કે જેમાં એ બુદ્ધિ વધુ પ્રફુલ્લિત થાય. આ દુનિયા ઉપરાંત કોઇ બીજી દુનિયા હોવી જોઇએ કે જયાં માણુસના આત્માઓ ચઢતો દરજજો પામી ચઢતા દરજજાના આત્માઓ બની એ બુદ્ધિ વધુ પ્રમાણુમાં ધરાવે. આ જીંદગી ઉપરાંત કોઈ બીજી જીંદગી હોવી જોઇએ કે જયાં માણુસના આત્માની બુદ્ધિ તેની હાલની હાલત કરતાં વધુ ચઢતા દરજજાની હોય. જયાં માણુસનો આત્મા હાલ, તે ઝાડપાન અને જાનવર

ઉપર જે ચઢતો દરજ્જો ભોગવે છે, તેના કરતાં વધુ ચઢતો દરજ્જો તેના હાલી આત્માના દરજ્જા ઉપર ભોગવશે. એ વિષે પ્રોફેસર આર્નોલ્ડ નીચે પ્રમાણે અસરકારક શબ્દોમાં કહે છે.

Moreover, those new materials and surroundings of the further being would bring a more intense and verified as well as a higher existence. Man is less superior to the sensitive plant now than his re-embodied spirit would probably then be to his present personality. Nor does anything except ignorance and dispondency forbid the belief that the senses so etherealised and enhanced and so fitly adapted to fine combinations of an advanced entity, would discover without much amazement sweet and friendly societies springing from, but proportionately upraised above, the old associations; art divinely elevated, science splendidly expanding; bygone loves and sympathies explaining and obtaining their purpose; activities set free for vaster cosmic service; abandoned hopes and efforts realised in rich harvests at last; despaired-of joys come magically within ready reach; regrets and repentences softened by wider knowledge, by surer foresight, and by the discovery that, although in this universe nothing can be forgiven everything may be repaid and repared. In such a stage though little removed relatively from this, the widening of faith, delight, and love (and therefore of virtue which depends on these) would be very large. Everywhere would be discerned the fact, if not the full mystery of continuity, of evolution and of the never-ending progress in all that lives towards beauty, happiness and use without limit. To call such a life "Heaven" or the "Hear-after " is a temporary conces-

sion to the illusions of speech and thought, for these words imply locality and time which are but provisional conceptions. It would rather be a state, a plane of faculties, to expand again into other and higher states or planes; the slowest and lowest in the race of life coming in last, but each,-everywhere-finally attaining.

એટલે "વળી તે ભવિષ્યના આત્માના સાધનો અને આસપાસની હકીકતો તેને માટે ઘણી તેજ, સાચી, અને શ્રેષ્ઠ હેયાતી લઇ આવશે. માણુસનો ભવિષ્યની જીંદગી ગુજરનાર આત્મા તેની હાલી હાલત ઉપર જે ચઢતો દરજ્જો ભોગવશે તે દરજ્જા કરતાં તે હાલ એક શરમાઊ ઝાડ જેવા રોપા ઉપર થોડો ચઢતો દરજ્જો ભોગવે છે. વળી અજ્ઞાનપણા અને નિરાશી સિવાય બીજું કાંઇ પણ એ આફીનને આડે આવનાર નથી કે આપણી ઇંદ્રીઓ ત્યાં (બીજી જીંદગીમાં) એ પ્રમાણે વધારે સૂક્ષ્મ અને ચઢતા દરજ્જાની થઇને અને એક વૃદ્ધિ પામેલી સંપૂર્ણતાના નાજુક સંજોગોને લાયક થઇને, વગર અજાયબીએ જોશે કે જુના સંજોગોમાંથી, પણ તેઓના કરતાં ચઢતી હાલતમાં, મધુર અને મિત્રાચારીભરી સંગતો ઉભી થશે; હુન્નર ખુદાઇ ઇચ્છા પ્રમાણે ચઢતી હાલત પામશે; વિદ્યા ખુશનુમા રીતે પ્રફુલ્લિત થશે, ગુજર પામેલી મોહોબતો અને દિલસોજીઓ ખુલાસો કરી પોતાની મુરાદો પામશે; ચપળતાઓ કુલ જગતની વધારે મોટી સેવાઓ માટે છૂટી થશે; નિરાશ થયલી આશાઓ અને કોશિશો સેવટે ફળદ્રુપતામાં બર આવશે; આશા મૂકેલી ખુશીઓ જાણે જાદુઈ કળાથી આપણા હાથમાં પાછી આવશે; દલગીરીઓ અને પસ્તાવાઓ વધારે પુખ્ત જ્ઞાનથી વધારે ચોકસ અગમચેતીથી અને આ વિષેની શોધથી નરમ થશે કે જોકે આ સૃષ્ટિમાં કોઈ પણ ચીજ માફ થશે નહિં તોપણ દરેક ચીજ ફીટાડી શકાશે અથવા દુરસ્ત થઇ શકાશે. એવી હાલતમાં,—જોકે એ હાલત આપણી હાલની હાલતથી સરખામણીમાં થોડી દૂર છે,—ઇતબાર, હરખ, અને પ્યાર, અને તે સાથે એઓ ઉપર આધાર રાખનારી નેકી વધારે

મોટા પાયા ઉપર પ્રફુલ્લિત થશે. ખુબસુરતી, સુખ અને બીહદ ઉપયોગ તરફ હૈયાતી ભોગવનારી દરેક ચીજમાં નિરંતર જારીપણું પ્રગટીકરણ અને અનંત વધારાની—જો પૂરેપૂરો ભરમ નહિં તોપણ—ખરી બાબત સર્વ જગ્યાએ જાહેર પડશે. એવી જીંદગીને બેહેસ્ત કહેવું કે ભવિષ્ય કહેવું એ વચન અને વિચારના પ્રપંચોનો થોડા વખતનો સ્વિકાર છે કારણ કે એ શબ્દો ચોકસ જગ્યા યા વખત દર્શાવે છે જે ફકત થોડા વખતના વિચાર છે. એ તો એક હાલત છે, જ્ઞાનશક્તિઓનું એક સમતોલ છે કે જે વધુ ચઢતી હાલતો અને સમતોલમાં વધતાં અને ચઢતાં જાય છે. જીંદગીની સરતમાં સર્વેથી ધીમી અને ઉતરતી હાલત સૌથી સેવટે આવે છે પણ દરેક હાલત કેઠે સેવટે આવી પહોંચે છે ખરી.

પ્રગટીકરણના એવા વિચારો ઉપરથી પ્રોફેસર ફીસ્ક કહેછે કે,[૧]
"From the first dawning of life we see all things working together towards one mighty goal, the evolution of the most exhalted spiritual qualities which characterise humanity. Has all this work been done for nothing? Is it all ephemeral, all a bubble that bursts, a vision that fades? On such a view the riddle of the Universe becomes a riddle without a meaning. The more thoroughly we comprehend that process of evolution by which things have come to be what they are, the more we are likely to feel that to deny the everlasting persistence of the spiritual element in man is to rob the whole process of its meaning."

એટલે "જીંદગીની ખુદ મૂળ શરૂઆતથીજ આપણી સઘળી ચીજોને એક મુખ્ય નેમ તરફ સાથે કામ કરતી જોઇએ છીએ, જે નેમ માણસાઇ ગુણ આપનારી સર્વેથી શ્રેષ્ઠ દરજાની વિ-રૂહી આત્મિક ખાશિયતોનું એક પછી એક પ્રગટી નીકળવું છે.

---

(૧) The Destiny of Man પા. ૧૧૩-૧૧૬

-શું એ સઘળું કામ વગર અર્થે ફોકટ કરવામાં આવ્યું છે? શું તે થોડા વખત માટેનું તકલીદી છે? શું તે એક જલદીથી ફૂટી જતો પરપોટો છે? એક ઉડી જતું સ્વપ્નું છે? જો એમ હોય તો આ દુનિયાનો ભેદ એક અર્થ વિનાનો ભરમ થઇ પડે છે. પ્રગટી કરણની એ ક્રિયા જેથી વસ્તુઓ પોતાની હાલની હાલતે પહોંચી છે તે જેમ આપણે વધારે સારી રીતે સમજીએ છીએ તેમ આપણને વધારે લાગે છે કે માણસ જાતના વિદેહી આત્મિક ભાગને હમેશ સૂધીનો ચાલુ વધારો ના પાડવો તે એ (પ્રગટી કરણની) ક્રિયાના અર્થ અને ભેદ છીનવી લીધા બરાબર.”

---

# બાબ સોલમો.

## દલીલ પંદરમી.

## ભવિષ્યની જીંદગી નહિં માનીએ તો તેથી નીપજતાં માઠાં પરિણામ ઉપરથી દલાલ.

આપણે આગળ રજુ કરેલી દલીલો કરતાં આ દલીલ જૂદા પ્રકારની છે. જ્યારે આગલી સઘળી દલીલો એક રીતે સીધી દલીલો છે ત્યારે આ દલીલ આડકતરી છે. તર્કશાસ્ત્રમાં જેને “ઊલટાં અનુમાન ઉપરથી દલીલ” (Reductio ad absurdum) કહે છે તે જાતની એ દલીલ છે. એ એવી જાતની દલીલ છે કે જેમાં આપણે જે સાબિત કરવું હોય છે તેથી ઊલટું સિદ્ધાંત કબૂલ રાખીને તે ઉપરથી કાઢવામાં આવતા પરીણામની બીહુંદગી દેખાડી તે ઉલટા સિદ્ધાંતને પણ બીહુંદું દેખાડી આપવું કે જેથી આપણાં અસલ સિદ્ધાંતને માન્ય કરવાની ફરજ પડે.

ગણિત શાસ્ત્રિઓ જે દલીલોથી પોતાની બાબતો સિદ્ધ કરે છે તેમાં એ પણ એક દલીલ છે કે જેમાં તેઓ પોતાથી ઊલટી

બાબત લઇને દેખાડી આપે છે કે તે ઊલટી બાબત બનવી તદન અશક્ય છે અને તે કારણને લીધે ખુદ અસલ બાબતજ ખરી હોવી જોઈએ. યુક્લિડ ભૂમિતિની પેહેલી ચોપડીનું જાણીતું ચોથું પ્રાપોઝીશન એવીજ દલીલથી પુરવાર કરે છે, જ્યાં તે પોતાની અસલ બાબતથી ઊલટું સિધ્ધાંત તકરારને ખાતર કબૂલ રાખી આખરે એ સેવટ ઉપર આવે છે કે "બે સીધી લીટીઓ એક જગ્યા ઘેરી શકે" એવું સેવટ કે જે કબૂલ રાખી શકાયજ નહિં માટે તેણે માન્યું કરેલું ઊલટું સિધ્ધાંત ખોટું હોવું જોઇએ અને તેટલા માટે તેનું અસલ સિધ્ધાંતજ ખરૂં હોવું જોઇએ. ગણિતશાસ્ત્રીઓ એવી દલીલને એક સીધી દલીલના જેટલીજ મજબૂત માને છે. એવી દલીલ જ્યારે ગણિતશાસ્ત્ર જેવી એક વિદ્યામાં મજબૂત મનાય ત્યારે નીતિશાસ્ત્ર અથવા ધર્મશાસ્ત્ર વિગેરે બાબતોમાં પણ મનાવો જોઈએ. એવીજ દલીલ ઉપરથી આપણી પૃથ્વીની પોતાની ધરી ઉપરની સૂર્યની આસપાસની દરરોજની ગતિ અને પોતાની કક્ષા (orbit) ઉપરની વાર્ષિક ગતિ પુરવાર કરવામાં આવે છે.

એ દલીલ પ્રમાણે ત્યારે આપણી બાબતનો વિચાર કરતાં આપણે તકરારને ખાતર કબૂલ રાખીએ કે આપણું સિદ્ધાંત કે હવે પછી કોઇ બીજી ભવિષ્યની જીંદગી છે તે ખોટું છે. એટલે કે હવે પછી કોઇ બીજી ભવિષ્યની જીંદગી છે નહિં. મોતથી આપણા આત્માનો છેડો આવે છે. એક માણસ મરણ પામ્યું કે થઇ ચુકયું. સઘળું ખલાસ. જે છે તે આ દુનિયાની ત્રણ પાંચ દહાડાની પળવારનીજ જીંદગી છે. એ સિદ્ધાંત તકરારને ખાતર કબૂલ રાખી આપણે જોઈએ કે એ સિદ્ધાંત કબૂલ રાખ્યાથી અને તે ઉપર અમલ કરવાથી શું પરિણામ નીપજે છે.

ડા૦ ડીક વાજબી રીતે કહે છે કે "If the doctrine of a future state be set aside man appears an enigma, a rude abortion, and a monster in nature, his structure is inexplicable, and the end for which he was created

an unfathomable mystery; the moral world is a scene of confusion, the ways of providence a dark impenetrable maze, the universe a vast, mysterious and inexplicable system, and the Deity a being whose perfections and purposes can never be traced nor unfolded.'

"જો ભવિષ્યની જીંદગીના આકીનને આપણે રદ કરીએ તો માણસ એક અખાણું, એક કઢંગી વ્યર્થ પેદાયશ, અને કુદરતમાં એક ભયંકર રૂપ થઇ પડે છે. તેની બનાવટ નહિં સમજ પડે એવી થઇ પડે છે; અને શી મતલબને માટે તેને પેદા કર્યો છે તે એક નહિં માપી શકાય એવો ભેદ થઇ પડે છે; નીતિમાન દુનિયા એક ગુંચવાડાનો દેખાવ થઈ પડે છે; દીર્ઘ દૃષ્ટિના માર્ગો અંધારા, નહિં દાખલ થઇ શકાય એવા ગુંચવણ ભર્યા થઇ પડે છે; જગત એક ઓહોળી, ભેદભરી અને નહિં સમજી શકાય એવી રચના થઈ પડે છે અને ઇશ્વર એક અસ્તિત્વ થઇ પડે છે કે જેની સંપૂર્ણતા અને મતલબો પામી ન શકાય અને ખોલી ન શકાય."

જો ભવિષ્યની જીંદગી જેવું કાંઇ નથી એવું આપણે કબુલ રાખીએ તો ઘણાક ગંભીર સવાલોના ગુંચવાડામાં અને વિચારોના વમળમાં આપણને પડવું પડે છે. પેહેલાં તો આપણા પોતા સનમુખ જોતાં આપણને વિચાર ઉપજે છે કે આપણે કયાંથી આવ્યા ? કયાં જવાના ? આપણને કોણે પેદા કર્યા છે ? આપણું શરીર શાનું બનાવ્યું છે ? આપણી ઇંદ્રિઓની ખાશિયત શી છે ? આપણા આત્માની ખાશિયત શી છે ? શાને માટે આપણને આ દુનિયામાં જન્મ આપ્યો છે ? આપણા શરીરમાં આપણે એક અજબ રચના જોઇએ છીએ કે જે આપણે બરાબર સમજી શકતા નથી. આપણે જોઇએ છીએ કે આપણી મરજી, આપણા શરીર ઊપર, તેના અવયવો ઉપર, તેની ઈંદ્રિઓ ઉપર ઘણો કાબુ ચલાવે છે. આપણે જોઇએ છીએ કે આપણો આત્મા આપણા શરીર સાથે સંબંધ રાખે છે,

અને એઊી એકમેકપર અસર કરે છે, પણ આપણે બરાબર પામી શકતા નથી કે તેઓ કેવી રીતે તે અસર કરે છે. આપણુને સુખ અને આરામ માટે ઇચ્છાઓ ઊત્પન્ન થાય છે કે જે આપણે ભોગવી શકીશું નહિં. આપણુને જ્ઞાન પ્રાપ્ત કરવાની ઓહોળી શકિતઓ છે કે જે જીંદગી ટુંકી હોવાને લીધે આપણે પ્રાપ્ત કરી શકીશું નહિં. આપણુને વિચાર આવે છે કે એ ઓહોળી શકિતઓનો શબબ શો ? વળી આપણી જીંદગીને ફકત આ દુનિયાનીજ વિચારતાં વિચાર આવે છે કે આપણુને આ ચોકસ જમાનામાં, તથા ચોકસ જગ્યાએ અને ચોકસ હાલતમાં શું કરવા પેદા કર્યા છે ? ભવિષ્યની કોઇ જીંદગી નહિં માનતાં એ સઘળા વિચારના વમળમાં નાંખતા સવાલોનો સંતોષકારક ખુલાસો મળતો નથી. સઘળું અંધકાર અને ભેદભર્યું દીસે છે. આપણુને લાગે છે કે આપણી જ્ઞાન સંપાદન કરવાની બુલંદ શકિતઓ, ઇચ્છાઓ, લાયકાતો સઘળી નીસ્તી પામવાની, આપણા નામ ઉપર મીડું પડવાનું અને આપણો સમુળો છેડો આવવાનો, જ્યારે બીજી સેંકડો અને હજારો પેદાયશો વગર નેમે અને મતલબે હસ્તીમાં આવશે.

વળી આપણી દુનિયાની નીતિમાન બાજુ તરફ નીવા કરતાં આપણે સઘળે જુલમ, જાસ્તી અને અવ્યવસ્થા જોઇએ છીએ. પેલી અંગ્રેજી કહેવત પ્રમાણે કે "કોવતજ સઘળી બાબતમાં પૂરતો હક ધરાવે છે (might is the only right), જોરાવરો નબળાઓ ઉપર અને તવંગરો ગરીબ ઉપર ઘણીકવાર અને ઘણીક જગ્યાએ ફાવી જાય છે. લૂટારાઓ, ચોરો, ખુનીઓ વિગેરે ગામો અને શેહેરોની પાયમાલી લાવે છે. બીગુનાહ અને નિર્દોષો નેક અને સાચાઓ હાડમાર થાય છે, અને જાલમો અને જાસ્તીખોરો અમનચમનમાં લેટે છે, એશઆરામમાં ખેલ કરે છે, અને પેલી ગુજરાતી કહેવત કે "જે મારે તેની તલવાર" પ્રમાણે કારભાર ચાલે છે. ઇનસાફ અને ન્યાય, વાજબીપણું અને

રાસ્તી જેવું કંઈએ નથી, કારણ કે મોતથી સઘળાનું સેવટ આવી જવાનું. બીજી જીંદગી જેવું તો કાંઇ નથી; જે છે તે તો આજ જીંદગી છે; તેથી નેક આદમીને તેની નેકીનો બદલો મળનાર નથી. જેમ એક પવનના સપાટાથી ધૂળની રજકણો અહિં તહિં ઉડી જેમ ગમે તેમ વિખરાઈ જાય છે તેમ કોઈ નિયમ વગર માણુસ જાતનો મોટો ભાગ બનાવોનો ભોગ થઇ પડશે. કોઈ કોઈ નેકીની તારીફ કરે છે અને બદીને વગોવી કાઢે છે પણ તે બધું ફોકટ. નેકી શી ને વાત શી ? નેકી તો ફક્ત નામનીજ છે. કાંઇ વાસ્તવિક નથી. જ્યારે તેનો બદલો ભવિષ્યમાં તો કોઇ મળવાનો નથી ત્યારે મારા શા ભોગ લાગ્યા છે કે જો તે નેકી મારી આ જીંદગીના થોડા વખતના સુખને આડે આવતી હોય તો તે નેકીને હું અખ્ત્યાર કરવા જાઊં ? બદી અખ્ત્યાર કરવાથી મને હાલમાં કોઈ મોજ મળતી હોય તો મારે શી પડી છે કે તે બદી હું તજી દઊં ? કારણ મને તે બદીના બદલામાં શિક્ષા તો કાંઇ મળવાની નથી. ભવિષ્યની જીંદગી જેવું તો કંઈએ નથી. જે છે તે તો ફક્ત આજ જીંદગી છે ત્યારે આ ત્રણ પાંચ દહાડાની નાની જીંદગીમાં જે સુખ મેળવવાનું હોય તે મેળવી લઇએ, જે મઝા ભોગવવાની હોય તે ભોગવી લઈએ, પછી તે સુખ યા મઝા ગમે તે પ્રકારનાં હોય. અને જ્યારે પૈસાથી મઝા અને એશઆરામ મળે છે ત્યારે આપણે બનતાં સૂધી પૈસા મેળવવા, પછી તે ગમે તે રીતથી હોય, ઠગાઇથી હોય કે દગાલબાજીથી હોય, લફંગાઇથી હોય કે ચોરીથી હોય. વ્યભિચાર અને ખરાબ સંગતથી દૂર રહેવાની આપણને અગત્ય શી છે ? જ્યારે ભવિષ્યમાં એવા દુરાચરણોની શિક્ષા કંઇ નથી અને આપણા મોત પછી તો સઘલું ખલાસ છે, ત્યારે એ બૂરી ચાલથી આપણી ઇંદ્રિઓને હવડાં મોજ અને તૃપ્તી મળતી હોય તો તે શા માટે આપણે નહિં ભોગવીએ ?

વળી જો ભવિષ્યની જીંદગી જેવું કાંઈ નથી તો આ દુનિયાનાં દુઃખો, નાઉમેદીઓ અને ગમો સબુરીથી સહન કરવાનો

સબબ કાંઇએ નથી. એ દુઃખો સહન કરવાની કોઇ પણ મતલબ યા નેમ નથી. ખોદાએ દુઃખો અને સંકટો દેહને કષ્ટી આપવાને માટે શાને સારૂ સરજ્યાં ? આશાનો અથવા ભવિષ્યની સારી ઊમેદનો તો એમાં જરાક અંશ પણ નથી. ભવિષ્યમાં સઘળું સારૂં થશે એવા વિચારથી આ દુનિયાના સંકટોને સહન કરવાને ઊશ્કેરવા માટે ઇશ્વરે આશાનું એક કીરણ પણ પેદા કર્યું નથી. ત્યારે વગર મતલબે, વગર કારણે અને વગર વાંકે આપણે માટે આ દુનિયાનાં દુઃખો અને સંકટો ઇશ્વર જે ડહાપણનો ભંડાર ગણાય છે તેણે શાને માટે સરજયાં ? અને જ્યારે તેણે એમ વગર મતલબે સરજ્યાં ત્યારે તે ડહાપણ અને ઇનિસાફનો ખાવિંદ કેમ ગણાય ?

વળી આપણે જોઇએ છીએ કે વિદ્યા પોતાનો વધારો કરતી ચાલી છે અને હુન્નરો આંગળ વધતા ચાલ્યા છે અને માણસો પોતાના જ્ઞાનમાં વધારો કરતાં ચાલ્યાં છે. પણ એ જ્ઞાન શા ખપનું જ્યારે આપણે માટે બીજી કોઇ જીંદગી નથી કે જ્યાં તે વધુ પ્રફુલ્લિત થાય ? કેટલીક મેહેનત કરી, રંજ ખેંચી, અને ઊજાગરો કરી મેળવેળું જ્ઞાન શા ખપનું જ્યારે ચપ દઇને આવી ઊભેલા મોતથી તેનો છેડો આવી જાય ? એ સઘળા જ્ઞાનની અગત્ય શી ? અને તે ઉપર મેહેનત લેવાનું કારણ શું ? ત્યારે તો ખાઓ, પીઓ અને મઝાજ કર્યા કરો. જ્ઞાન મેળવવા પાછળ ફોકટ વખત કાં ગુમાવોછો ?

વળી ભવિષ્યની જીંદગી જેવું કાંઇ નહિં હોય તો સર્વ કારણોના કારણ સર્વ મૂળોનાં મૂળ ઈશ્વિર વિષે વિચાર કરતાં જોકે તેની હદ વિનાની સર્વ શકિત આપણી નજરે પડે છે તોપણ તેના ડહાપણ, ભલાઈ, અને ઇનસાફ ઉપર આપણને શક જાય છે. તે ડહાપણનો ખાવિંદ કેમ હોય જો તે આપણા મનમાં ભવિષ્યની જીંદગીની રૂડી ઇચ્છાઓ મેલે પણ તે ઇચ્છાઓ બર લાવવાને માટે કોઈ ખરેખરી ભવિષ્યની જીંદગી નહિં હોય ? તે ડહાપણનો

સાહેબ કેમ હોય, જો તે આપણામાં બુદ્ધિમાન અને નીતિમાન ગંજાવર શકિતઓ મેલે પણ તે શકિતઓને વધુ અને વધુ પુખ્ત રીતે અમલમાં લાવવાને માટે કોઇ બીજી જીંદગી ન હોય ? વળી તે ડહાપણ અને ઇનસાફનો ખાવિંદ કેમ હોય જો તેણે ફકત આજ જીંદગી સરજી હોય કે જેમાં ગેરઇનસાફ, જૂઠાઇ જુલમ જાસ્તી અને અનેક પ્રકારની અવ્યવસ્થા જોવામાં આવે? તે ભલાઇનો માલિક કેમ હોય જો તેણે આપણે માટે બીજી જીંદગી નહિં સરજી હોય તો ? કારણ કે આ દુનિયામાં તો આપણે ઘણાંક ફોકટનાં દુઃખો અને સંકટોને પાત્ર થયલા છીએ કે જે ભવિષ્યની જીંદગીની હસ્તી વિના વગર મતલબ અને નેમના થઈ પડે. તે ખુબીનો ખાવિંદ કેમ ગણાય જો તે આપણામાં ઊમેદો મેલે કે ભલાં કામો કરશો તો બેહેશ્ત પામશો અને ધાસ્તીઓ મેલે કે જો ભૂંડાં કામો કરશો તો દોજખ પામશો, પણ તે ઊમેદો અને ધાસ્તીઓને અમલમાં મેળવા માટે ભવિષ્યની બીજી જીંદગી જેવું કાંઈજ નહિં હોય ? તે ન્યાય અને ઇનસાફનો સાહેબ કેમ ગણાય જ્યારે આ દુનિયામાં તો ઘણી વાર ભલાઓ અને ભૂંડાઓ એક સરખી રીતે નાઉમેદીઓ, દુઃખો અને સંકટો વેઠે છે. અથવા તો કેટલીક વાર ભૂંડાઓ ફાવી જઇ માન પામી જાય છે, જ્યારે બિચારા ભલાઓ હેરાન અને દુઃખી થાય છે ? જો ભવિષ્યની જીંદગી જેવું કાંઈ નહિં હોય તો એ સઘળા ઉપરથી એ સાર નીકળે છે કે આ દુનિયાનો બનાવનાર કોઈ ડહાપણ અને ઇનસાફ, ભલાઈ અને ખુબીનો ખાવિંદ નથી પણ તોર અને ફાંટાઓનો ધણી છે, જે આ દુનિયાની હકુમત કોઇ અજબ ધોરણ ઉપર, કોઈ નહિં સમજ પડે એવા કાનૂન ઉપર ચલાવે છે.

એ પ્રમાણે ત્યારે જો આપણે ભવિષ્યની જીંદગી ના પાડીએ તો આપણને એવા બીહુંદા સેવટ ઉપર, એવા કઢંગા ચુકાદા ઉપર, એવા અક્કલ વિરૂદ્ધ પરિણામ ઉપર, આવવું પડે છે. ડા૦ ડીક કહે છે તેમ "ભવિષ્યની જીંદગીનો એવો ઇનકાર પેદાયશન

દેખાવ ઉપર અંધકારનો પડદો નાંખે છે અને માણસને શી મકસદથી પેદા કર્યો છે તે મકસદને એક નહિં પામી શકાય એવા ભેદ ભરમમાં ઢાંકી નાંખે છે. તે આ દુનિયાની નીતિમાન બાજુને તાલા વગરનાં તત્વોના એક ગુંચવણુ ભર્યા જુમખા તરીકે બતલાવે છે કે જેઓમાંથી કાંઇપણ મતલબ સરતી નથી અને જેઓની ઉપર કોઈ પણ ચતુર હાથનો કાબુ નથી. તે માણસ જાતને એકમેક સાથે ફકત કાળ અને સ્થળથી જોડાયલાં, ફકત ઇંદ્રિઓનો ભોગવટો કરવાને પેદા કરેલાં અને હેવાનની માફક પોતાની જીંદગી તમામ કરવાને સરજેલાં જણાવે છે; તે નીતિમાન કામોના મૂળ પાયાને તોડી નાંખે છે; નેકી અખત્યાર કરવાને ઉશ્કેરનાર મજબૂતમાં મજબૂત હેતુઓને દૂર કરે છે અને દરેક જાતની બદીના દરવાજા ખુલ્લા મૂકે છે; તે એક ચિંતાતુર મગજ સનમુખથી ઉમેદ અને આશાનું લંગર ઊંચકી નાંખે છે અને સંકટો અને દુઃખો વચ્ચે આપણને ટેકવી રાખનાર દરેક મૂળતત્વોનો નાશ કરે છે; તે માણસ જાતને તેઓના નીતિમાન અને બુદ્ધિમાન જાતી ગુણોના દરજ્જાને છાજતી ચઢતી હાલતે પહોંચાડવાની દરેક કોશિશને તોડી પાડે છે અને ઉપયોગી વિદ્યાના વધારાને આડે આવે છે. તે પેદાયશની સુંદર કરામતોની શોધ કરવાથી અને વખાણવાથી માણસના મનને અટકાવે છે અને પૃથ્વીના ગોળા ઉપર પથરાઈ ગયલા કુદરતના કેટલાક નાશોને વધારે અંધકારમાં ઢાંકી નાંખે છે; આકાશમાં પ્રકાશતી કરામતોથી વધારે વાકેફ થવાની આપણી દરેક ઉમેદોનો તે છેડો લાવે છે; અને કુદરતની કરામતોને આપણી સનમુખ સંપૂર્ણ રીતે ખુલ્લી થયલી જોવાની દરેક આશાનો અંત લાવે છે. ઇશ્વરની પ્રતિષ્ઠાને તે ભયંકાર અંધકારમાં ઢાંકી નાંખે છે; તેના બીહદ ડહાપણ, ખુબી અને ઇનસાફના સદ્ગુણો તેનાથી છીનવી લે છે; તેને સર્વ શકિત સિવાય બીજા કોઇપણ ગુણ વિનાનો કરે છે અને ગમે તેમ ફાંટા પ્રમાણે કામ કરતો અને કોઇપણ ભલું ઇચ્છનારા

સાધનના કાબુ વિનાનો ગણે છે. ટુંકામાં નેક અને ઉદાર કામો કરવાના આપણા દરેક હેતુને ભુસી નાંખે છે. મનુષ્ય જાતીની નાજુક લાગણીઓ અને પ્રીતિઓને ઠંડી કરી નાંખે છે અને સઘળી બાબતના નાસ્તિકપણા ઉપર લઇ જાય છે. માણસ જાતને તેની આ દુનિયાઇ મુસાફરીમાં પોતાનો માર્ગ કાપવાને જે કાંઈ ચીજ ઉલટ આપે છે, તે દરેક ચીજની આશા કાપી નાંખે છે,અને તેની નજર સનમુખ હમેશ સૂંઘી અંધકારની કાળાશથી ઢંકાયલી એક ખાલી ઉદાસી સિવાય બીજો કોઇપણ દેખાવ રજુ કરતો નથી.

એ પ્રમાણે ત્યારે જ્યારે ભવિષ્યની જીંદગીનો ઇનકાર આપણુને ઘણા બીહુંદા સેવટ ઉપર લાવે છે કે જે માનવાને આપણી અક્કલ કબુલ કરતી નથી ત્યારે તો સેવટ એજ આવે છે કે ભવિષ્યની જીંદગીનો ઇનકાર ખોટો છે અને ખચીત માણસ માટે કોઇ ભવિષ્યની જીંદગી હોવી જોઈએ. ભવિષ્યની જીંદગીનો ઇનકાર કરતાં જે આપણે કેટલાંક કફોડાં સેવટો ઉપર આવીએ છીએ તેમાંનાં એક અગત્યના સેવટ ઉપરજ વિચાર કરો. અગરજો ભવિષ્યની જીંદગી નહિં હોય અને જે હોય તે ફકત આ દુનિયાની ત્રણ પાંચ દહાડાનીજ જીંદગી હોય તો આપણે આગળ જોયું તેમ ઇશ્વર અદલ ઇનસાફનો તથા સંપૂર્ણ ડહાપણ અને ખુબીનો માલિક ઠડતો નથી. પણ એમ માનવું અક્કલથી ઊલટું છે, અને આપણો ઇશ્વર ખરેખર ઈનસાફ ડહાપણ અને ખુબીનો ખાવિંદ છે. તેના ડહાપણ અને ખુબી તો બોહોળી કુદરતમાં કેટલીક હદે પ્રકાશી રહયાં છે. ત્યારે તો આપણે એ સેવટ ઉપર આવીએ છીએ કે આપણું અસલ સિદ્ધાંત કે ભવિષ્યની બીજી જીંદગી નથી તે ખોટું પડે છે. યા તો ભવિષ્યની જીંદગી માનવી જોઇએ અથવા નહિં તો આ સૃષ્ટિના કારભાર ઉપર દેખરેખ રાખવા માટે એક અદલ પરમેશ્વર છે તેનો ઈનકાર કરવો જોઇએ. બેમાંથી એક થવું જોઇએ. જ્યારે પાછલું માનવાને આપણે તૈયાર નથી ત્યારે પેહેલું પોતાની મેળે ખરૂં પડે છે.

જો ભવિષ્યની જીંદગી નહિં માનીએ તો આપણી સનમુખ કેવું સીહા ચિત્ર રંજુ થાય છે તે આપણે જોયું. હવે વિદ્વાન શેકસપિયર કહે છે તેમ "એ ચિત્ર તરફ જુવો અને આ તરફ જુવો." ભવિષ્યની જીંદગી માનતાં કેવું રોશન અને ખુશનુમા ચિત્ર આપણી સનમુખ ઊભું થાય છે, અને કેટલીક ગુંચવણ ભરી બાબતનો કેવો સરસ ખુલાસો થઇ જાય છે તે જુવો. ડા૦ ડીક કહે છે તેમ "ભવિષ્યની જીંદગીનું આકીન નીતિમાન દુનિયાની કેટલીક નજરે પડતી અવ્યવસ્થાનો ખુલાસો કરે છે અને આપણી હાલની હાલતમાં ઈશ્વરના કારભારના વાજબીપણા વિષે જે મુશ્કેલીઓ ઊઠે છે તેના ખુલાસા માટે એક ચાવી રજુ કરે છે. એક અવિશ્વાસી માણસના નાઉમેદી ભર્યા વિચારો અને સીહા ચિંતનોથી ઉલટી રીતે તે એક નેક આદમીના મનમાં જીવતી અને જાગતી ઉમેદ ઊભી કરે છે અને પેદાયશના દેખાવ ઉપર અને ઇશ્વરની હકુમતના દરેક ભાગ ઉપર કીર્તિવાન ઝલકાટ ફેંકે છે. તે પોતાની મેળે હસ્તીમાં આવનાર અને હમેશ હૈયાત ઇશ્વરને અવર્ણનિય ઉદારતા, મોટાઇ, અને મનોહર ગુણના મૂળ તરીકે અને અમુક ડહાપણ, અદલ ઈનસાફ, અને અનંત ખુબીના માલિક તરીકે રજુ કરે છે કે જે તેનીજ પ્રતિમાની માફક પેદા થયલા બુદ્ધિ ધરાવનાર આત્માઓની એક પછી એક આવતી અગણિત ઓલાદો ઉપર હકુમત ચલાવે છે અને વાજબી અને ઇનસાફી કાયદાઓથી તેઓ ઉપર રાજ્ય કરે છે, જે એક સર્વ શકિતવાન અને અમુક હાથથી દરેક ચીજ ઉપર સતા ધરાવે છે, અને જે પોતાની સઘળી વાંટણીઓને સેવટે નીતમાન દુનિયાના સુખને અનુસરતી કરે છે. તે આપણી સનમુખ એક હદવિનાનો દેખાવ રજુ કરે છે કે જેમાં આપણે ઇશ્વરની કરામતનો,—તેના સઘળા રંગ રૂપમાં—વિચાર બાંધવાની ઊમેદ રાખી શકીએ, જ્યાં ઇશ્વરની સંપૂર્ણતાની કીર્તિઓ ઘણી મનોરંજક રીતે દેખાડવામાં આવશે, જ્યાં માણ-

સના મનની શક્તિઓ જાથુક મફુલ્લીત થતી જશે અને નવી ઊમદા અને ખુબસુરત વસ્તુઓ એક હદવિનાના દુરદષ્ય ચિત્ર મિસાલ, એક અંત વિનાની દુનિયાની માફક, જાથુક નજર સનમુખ ઊભી થશે. માણુસની હાલની અને ભવિષ્યની સરજત ઉપર જે વાદળાં ઘેરાયલાં દીસે છે તેઓને તે દૂર કરે છે અને ભવિષ્યની ઊમેદ રાખતી ઇચ્છાઓ જે આપણામાં દર પળે નજરે પડે છે, અને જ્ઞાન સંપાદન કરવા માટેની બુલંદ શક્તિઓ જેઓને આ હાલની જીંદગીમાં પૂરતી રીતે અમલમાં મૂકી શકાતી નથી તેઓનો ખુલાસો કરે છે. તે નીતીમાન જીંદગી ગુજારવા માટે, શુભેચ્છક અને હિંમત ભર્યા કામો કરવા માટે, બળવાન વિદ્યાના અભ્યાસના વધારા માટે, અને સઘળી વર્ણનાં માણસોમાં ઉપયોગી જ્ઞાનનો મસાર કરવા માટે મજબૂત કારણો રજુ કરે છે. આ જીંદગીના દુઃખો વચ્ચે તે મજબૂતમાં મજબૂત દિલાસો અને ટેકો આપે છે, અને અહિં આપણા ઉપર પડતાં એ દુઃખોના સબબ તરીકે ખુલાસો કરે છે કે તેઓ નેકી અખત્યાર કરવાને માટે ઉત્તેજન આપનારાં સાધનો તરીકે છે અને આપણે માટે કીર્તિનો વધતો જતો અને જાથુકનો બોજ મેળવવા માટે કામ કરે છે. તે આપણને ઉમેદ બાંધવાને આધાર આપે છે કે જગતના દૂરદરાજ ભાગોને આપણી નજરથી દૂર રાખતો જે પડદો આડો પડેલો છે તે ઊંચકી નાંખવામાં આવશે, અને સૃષ્ટિની આશ્ચર્ય પમાડતી રચના, તેના સઘળા ઊમદા મમાણુમાં અને ખુબસુરત ગોઠવણોમાં, આપણી નજર સનમુખ વધારે ખુલ્લી કરવામાં આવશે. મોતના કાસદ સાથે કુદરતી રીતે આવતી ધાસ્તીઓને તે દૂર કરે છે અને ઘોરના મકાંનો ઉપર એક જાતનો મકાશ નાંખે છે. મોતની અંધારી ખાણને તે ખુશી ભરી કરે છે અને તેને સંપૂર્ણતા અને સુખની એક દુનિયામાં જવાનો માર્ગ કરે છે કે જ્યાં બદીનો હમેશ સૂધી સમુળો નાશ થશે, જ્યાં જ્ઞાનસંબંધી રોશની હરખાઇ જતા

આત્મા ઉપર ચળકાટ સાથે પ્રકાશશે, અને જ્યાં સ્વર્ગમાં વાસ કરનારી નેકી જે હાલમાં વારેઘડીએ હાડમારે થાય છે અને ધિક્કાર પામે છે, તે વગર હરકતના અને હમેશના રાજ્યમાં ગાદીનશીન થશે.

એ પ્રમાણે ત્યારે, જ્યારે ભવિષ્યની જીંદગીનો ઇનકાર પોતામાં ઘણી ગુંચવણો બીહુંદા સેવટો અને ઇશ્વરની નિંદા ભર્યા ખ્યાલો ધરાવે છે અને જ્યારે ભવિષ્યની જીંદગીનો એકરાર નીતિમાન દુનિયાની ઉપર ફરી વળેલા અંધકાર ઉપર રોશની નાંખે છે, ઇશ્વરની વાંટણીના નહિ સમજ પડે એવા ગુંચવણ ભર્યા માર્ગોને ખુલ્લા કરવાની એક ચાવી બખશે છે, અને માણસ જાતની હાલની હાલત સંબંધી દરેક મુશ્કેલીનો ચુકાદો કરે છે. ત્યારે તો એક મનમાં ગુમાન રાખતો ફિલસુફ જે આ અગત્યની સરચાઇ ના પાડે છે તેને આપણે તર્કશાસ્ત્રના તે નિયમો કે જે તે પોતાની સિદ્ધ પદાર્થને લગતી અને ગણિતને લગતી શોધની બાબતમાં એક સરખી રીતે કબૂલ રાખે છે તેઓની વિરૂદ્ધ કામ કરતો અને તેની અમર સરજતની તરફેણમાં જે કાંઇ દલીલ રજુ કરવામાં આવે તેની સામા થવાને મજબુત ઠરાવ કરી આવેલો ગણવો જોઇએ.”

---

## બાબ સતરમો.

---

### આત્માના નિરંતર જારીપણાની વિરૂદ્ધ કરવામાં આવતી અચિંતયતા (INCOMPREHENSIBILITY) ની દલીલની તપાસ.

જે પ્રમાણે પદાર્થ આ દુનિયામાં નાશ થયા વગરનો જારીને જારી છે તેમ આત્મા પણ અમર અને જારી છે તે વિચારની વિરૂદ્ધ અચિંત્યતાની દલીલ રજુ કરવામાં આવે છે. એટલે

કહેવામાં આવે છે કે પદાર્થનું નિરંતર જારીપણું સમજ પડે એવું છે પણ આત્માનું નિરંતર જારીપણું સમજ પડતું નથી. એને પ્રોફેસર એડવીન આર્નોલ્ડ નીચે પ્રમાણે તોડે છે. તે કહે છે કે આપણે આપણી આસપાસ હાલની કુદરતી વિદ્યાએ શોધી નાંખેલા હૈયાતીના ઘણા દાખલાઓ જોઇએ છીએ કે જેઓ શરૂઆતમાં નહિં માની શકાય એવા બનાવોથી ભરપૂર હોય છે, અને જેઓ વિદ્યાશાસ્ત્રીઓને વિચાર અને નહિં સમજ પડે એવી ગુંચવણમાં રાખે છે. દાખલા તરીકે એફીદી (aphidæ) નામનાં ઝીણાં જાનવરો યુરોપમાં રોપાઓ ઉપર થાય છે અને તેઓને નાશ કરે છે. એ જીવજંતુઓની હૈયાતીની વિગત નહિં સમજ પડે એવી અજબ છે. પાનખર ઋતુમાં એ જાનવરોમાં નર અને માદાના જોડાં પુષ્કળ દીસે છે, જેઓમાંથી માદા ઇંડાં મૂકે છે, અને વસંત ઋતુમાં તે બારીક ઇંડાંઓ ઉપર સેવન બેસે છે. પણ એ ઇંડાંઓમાંથી નરમાદા એવાં પ્રકારનાં જાનવરો પેદા પડવાને બદલે સઘળાં માદા બચ્ચાંઓજ પેદા પડે છે. એ માદા બચ્ચાંઓ થોડા વખત બાદ કોઇ નર જાનવર વગર ગર્ભવંતાં થઇ બચ્ચાંઓને જન્મ આપે છે જે પણ સઘળાં માદાઓજ હોય છે. એ બચ્ચાંઓ વળી પાછાં કોઈ નર જાનવર વગર પાછાં માદાઓનેજ જન્મ આપે છે. એ પ્રમાણે પેહેલા નરનારીના જોડકાના સંબંધ પછી દશ અગીઆર પેહેડી સૂધી નર વગર માદા બચ્ચાંઓ માદા બચ્ચાંઓને જન્મ આપે છે. પછી છેક દશમી યા અગીઆરમી પેહેડીએ નર અને માદા બેઉ જાતનાં પાંખ સાથેનાં બચ્ચાં પેદા પડે છે. એ બચ્ચાંઓ પછી માંહોમાંહે જોડાં બંધાય છે.

હૈયાતીનો વિચિત્ર પ્રકારનો બીજો દાખલો પ્રોફેસર એડવીન આર્નોલ્ડ પ્રોટામીબા (protamæba) નામના બારીક જાનવરોનો આપે છે જેને માટે આપણે એમ કહીએ કે તે કદી મરતું નથી અથવા અમર છે તો ચાલે. કારણ કે એ જાનવરમાંથી તેના ભાગ પોતાની મેળે છૂટા પડે છે અને તેઓ હૈયાતી ભોગવે છે.

વળી તે દરેક ભાગમાંથી પાછા ભાગ છૂટા પડે છે અને તેઓ હૈયાતી ભોગવે છે. એમ જમાનાના જમાંના સૂધી ચાલુ રહે છે.

વળી એક પતંગીઉં એક કીડા ઉપરથી એવાજ વિચિત્ર નહિં સમજ પડે એવા ફેરફારો પછી બને છે. તમે કહેશો કે પતંગીઆની હાલતમાં થતા ફેરફાર તો આપણે જોઈ શકીએ છીએ પણ માણસના આત્માની હાલતના ફેરફાર તો આપણે જોઇ શકતા નથી. એ ખરૂં છે પણ માણસ જાત તો આ દુનિયાની નજરે પડતી પેદાયશમાં પેહેલો દરજ્જો ભોગવે છે અને અક્કલ અને વિચાર શકિતની મદદથી પોતાથી ઉતરતી પેદાયશની સઘળી હાલત જોઇ શકે છે અને તેથી તે પતંગીઆના ફેરફાર પણ જોઇ શકે છે. પણ પેલું પતંગીઉં અથવા પેદાયશની હારમાં કોઇ ઉતરતી પેદાયશ, પોતાથી દરજ્જામાં ઉંચી પેદાયશની હાલતમાં શા ફેરફાર થાય છે તે જોઇ શકતું નથી. પતંગીઉં અથવા કોઇ હલકું પ્રાણી માણસ વિષે પૂરતો ખ્યાલ બાંધવાને શકિતવાન નથી. તેમ આપણે માણસ જાત આત્માની પછીની ચઢતી હાલત ખરેખર નિહાળવાને શકિતવાન નથી. પણ જેમ આપણે ચઢતો દરજ્જો ભોગવનાર માણસો આપણાથી ઉતરતો દરજ્જો ભોગવનાર જાનવર પેદાયશની હાલત નિહાળી શકીએ છીએ તેમ આપણાથી ચઢતા દરજ્જાના મીનોઇ આત્માઓ આપણી હાલત પૂરતી રીતે નિહાળી શકતા હશે. જેમ એક પતંગીઆનો ફેરફાર આપણ માણસ જાતના મનથી સાધારણ છે તેમ આપણાથી ગુજર પામેલા ચઢતા દરજ્જાના આત્માઓના મનથી મરણબાદ માણસના આત્માનું બીજી જીંદગીમાં પસાર થવું એ એક સાધારણ બનાવ હશે. જે આપણને આપણી કમસમજથી ગુંચવણ ભર્યું દીસે છે તે તેઓને ઘણું કુદરતી અને કાયદાપૂર્વક દીસતું જોઈએ. જો આપણે આપણ પોતાને એક વિચાર ખાતર હલકા દરજ્જાનાં પ્રાણીની હાલતમાં મેલીએ—જેવા કે એક કીડીની હાલતનાં પ્રાણીમાં—તો ચઢતા દરજ્જાના પતંગીઆમાં થતા ફેરફારો આપણને

અદ્‌ભૂત અને નહિં બની શકે એવા દીસે. પણ આપણે માણસને મનથી તો તે સાધારણ અને કુદરતી છે તેજ પ્રમાણે આપણા આત્માના સંબંધમાં સમજવું. આત્માનું બીજી હાલતમાં પસાર થવું આપણે જોઈ શકતા નથી પણ આપણાથી ચઢતો દરજ્જો ભોગવનાર આત્માઓને મનથી તો તે સાધારણ હોવું જોઇએ.

એ પ્રમાણે મરણ પછીની ભાનવાળી હાલત વિષેનો ખ્યાલ જો આપણને હાલ કદાચ પૂરતો નહિં આવે તો તે ઉપરથી તે હાલત નહિં હોય એવો શક લઈ જવાનું પ્રોફેસર આર્નોલ્ડ કહે છે કે આપણને કંઈએ કારણ નથી. તે કહે છે કે એમ તો દરિયાના કાછુઓને 'સોર્દફીશ' નામની માછલી વિષે કાંઇ ભાન નથી. અથવા તો દરિઆને તળીએ રહેનારી માછલીઓને પક્ષિઓ વિષે કાંઈ ભાન નથી તેથી શું માછલાંઓની હસ્તી કાંઇ શક ભરી ગણાય? આપણો અનુભવ ફકત આ દુનિયાનો છે તેથી આપણે બીજી દુનિયાની જીંદગી કેવા પ્રકાર અને કેવી તરેહની હશે તે ચોકસ કહી શકતા નથી. પણ તેથી તે જીંદગી નહિં હોય એમ અનુમાન કરવાનું આપણને કારણ નથી. સપાટી ઉપર નજરે પડતા દેખાવ ઉપરથી ભૂલાવાનું કારણ નથી. પેહેલી નજરે ભવિષ્યની જીંદગીની હાલત અને બનાવ નહિં સમજ પડે એવાં દીસે છે, તેથી તે પેહેલી નજર ઉપરથી ભૂલાવો ખાવાની અગત્ય નથી. સચ્ચાઇ કદાચ ફકત એકજ પડદા પાછળ ભરાયલી હશે. તે પડદો ઊંચકાઇ જશે કે તે દેખાઇ આવશે. કુદરત એક વાહલી માતાની માફક પોતાનાં બચ્ચાંને ઘણી વાર વાહી કાઢે છે અને ખરી બાબતથી ઊડાવે છે. મોત, ચોરી ખુન વિગેરેની વાતો વિષે નાનું બચ્ચું જોકે માને સવાલ કરેછે તોપણ તે વહાલી મા રખેને બચ્ચું હબતે તેથી તેને ઊડાવે છે, અને જ્યારે વખત આવે છે ત્યારે બચ્ચું પોતાની મેળે ખરી હકીકતથી વાકેફ થાય છે. એજ પ્રમાણે કુદરત સપાટી ઉપરથી ઘણી બાબતો નહિં સમજ પડે એવી છૂપી રાખે છે. જ્યાંસૂધી કોપરનીકસે માણુસ જાતને ખાતરીપૂર્વક શીખવ્યું નહિં કે પૃથ્વી ફરે

છે અને સૂર્ય થંભ્યું છે ત્યાંસુધી દરરોજ સૂરજને ઊગતો અને આથમતો જોઇ કુદરતની સપાટી ઉપરના એ દેખાવ ઉપરથી માણુસ ઠગાયો હતો અને માનતો કે પૃથ્વી થંભ છે, અને સુરજ ફરે છે. કુદરતે સપાટી ઉપરથી માણુસને એવું શીખવ્યું હતું કે તેના શરીરના કોઇ પણુ ભાગને હથિઆરથી ઇજા કરવામાં આવે તો તેને ઘણું દુઃખ દરદ થવું જોઇએ. પણુ સીંપસન નામના શખ્સે કલોરોફોર્મ નામનો સંયુકત રસાયણી પદાર્થ શોધી કાઢયો ત્યારે માલમ પડ્યું કે સપાટી ઉપરના ઉપર ટપકેના દેખાવ ઉપરથી કુદરત ભૂલાવો ખવાડતી હતી. ચાર્લસ પેહેલાના કાબેલ વેદ હાર્વીએ લોહીની ગતિનો કાયદો પેહેલો સમજાવ્યો ત્યાંસૂધી સપાટી ઉપરના દેખાવથી ભૂલાવો ખાઈ માણુસ જાતના કાબેલમાં કાબેલ વેદો એવું માનતા હતા કે લોહી ફકત નસોમાંજ વહે છે, અને ધોરી રગ તો ફકત હવાથી ભરેલી હોય છે, કારણુ કે મરણુબાદ તેમાં લોહી દેખાતું નથી.

એ પ્રમાણે ત્યારે સપાટી ઉપરના દેખાવ ઉપરથી ભવિષ્યની જીંદગી પણ આપણુને નહિં સમજ પડે તેવી દીસે પણુ તે ઉપરથી તેની હસ્તી વિષે ભૂલાવો ખાવો નહિં. જેમ ઉપલા બનાવોમાં બન્યું તેમ જ્યારે વખત આવશે ત્યારે કુદરત એ ઉપરનો પડદો પણુ દરેક માણુસ માટે ખોલશે અને તેને ખરી હકીકત દર્શાવશે કે મરણુ કાંઇ અત્યંત મોટો નવો બનાવ નથી પણુ તે એક ફેરફાર છે. ચાલુ હૈયાતીમાં તે એક જાતનો ફેરફાર છે અથવા મી૦ આર્નોલ્ડના શબ્દોમાં કહીએ તો "મોત જો કે તે કોઇ વખત એકાએક અને કવખતે નીપજે છે તોપણુ તે ઘણું કરી જન્મ જેની તે એક જાતની પુરવણી (complement) સમાન છે તેની માફક કુદરતી અને કાયદાસર હોય છે." મોટો પ્લીની જેનાં લખાણોમાંથી "નેચરલ હીસ્ટરી" નામનું બચી રહેલું એક પુરૂ પુસ્તક ખગોલ, પ્રાણી, ઝાડપાન, વાયુ, ખેતી વિગેરે ઘણી વિદ્યાઓનો એક સંગ્રહ છે, તે કહે છે કે "મરણુની

ઘડી એ માણુસની જીંદગીનો ઘણો સરસમાં સરસ ભાગ છે.” ડા. સોલેન્ડર ૧૭૬૮માં કેપટંન કુકની સાથે તેની દુનિયાની પ્રદક્ષિણાની પેહેલી મુસાફરીમાં દક્ષિણ અમેરીકાની છેક દક્ષિણે આવેલા “તેરા દેલફયુએગો” ના પહાડ તરફ જ્યારે જઇ પહોંચ્યો ત્યારે તેણે પોતાના સઘલા સોબતીઓને કીમતી શીખામણ આપી તેઓના જાન બચાવ્યા હતા કે જ્યારે તેઓ તે પહાડના અત્યંત ઠંડા ભાગ ઉપર આવી પહોંચે ત્યારે તેઓએ કદી નિંદ્રા દેવીને શરણ થવું નહિં. ગમે તેવી ઊંઘ આવે તોપણ ઊંઘવું નહિં કે ઊંઘ્યા તો ઠંડીથી તેઓ મુઆ છૂટયા. એક હબસી અને એક અંગ્રેજ ખલાસી તો પહાડ ઉપર ઠંડીથી મરણ પામ્યા. અને પછી ડાકટર સોલેન્ડર પણ જે શીખામણ પોતે આપેલી તે શીખામણ પ્રમાણે નહિં ચાલતાં નિંદ્રાને વશ થવા લાગ્યો. તેના સાથી સોબતીઓએ તેને મહા મુશ્કેલીથી જાગતો ને જાગતો રાખ્યો. એમ જાગતો રાખ્યાથી તે બચ્યો, નહિં તો તે મરણ પામત, કારણ કે બરફની ઠંડીથી તે મરણની ટોંચે આવી રહયો હતો. પણ કહે છે કે તેના સાથીઓએ તેને જગાડી જગાડીને જીવતો રાખ્યા પછી તે વારેવડીએ તે માટે દલગીર થતો અને ગુસ્સે થતો કારણ કે બરફની અત્યંત ઠંડીથી મરણને છેડે પડતી વખતની લાગણીથી તે ઘણો ખુશ થયો હતો. ડાકટર હંટર નામનો એક કાબેલ તબીબ મરતી વખતે દલગીર થયો હતો કે “તેનામાં શકિત નહિં હતી કે તે વર્ણન કરે કે મરણ પામવું એ કેવું સેહેલું અને ખુશકારક છે.” કેન્ટરબરીના છેલ્લા આર્ચ. બિશપ માટે કહે છે કે તેના આ છેલ્લા શબ્દો હતા કે મરી જવું એ “આખરે ખરેખર કાંઇ જીવ જેવી ચીજ નથી.” કેટલીક વાર તરતનાં મરણ પામેલાં માણસોના ચેહેરા ઉપર અત્યંત શાંતિનો ખુશનુમા દેખાવ દેખાય છે, જેને કેટલાકો તે મરનારના તંતુઓના છૂટા પડવાને (muscular relaxation) ને લાગુ પાડે છે. આપણામાં ઘણાંકો તેને તે મરનારની ભલી અને નેક જીંદગીને લાગુ

પાડે છે. પ્રોફેસર આર્નોલ્ડ કહે છે કે એ સંભવિત છે કે તે મરણ પામેલાંઓ પોતા સનમુખ જે બીજી ભવિષ્યની જીંદગી જુવે છે તે વિષેના પોતાના સંતોષ અને પસંદગીનો, પોતાની ભલી ખુશાલીના અને ભલા ભવિષ્યનો પૈગામ જાણે આપણા ઉપર મોકલે છે. એ દાખલાઓ ઉપરથી ત્યારે દીસે છે કે મરણને કાંઠે આવેલા શખ્સોને કુદરત તેને બર વખતે કેટલીક વાર ખરો ચિતાર દેખાડે છે.

એ પ્રમાણે ત્યારે જોકે કુદરત ખરી હકીકત કેટલાકો આગલ રજુ કરે છે પણ ઘણાંકો પોતાના આ દુનિયાના અનુભવની આંખે તે જોવાથી બેનસીબ રહે છે, તે ઉપરથી તે વિષે શકમંદ થવાનું કારણ નથી. આપણી આ દુનિયાની ઇંદ્રિઓ અને જ્ઞાન તે ભવિષ્યની હાલતનું ભાન પામવાને શકિતવાન નહિં થઈ શકે તે માટે આપણે શકમંદ શા કારણે થવું જોઈએ ? આપણી આ દુનિયાની નજરે ભવિષ્યની જીંદગી એક અદ્‌ભુત બનાવ લાગે પણ તે એક સાધારણ કુદરતના કાયદાને અનુસરતો બનાવ હશે. કંઈ પણ અદભૂત અથવા ચમત્કારી જેવું હોવું ન જોઈએ. જે એક હાલતમાં અથવા એક વર્ગને અદભૂત અથવા ચમત્કારી દેખાય તે તેથી ચઢતી હાલતમાં અને બીજા વર્ગને તદન સાધારણ અને કાયદા પ્રમાણેનું દેખાય. પૂરતાં પ્રફુલ્લિત ન થયલાં સાધનો પ્રફુલ્લિત થયલા બનાવોને પૂરતા પિછાની ન શકે એ સંભવિત છે.

ગયા સાલના નેશનલ રીવ્યુ નામના ચોપાનીઆના એક અંકમાં એને મળતી એક બાબતના સંબંધમાં એક લખનાર કહે છે તેમ "જણાયલી ચીજોને હદ છે એટલુંજ નહિં પણ જાણી શકાય એવી એવી ચીજોને પણ હદ છે, અને આપણી ઇંદ્રિઓને જાણવાની શકિતની હદ બાહાર પણ કાર્યનાં ખેતરો અને રીતીઓ છે એમ વિદ્યા ફકત માનવાનેજ નહિં પણ છાતી ઠોકીને કહેવાની ખાહેશ દેખાડે છે. આપણું અંતર્જ્ઞાન, અને ખુદ આપણું અંતર્જ્ઞાનવાળું મન પોતે એક સર્વેંદ્રિય શાસ્ત્રી (physiologist) ની બારીકમાં બારીક પૂછપરછ આગળ પૂરતું નહિં સમજી શકાય એવું, નહિં માપી શકાય એવું, નહિં પામી શકાય એવું છે."

એક પ્રિઝમ મારફતે સૂર્યનાં કીરણોનું જે સ્પેક્ટ્રમ પાડવામાં આવે છે તેમાં રંગનાં નજરે પડતાં કીરણો ઉપરાંત બીજાં કેટલાંક કીરણો છે જે "બાઇ સલફાઇડ ઓફ કાર્બોન" ઉપરની તેઓની અસર ઉપરથીજ માલમ પડે છે. એ કીરણોને રસાયણી કીરણો અથવા એકટીનીક કીરણો કહે છે. આપણે કોઇ પણ રીતે પામી નહિં શકીએ એવી રોશની ફકત સેલેનિયમ ધાતુ ઉપર અસર કરે છે. મજબૂતમાં મજબૂત દુરબીનમાંથી જોતાં જે તારાઓ આપણને દેખાતા નથી તેવા લખો તારાઓ દુરબીનને છેડે મેલેલા એક રસાયણી ક્રિયા કરેલા કાગળ ઉપર એક છબીની માફક છાપ મારે છે. વિજળીનો નજીવામાં નજીવો પ્રવાહ જે આપણને મુદલ નથી લાગતો તે એક લોહચુંબકની સોય ( galvanometer ) ઉપર અસર કરે છે. એ સઘલા દાખલાઓ દેખાડે છે કે ઘણાક બનાવો સાધારણ નજરે દેખાતા નથી પણ તેઓ બની શકે તેવા સંભવિત છે. સંજોગો મળતાં તેઓ પોતાની હસ્તી દેખાડે છે. એજ પ્રમાણે ભવિષ્યની જીંદગીનો બનાવ જોકે તે સાધારણ નજરે નહિં સમજ પડે એવો દીસે છે તોપણ તે કોઇ પણ રીતે અસંભવિત નથી.

---

# બાબ અઢારમો.

## સઘળી દલીલોનું તાત્પર્ય.

ભવિષ્યની જીંદગીની હસ્તીની તરફેણમાં આપણે આગલા બાબોમાં નીચલી દલીલોની તપાસ લીધી.

૧. આપણી પૃથ્વી ઉપર જાણીતા થયલા સઘળા મોટા ધર્મો ભવિષ્યની જીંદગી માને છે અને એ ધર્મોનો પાયો એની હસ્તીના આકીન ઉપર રચ્યો છે.

૨. એ આકીન સઘળા જમાનાઓની, સઘળી જગ્યાની, અને સઘળી જાતની પ્રજાઓમાં સામાન્ય છે.

૩. આત્માનું અદેહકપણું.

૪. આત્માની અમર્ગી વિષેની ઇચ્છા માણુસ જાતના મનમાં છાપ મારી બેઠી છે.

૫. જ્ઞાન સંપાદન કરવાની માણુસની ઇચ્છા, તે મેળવવા માટેની માણુસ જાતની બુદ્ધિમાન બોહોળી શક્તિઓ અને સંપાદન કરેલા જ્ઞાનને જાળવી રાખનારી યાદશક્તિ.

૬. માણુસની સદાચારી અથવા નીતિમાન શક્તિઓ.

૭. જ્ઞાનસંબંધી અને નીતિસંબંધી સંપૂર્ણતા તરફ માણુસ જાતનો જથુકનો વધારો.

૮. અનંત કાળ અને અનંત જગ્યામાં માણુસ જાતના મન સનમુખ ખુલ્લો થતો હદ વિનાનો દેખાવ.

૯. ગુનાહ ભર્યાં કામના પસ્તાવાની હાલતમાં માણુસને ઉપજતી ધાસ્તીઓ અને ખરાબ અગમચેતી.

૧૦. શારીરિક દુનિયાની સારી અને સંપૂર્ણ વ્યવસ્થા સાથે સરખાવતાં નીતિમાન દુનિયાની અવ્યવસ્થા.

૧૧. આ દુનિયામાં સારાં નરસાં કામોનો નાલાયક અથવા અસમર્થ્ય બદલો.

૧૨. માણુસોના નસીબ અથવા હાલતની અસમાનતા.

૧૩. પદાર્થના અવિનાશીપણા ઉપરથી નીકળતો સાર.

૧૪. પ્રગટીકરણના વિચાર ઉપરથી કાઢવામાં આવતું અનુમાન.

૧૫. એ જીંદગી નહિં માનીએ તો તે ઉપરથી ઉપજતા બીહુંદા અક્કલ વિરૂદ્ધ અને નાસ્તિક વિચારો.

એ દલીલોમાંની કેટલીક છૂટી છૂટી કદાચ કોઇને ભવિષ્યની જીંદગીની તરફેણમાં મજબૂત દલીલ નહિં લાગે પણ સામટી

રીતે લેતાં એ સઘળી દલીલો એક નિષ્પક્ષપાત માણસની ખાતરી કરવા માટે પૂરતી મજબૂત છે. એ દલીલો એક બીજીને કોવત આપે છે, એક બીજા ઉપર પ્રકાશ નાખે છે; અને ઇશ્વરના ડહાપણ, ઇનસાફ અને ભલાઈ માટેના આપણા ઊમદામાં ઊમદા અને શ્રેષ્ટમાં શ્રેષ્ટ વિચારોને ટેકો આપે છે. એ દલીલો જૂદા જૂદા જમાનાનાં અને જૂદા જૂદા દેશોનાં ડાહયા માણસોના વિચારોને અનુસરતી છે અને શારીરિક દુનિયા વિષે માણસ જાતનું જ્ઞાન જે હાલ વધતું અને વધતું જાય છે તેને માફક આવતી છે. "બે દુ ચાર" જેવી ગણિતના જેવી ચોકસાઈ સાથેની એ દલીલો કદાચ ન ગણાય તોપણ તેઓ સામટી રીતે ભવિષ્યની જીંદગીની તરફેણમાં એક મજબૂત સાબિતી ગણાય.

ખોદાની હસ્તી અને ભવિષ્યની જીંદગીની હસ્તી એ બેઊને એટલો બધો સંબંધ છે કે સઘળી પ્રજા અને ધર્મો જેઓએ ખોદાની હસ્તી કબૂલ રાખી છે તેઓએ ભવિષ્યની જીંદગી પણ કબૂલ રાખી છે. એ બેઉ આકીનોની દલીલોમાં ઘણુંક સામાન્ય અને એક પ્રકારનું છે. એ બેઉ આકીન વચ્ચે એટલો તો ઘાડો સંબંધ છે કે એક માનીએ તો બીજું માન્યા વગર છૂટકો નથી.

પણ વળી ડા૦ ડીક કહે છે તેમ નાસ્તિકો અથવા ખોદાની હસ્તી નહિં માનનારાઓના વિચારો વટીક એવા ભૂલેલાઓને કોઇક ભવિષ્યની જીંદગીની ધાસ્તીઓથી નિરાળા રાખવાને પૂરતા નથી. જો એ નાસ્તિકોના વિચાર પ્રમાણે આ સૃષ્ટિ ફક્ત કારણો અને અસરોના એક પછી એક જથુક ચાલુ રહેતા અનુક્રમનું પરિણામ હોય કે જે ખાલી જગ્યા ( તહીગી )માં પદાર્થોની રચકણોની અનર્થ જરૂરીઆતથી ચાલતી હીલચાલોની ઊત્પતી હોય તો આ સેવટની આડે આવનાર શું કારણ છે કે એજ જથુકની હીલચાલના એવાજ સંજોગોથી એક માણસ મરણ બાદ—પછી તે પાંચ પચીશ યા હજાર વર્ષના અરસાબાદ કાં નહિં હોય—પોતાની આગલીજ શક્તિઓ, લાગણીઓ, યાદ-

દાસ્તો અને સંબંધો સાથે પાછી હસ્તી ભોગવે ? અનિયમીત કાળ, જગ્યા અને ફેરફારોના જાથુકના અનુક્રમ વચ્ચે એવા પરિણામનો ખ્યાલ અસંભવિત નથી. એ ઉપરથી દીસે છે કે નાસ્તિકપણું પણ તેના સઘળા ગુંચવણ ભર્યા બીહુંદાપણા છતાં પોતાના ભૂલેલા રાહદારીઓને કોઇ ભૂંડાં ભવિષ્યની ધાસ્તીથી છોડવી શકશે નહિં.

એક બારગી આપણે એવું ધારીએ કે આપણે તપાસેલી ઉપલી દલીલોને કોઇ શખ્સ તેઓની ખરી કિંમત કરતાં ઓછી મજબૂત ધારે તોપણ એક ડાહયા માણસે પોતાની જીંદગીમાં કેવો માર્ગ અખત્યાર કરવો જોઇએ તેને માટે તો એ દલીલોએ તેના મગજ ઉપર સારી અસર કરવી જોઇએ. એ દલીલો જો ચોકસ નહિં તોપણ જો ફકત સંભવિત હોય અને અગરજો તેઓ ભવિષ્યની જીંદગીને સાબિત કરવાને નહિં તો એવી જીંદગીની વિરૂદ્ધની દલીલોને ફકત તોડવાને પૂરતી હોય તો દરેક માણસના લાભની એ વાત છે કે તેને કોઈ ભવિષ્યની જીંદગી છે એવા ખ્યાલથી આ દુનિયામાં વર્તવું. જ્યારે તમારી સામા ભવિષ્યની જીંદગીની વિરૂદ્ધ કોઈ મજબૂત દલીલો નથી અને જ્યારે તમારી સનમુખ ભવિષ્યની જીંદગીની તરફેણમાં—જો કદાચ તમે એઓને મજબૂત સાબિતી નહિં ગણો તોપણ—ખચીત સંભવ બતાવનારી દલીલો છે ત્યારે તો તમારે સલામત બાજુએ રહેવાને માટે ખચીત ભવિષ્યની જીંદગી માનીને વર્તવું જોઇએ. આ દુનિયામાં ઘણીક વાર જ્યારે કોઇ ચોકસ અમુક સાબિતી અથવા ખાતરી મળતી નથી ત્યારે ફકત સંભવો ઉપર કામ લેવાને એક માણસ ખચીત વાજબી ધારે છે. એક વેપારી જોકે તે ચોકસ કહી શકતો નથી કે તે ચોકસ માલમાં નફો મેળવશે કે નહિં તોપણ તે માલનો ઉઠાવ, કિમત વિગેરેના સંભવ ઉપરથી પોતાનું કામ કરે છે. એક વિદ્વાન વિદ્યાની ઘણીક બાબતોમાં સંભવો ઉપર પાયો રચી મોટી શોધો આગળ ચલાવે છે. વિજળી, રોશની,

અવાજ અને બળતા પહાડોનાં કારણુ સંબંધી જે અનુમાનો કરવામાં આવ્યાં છે તે સરખાપણા (analogy)ની દલીલો ઉપરથી છે જે એક જાતની ચઢતી સંભવતાજ દેખાડે છે.

ભવિષ્યની જીંદગી નથી એવું ધારીને એક માણુસ આ દુનિયામાં વર્તે અને પછી મરણુબાદ તેને માલમ પડે કે અરે! ખરેખર બીજી જીંદગી તો છે, તો તેની હાલત ખચીત દયા ઊપજાવવાજોગ થઇ પડે. એક તો તે પોતાના આકીનમાં ભૂલ્યો અને બીજું તો તે ભૂલેલા આકીનને આધારે ભવિષ્યની જીંદગી નથી એવું ધારી તેણે ફક્ત આ ત્રણુ પાંચ દહાડાની દુનિયાની સેહેવત અને લેવતમાં પડી ગુનાહ ભર્યાં કામો કર્યાં હોય તેની શિક્ષા તેની સનમુખ ડોળા ઘૂરકતી ઊભી રહે. પણુ બીજા હાથ ઉપર એક માણુસ એક બારગી ભવિષ્યની જીંદગી જેવું કાંઇ નહિં હોવા છતાં, ભવિષ્યની જીંદગી છે એવું ખાતરીથી માનીને આ દુનિયામાં બદીથી દૂર રહી સમાર્ગે વર્તે અને પછી તેને મરણુ વખતે માલમ પડે કે "ભવિષ્યની જીંદગી જેવું કાંઇ નથી અને હું ફોકટમાં એવી જીંદગી છે એમ જાણીને ઠગાયો અને નેકીથીજ વર્ત્યો" તોપણુ તે તેને માટે એક સલામત ભૂલ ગણાય. તે જો ભૂલ્યો હોય તો સલામત બાજુએ ભૂલેલો ગણાય. ભવિષ્યની જીંદગી એક બારગી નહિં હોવા છતાં તે છે એવું માનીને વર્તવાથી તેને મરણુ વખતે કાંઇ દુઃખ યા પીડા ખમવી પડતી નથી.

એ બાબત બરાબર સમજવા માટે એક દાખલો લો, જે જોકે આપણી બાબતની અત્યંત ગંભીરતા અને અગત્યતા સાથે સરખાવતાં ઘણો નજીવો છે, તોપણુ એ બાબત સારી પેઠે ધ્યાનમાં ઊતારવા માટે પૂરતો છે. એવું ધારો કે તમો એક જગ્યાએ કોઇ કારણુસર મુસાફરી જવા માટે નીકળો છો જ્યાં તમોને બે ચાર દિવસ રહેવું છે. એ વિષે તમારા મિત્રો સાથે વાત કરતાં પાંચ જણુ તમોને કહેશે કે "ભાઇ, તમારી સાથે પૂરતો ખોરાક પોષાક રાખી તૈયાર થઇ નીકળજો. ત્યાં તમોને

કાંઇએ ખાવા પીવાનું યા ઓઢવા પાંથરવાનું મળશે નહિં. માટે એ વિષે ઘટતો બંદોબસ્ત કરી એ ચીજો સાથે લઈને જજો. અલબત તમોને એ વિષે મેહેનત તો પડશે, એ સામાન લઇ જવાની વેઠ તો પડશે, વળી તેને તપાસવાની ફોડફોડ પડશે, તેને ઉંચક મેલ કરવા માટે થોડો ખરચ થશે પણ તે સઘળાનો ખંગ તમારી મુસાફરીની સેવટે પહોંચતાં તમોને વળી રહેશે અને એ સઘળું તમોને સોનાની મોહોર જેવું કામ લાગશે." બીજા હાથ ઉપર તમારા બીજા પાંચ મિત્રો આવી તમોને કહેશે "ભાઈ હું ધારૂં છું કે ત્યાં બધું મળશે માટે તમો કાંઇ લઇ જશો ના, ફોકટની મેહેનત કરશો મા, રસ્તામાં તમોને નકામી ફોડફોડ કરવી પડશે વિગેરે." એ પ્રમાણે તમારી મુસાફરીના સ્થળની સગવડ માટે સરખા મત પડી તમોને ઘચુપચુ કરશે કે ખાધાપીધા વિગેરેનો સામાન સાથે લઈ જવો કે નહિં. સેવટે તમે ચોકસ વિચાર કરી તમારી ખાધાપીધા વિગેરેની સામગ્રી કરી તમારી સાથેજ લઇ જાઓ છો. તમો તમારી મંજલે જઇ પહોંચી જુવો છો તો ત્યાં તમોને કાંઇ મળતું નથી. જો તમો તમારી સાથે કાંઇ નહિં લઇ ગંયા હોત તો ભૂખે અને તરશે મરવા પડત, અથવા ઠંડી શરદીએ અકડાઇ જાત, અથવા તમારી દેહ જાયુકની લથડી પડત. તેથી તમે પોતાને ભાગ્યશાળી સમજો છો કે "અલબત માર્ગમાં થોડી મેહેનત તો પડી, ફોડફોડ તો પડી, રંજ ખેંચવી તો પડી પણ તે સઘળાંનો બદલો સેવટે મળી ગયો. માર્ગની થોડી મેહેનતને ખાતર જો હું તૈયાર થઈ આવ્યો ન હોત તો ભવિષ્યનું સુખ ખોઈ બેસત. ભૂખે તરશે અને ઠંડી વિગેરેથી બિમાર થઇ મારી દેહ સદાની ખરાબ કરી બેસત."

વળી એથી ઉલટું એમ ધારો કે તમો તમારી મુસાફરીની મંજલે જઈ પહોંચતા જુવો છો તો તમો પોતાને ઠગાયલા જુવો છો. ત્યાં તો બધું મળે છે. ખાવાપીવાની સુવા બેસવાની બધી સગવડ છે. તમોને તે સઘળો સામાન સાથે લાવવાની ફોકટ મેહે-

નત પડી. એ સઘળું ખરૂં. પણ બસ એથી કાંઇ તમોને વધુ દુઃખ કે વેદના ખમવી પડી નહિં. તમો ભૂલ્યા ખરા પણ તે સલામત બાજુએ ભૂલ્યા. તમારો લાવેલો સામાન કાંઇ વ્યર્થ જવાનો નથી, તે તો તમને કામ લાગશે. અલબત તમારી લાવવાની મેહેનત ફોકટ ગઇ, પણ તેથી કાંઇ તમોને જોખમમાં આવી પડવાનું નથી. તમોએ વધારે સલામત બાજુપર રહીને ભૂલ કીધી તેથી તમોને કાંઇ વિશેષ વેદના થઇ નથી પણ જો કદાચ ત્યાં બધું મળશે એવા વિચારથી તમો કાંઇ નહિં લઇ જાત તો તમે ભૂખે મરત. એક બાબતમાં તૈયાર થઇને નહિં જવાથી તમને જે વેદના ખમવી પડત તેની આગળ બીજી બાબતમાં તૈયાર થઇને જવાથી જે તમોને થોડોક બળાપો અથવા નાઉમેદી ખમવી પડત તે કુછ બિસાદની નથી.

એજ પ્રમાણે ભવિષ્યની જીંદગીના આકીનની બાબતમાં માણસ જાતે વર્ત્તવું જોઇએ. આપણી આગલી દલીલોની તપાસ જો કદાચ કોઇ શકમંદ માણસને મજબૂત સાબિતી નહિં લાગે તોપણ ભવિષ્યની જીંદગી સંભવિત છે, એવું દેખાડવાને તે મજબૂત દલીલો છે. બીજા હાથ ઉપર એ વિચારવાનું છે કે ભવિષ્યની જીંદગી નથી એવું સાબિત કરવાને કોઇ પણ મજબૂત સાબિતી રજુ કરવામાં આવી નથી. પણ એકબારગી તકરારને ખાતર કબૂલ કરીએ કે બેઉ હાથ ઉપરની દલીલો નજદીક સરખી છે, તો કયો માર્ગ માણસ જાતે અખત્યાર કરવો વધારે સલામત છે, વધારે લાભકારક છે? ભવિષ્યની જીંદગી એકબારગી નહિં હોય તે છતાં તે છે એમ માની તે માટે તૈયાર થઇ આ દુનિયામાં વર્ત્તવું તે, કે ભવિષ્યની જીંદગી ખરેખરી હોય અને તે છતાં તે નથી એમ માની તે માટે તૈયાર થયા વગર આ દુનિયામાં વર્ત્તવું તે? અલબત પેલા ડાહયા મુસાફરની માફક જ્યારે એક સરખા મત પડયા હોય ત્યારે વધીક તૈયાર થઇ વર્ત્તવું એ વધારે સલામત છે. ભવિષ્યની જીંદગી ખરેખર છે એમ ખાતરીથી માની જો

આપણે વર્તીશું અને મરણ વેળાએ આપણને માલમ પડશે કે નહિં આપણે તો નીસ્તીમાં પસાર થઇએ છીએ અને બીજી જીંદગી જેવું કાંઇ નથી અને આપણે એમ માનવામાં ઠગાયા છીએ તો તેથી આપણને યા કોઇને નુકસાન થવાનું નથી. પણ તેથી ઊલટું બીજી જીંદગી નથી એમ માની જો આપણે વર્તીશું અને મરણ બાદ જોઇશું કે બીજી જીંદગી તો ખરેખર છે તો તેથી આપણે પોતાને ઠગાયલા જોઇશું એટલુંજ નહિ પણ આપણા ખોટા આકીનથી ભયભીત પરિણામો સનમુખ પોતાને ઊભા રહેલા જોઇશું. એ બાબતના સંબંધમાં સીસરો ઘણી વાજબી રીતે કહે છે કે

"If I am wrong in believing that the souls of men are immortal, I please myself in my mistake; nor while I live will I ever choose that this opinion, with which I am so much delighted, should be wrested from me. But if, at death, I am to be annihilated as some minute philosophers suppose, I am not afraid lest those wise men, when extinct too, should laugh at my error."

એટલે "માણસના આત્મા અમર છે એમ માનવામાં જો હું ભૂલતો હોવું તો હું પોતાને મારી ભૂલમાં રાજી કરૂં છું. વળી જ્યાં સૂધી હું જીવીશ ત્યાંસૂધી હું કદી પસંદ કરીશ નહિં કે આ મત કે જેથી હું ઘણો ખુશી થયો છું તે મારાથી છીનવી લેવામાં આવે. પણ અગર જો મરણ વેળાએ જેમ કેટલાક ટુંકી દ્રષ્ટિવાળા ફિલસુફો ધારે છે તેમ, હું નીસ્તીમાં જઇશ તો મને ધાસ્તી નથી કે જ્યારે તે દાનાવો પોતે પણ નીસ્તીમાં જશે ત્યારે મારી ભૂલ ઉપર તેઓ હસશે."

---

# બાબ ઓગણીસમો.



## ભલું ભવિષ્ય ઉપજાવવા માટે વ્યવહારોપયોગી કાયદાઓ.

આપણે ઉપર ઘણીક દલીલો તપાસી જે દેખાડે છે કે આ દુનિયાની ટુંકી જીંદગી પછી માણસ માટે એક બીજી જીંદગી છે. હવે એ ભવિષ્યની જીંદગીનો એક વિચારનશીલ (speculative) બાબત તરીકે ફકત વિચાર કરી માણસે બેસી રહેવાનું નથી. પણ ભવિષ્યની કોઈ જીંદગી છે એવી પોતાની ખાતરી કર્યા પછી તેની વ્યવહારોપયોગી (practical) બાજુ ઉપર જોવાનું છે. એ જીંદગીની હસ્તી કબૂલ રાખી આપણા વિચાર, વચન અને કામ ઉપર તેની અસર થવી જોઈએ. જ્યારે આપણે જોયું કે માણસ માટે એક બીજી જીંદગી છે કે જેમાં માણસ પોતાનાં સારાં નરસાંનો બદલો મેળવે છે, અને જ્યારે આપણે જોયું કે આ દુનિયામાં ભલી ભલાઇને માર્ગે ચાલનારા આત્માઓ ભવિષ્યની જીંદગીમાં તેનો સારો બદલો પામી તે માર્ગે ચાલુ રહેશે અને વધારે અને વધારે સૂંદરતા અને ચઢતા દરજ્જાના થશે, ત્યારે આપણે માટે અગત્યનું છે કે આપણા આત્માને સ્વચ્છ રાખવો, કોઇ પણ જાતની આલુદગીથી તેને નિરાળો રાખવો અને તેને વધારે વધારે પ્રફુલ્લિત કરતા રહેવું કે તેથી તે મરણ બાદ વધારે અને વધારે ચઢતી હાલત પામતો રહે. હવે ત્યારે લુઈ ફ્યુગુઇએ નામના એક ફ્રેંચ વિદ્વાન સાથે આપણે વિચાર કરીએ કે માણસ માટે એવા વ્યવહારોપયોગી કાયદાઓ કયા છે કે જે અખત્યાર કર્યાથી તે પોતાના આત્માને સ્વચ્છ અને સ્વતંત્ર, ચઢતો અને વધતો રાખે.

૧. મરણબાદ ચઢતી હાલત પામવા માટે જરૂરનો પેહેલો વ્યવહારોપયોગી કાયદો એ છે કે માણસે પોતાના પેદા કરનારને હમેશાં યાદ કરવો. આ દુનિયાની શારીરિક બાજુએ યા નીતિમાન બાજુએ નજર કરતાં તે આપણી સઘળી સ્તુતિ અને પ્રીતિ, આપણાં સઘળાં માન અને મોહબત, આપણી સઘળી નેમાજ અને પ્રાર્થનાને લાયક છે. આ જગતને તેના ખરા સ્વરૂપમાં જાળવી રાખવા માટે અને રાત અને દિન, ઉનાળો અને શિયાળો ભરતી અને ઓટ વિગેરેના કાયદાપૂર્વક ફેરફારો કે જેઓ આપણા સુખ માટે પોતાનો મોટો હીસ્સો દે છે તેઓને માટે આપણે તેના સર્વ શક્તિવાન હાથને આભારી છીએ. આ સૃષ્ટિની રચનામાં એક નિયમ અને કાનૂન જાળવી રાખી આપણા સુખનાં સાધનો નક્કી કરવા માટે તેના અનંત ડહાપણ અને બુદ્ધિના આપણે ઉપકારી છીએ. બુદ્ધિ અને ચેતન ધરાવનારી તેની દરેક પેદાયશમાં તેની અત્યંત ખુબી અને ભલાઈ પ્રકાશે છે. રોશન સૂર્ય, પ્રકાશીત ચંદ્ર, ચળકતા તારાઓ, કુદરતની કરામતને દીપાવનારાં ફળ અને ફૂલપાનો, જમીનને ફળદ્રુપ કરી તેને રોનક આપનાર વરસાદ, એ સઘળાંની ઝમક ને સહાય થનારા શીતળ પવનો અને ટુંકામાં જમીન પાણી અને હવામાં હસ્તી ભોગવનારાં કરોડો અને અબજો અસ્તિત્વો તેની અહિં તહિં અને સર્વ કોઈ જગ્યાએ ઉભાઇ જતી ભલી ભલાઇ દેખાડે છે. શું ભલા ઉપર કે ભૂંડાં ઉપર તે પોતાના હવા પાણી વગેરેના આશિર્વાદો વરસાવી પોતાની રેહેમ નજર અને કરમ બખશિસ દર્શાવે છે અને દેખાડે છે કે તે કેટલી હદ સૂધી ભૂલેલાઓને રૂડો માર્ગ પાછો અખત્યાર કરવાની તક આપે છે.

એવા સર્વ શક્તિવાન, સર્વ જ્ઞાની અને સર્વ વ્યાપક ઈશ્વરની પ્રાર્થના કરવી એ માણસની હાલતને છાજતું અને અક્કલને અનુસરતું છે. એવા રહેમ અને ખુબીના ખાવિંદ તરફની મોહોબત માણસ જાતને માનપૂર્વક છે.

૨. પોતાના આત્માને ચઢતા દરજ્જાનો કરવા માટે એક માણસે જે બીજો વ્યવહારોપયોગી કાયદો અખત્યાર કરવાનો છે તે એ કે તેણે નીતિમાન, સદ્ગુણો અખત્યાર કરવા અને નીતિમાન શ્રેષ્ઠતાને પોતાની જીંદગીની નેમ તરીકે પોતાની સનમુખ રાખવી. એ સદ્ગુણો અખત્યાર કરી હમેશાં ભલાઇ કરવી, ઉપકારી થવું, દુખિયાને સહાય થવું, અને જુલમ તળે દબાયલાઓને યારી દેવી, રડતાં બળતાંને દિલાસો દેવો, સખાવત પછી તે તનથી મનથી કે ધનથી થતી હોય તે જ્યાં પણ બની શકે ત્યાં કરવી, અને આ દુનિયાઈ ચીજો ઉપરાંત બીજી વધુ ચઢતી હાલતની બાબત ઉપર ધ્યાન આપતા રહેવું.

ઘણીક વાર અનીતિવાન માણસો મોતના વિચારથી પોતાને સંતોષ આપતા દેખાય છે કે મોત આવ્યાથી આ દુનિયાની જંજાળમાંથી છૂટીશું. ઘણાંકો પોતાના અંતઃકરણના ડંખથી કંટાળી આપઘાતો કરે છે કે મોત તેઓની વેદનાનો છેડો લાવશે. પણ એવા ભૂલેલાઓ યાદ રાખતા નથી કે તેઓનો એવો સંતોષ ફોકટનો છે, કે મોતના પડદા પાછળ જે વધુ ચઢતા દરજ્જાની જીંદગી છે તે ફકત તે આત્માઓ માટે છે કે જેઓ તેને માટે આ દુનિયામાં લાયક થયા હોય.

એક નિશાળમાં જૂદા જૂદા વર્ગો હોય છે તેમાંથી એક વર્ગના છોકરાઓ પોતાના તે વર્ગની મુદત (જીંદગી)ની સેવટે જો પોતાના અભ્યાસનું સારૂં પરિણામ દેખડાવે છે અને પોતાના પરીક્ષકને સંતોષ પમાડે છે તો તેને ચઢતા દરજ્જાના વર્ગમાં ચઢાવવામાં આવે છે જ્યાં તેને પોતાના જૂના વર્ગમાં શીખેલું સઘલું કામ આવે છે, અને ત્યાં તે પોતા સનમુખ વિદ્યા અભ્યાસનું નવું અને ચઢતા દરજ્જાનું ખેતર જુવે છે. જે પ્રમાણમાં તેણે પોતાના જુના વર્ગમાં સારો અને સંપૂર્ણ અભ્યાસ કર્યો હશે તે પ્રમાણમાં તે આ નવા વર્ગમાં પોતાનું કામ સેહેલું અને ખુશી ભરેલું જોશે.

આગલા વર્ગમાં શિક્ષકે દીધેલી શિખામણ તેને કડવી લાગી હતી પણ તે હવે આ નવા ઉપલા વર્ગમાં તેનું સારૂં પરિણામ જુવે છે કે તે અભ્યાસમાં થોડા આગળ વધેલા છોકરાઓની સાથે પોતે ટકી શકે છે અને વર્ગમાં પોતાની પદવી જાળવી શકે છે અને નવો અભ્યાસ સેહેલાઇથી કરી શકે છે. વળી એજ જુના વર્ગમાં જે છોકરાઓ પોતાની મુદતની સેવટે પોતાના પરિક્ષકને સંતોષ પમાડતા નથી તેઓને તેજ વર્ગમાં રાખી મૂકવામાં આવે છે અને તેઓને ચઢતા દરજ્જાના વર્ગમાં મોકલવામાં આવતા નથી જ્યાંસૂધી કે તેઓ ત્યાંજ રહી પોતાનો અભ્યાસ ખાતરી-પૂર્વક રીતે કરીને ચઢતા વર્ગ માટે લાયક થાય નહિં ત્યાંસૂધી. વળી મુદતની સેવટે પરીક્ષામાં જે નિશાળીઆઓ પોતાના વર્ગમાં ઘણા નિષ્ફળ નીવડે છે અને પોતાના પરિક્ષકોને સંતોષ પમાડ-વાને બદલે પોતાના કામથી તેઓને સામા નારાજી કરે છે તેઓને તે વર્ગમાંથી સામા નીચેના ઉતરતા વર્ગમાં ઉતારી પાડવામાં આવે છે.

એક નિશાળના વર્ગના છોકરાઓની એ હાલત મરણ બાદ માણસની હાલત સમજવા માટે ચોકસ હદસૂધી આપણી સનમુખ ઠીક દાખલો ધરે છે. જે માણસો પોતાની આ દુનિયાની મુદત બાદ, આ જીંદગીની પોતાની ચાલચલણનો સારો હિસાબ પોતાના પેદા કરનાર સનમુખ આપવાને શકિતવાન થશે તેઓ-નેજ બીજી જીંદગીમાં સ્વર્ગની ચઢતા દરજ્જાની હાલતે ચઢાવ-વામાં આવશે. બીજાઓ જેઓ પોતાની કારકીર્દીની સારી પરીક્ષા આપવાને શકિતવાન નહિં થશે અને તેમ બીજા હાથ ઉપર ખરાબ દેખાવ પણ નહિં કરશે તેઓને મરણ બાદ એવી હાલત ભોગવવી પડશે કે જે પારસી પુસ્તકોમાં 'હમસ્તે ગેહાંન'ને નામે, ખ્રિસ્તિ પુસ્તકોમાં 'પર્ગેટરી'ને નામે અને ઇસ્લામી ધર્મમાં 'અરાફ'ને નામે જણાયલી છે, જે શેખ શાદી કહે છે તેમ બેહેસ્તી આત્માઓને મનથી દોજખ સમાન અને દોજખી આ-

ત્માઓને મનથી બેહેસ્ત સમાન છે. વળી તેઓ, જેઓ પોતાની કારકીર્દીનો હિસાબ રજુ કરતાં નિષ્ફળ નીવડશે તેઓ પોતાની હાલત કરતાં ઉતરતા દરજ્જાની દોજખી હાલત ભોગવશે.

એ પ્રમાણે ત્યારે બેહેસ્તની ચઢતા દરજ્જાની સારી હાલત ફક્ત તેઓ માટે છે કે જેઓએ પોતાના ટુંકા વખતનો સારો ઉપયોગ કરી પોતાની વર્તાણુંકનું સારૂં સેવટ રજુ કર્યું હોય અને જેઓ પોતાની આ દુનિઆની ભલી જીંદગીથી સ્વર્ગવાસી આત્માઓની રૂડી સંગતને લાયકના થયા હોય. ભલાઓ ભલાઓનીજ સંગત કરે છે અને તેઓનીજ સંગતથી રાજી થાય છે. માટે સ્વર્ગના ભલા આત્માઓની ભલી સંગત માટે જેઓ ભલા હશે તેઓનેજ દાખલ કરવામાં આવશે.

એ સબબને લીધે ત્યારે ભલા નીવડવા માટે એક માણસે પોતે પોતાને સમાર્ગે ચલાવવો જોઇએ, પોતાના હવશો દાબવા જોઇએ, પોતાની ઇચ્છાઓને હદમાં રાખવી જોઇએ એટલુંજ નહિ પણ પોતાના મનુષ્ય ભાઇબંધનું જેટલું બને તેટલું ભલું કરવું જોઇએ. એક સન્યાસી કે એક સાધુ, એક વેરાગી કે એક ફકીર સંસાર ત્યાગ કરી જંગલમાં એકાંતવાસ પકડી પોતાના હવશો અને ઇચ્છાઓને દાબી જેટલો પોતાના ખોદાને રાજી કરે છે તેટલોજ બલકે તેથી વધુ પોતાના મનુષ્ય ભાઇબંધોની વચ્ચે રેહેતો એક પરહેજગાર અને ભલો માણસ પોતાના ખોદાને રાજી કરે છે જ્યારે તે તેઓના સુખના સાધનો શોધે છે, તેઓના દુઃખનાં કારણો દૂર કરે છે, જ્યારે તે તેઓના સુખનો સહાયકારી અને દુઃખનો સોબતી થાય છે. તેને પોતાને પેદા કરનાર ખોદાતાલાએજ પેદા કરેલાં પોતાનાં મનુષ્ય ભાઇબંધને ચાહવાં તે પોતાના પેદા કરનારનેજ ચાહવા બરાબર છે. જેમ એક શક્તિવાળો ભાઇ પોતાના નાના ભાઇ અથવા ગરીબ ભાઇબંધોને ચાહવાથી અને તેઓને મદદ કરવાથી એક રીતે પોતાના માબાપનેજ ચાહાતો અને માન આપતો ગણાય છે, તેમ ખોદાના સર્વે બંદાઓ તરફ

આપણાથી બનતો મદદનો હાથ લંબાવવો એ આપણા સર્વે બંદાઓને પેદા કરનાર બાપને પોતાને ચાહાવા અને માન આપવા બરાબર છે. આપણા પેદા કરનાર ખોદા તરફના આપણા ચાહનું, આપણી ફરજનું આપણી મોહોબતનુંજ એ પરિણામ છે. ખોદા પોતાની કુલે પેદાયશને ચાહે છે માટે તેની પેદાયશ તરફનો તમારો ચાહ ખુદ ખોદા તરફના તમારા ચાહ સમાન છે. ખરો ખોદાશનાસ તે છે કે જે તે ખોદાનાજ પેદા કરેલા ખરા હાજતમંદાને પણ પિછાને છે અને તેમ કરી તેને રાજી કરે છે.

વળી પોતાના મનુષ્ય ભાઇબંધોના ભલામાં ભાગ લેવો એ અક્કલને અનુસરતું છે. ડા૦ ડીક કહે છે તેમ જ્યારે આપણે વિચાર કરીએ છીએ કે આપણે સર્વ એકજ જગત પિતાનાં બચ્ચાંઓ છીએ; આપણ સર્વ બચ્ચાંઓને તે પિતાએ નજદીક એક તરેહના શારીરિક અવયવો આપ્યા છે, અને નીતિમાન અને બુદ્ધિમાન શકિતઓ બખશી છે; આપણે ઘણાંકો ઘણીક મોજોમાં એક સરખો ભાગ લઇએ છીએ અને ઘણીક હાજતો, દાખલા તરીકે ખોરાક પાણીને એક સરખી રીતે પાત્ર છીએ; આપણે ઘણાઓ નજદીક એક સરખી રીતે લોભ લાલચને વશ થઇ પડવાની હાલતમાં છીએ; આપણે સઘલા એક સરખી મરણ તરફ કૂચ કરીએ છીએ અને થોડા વખતમાં આપણ સઘળાની મતિ એકમેક સાથે મળી જશે; વળી આપણે સઘલા એકમેકને આધારે છીએ, એક તવંગર શાહનશાહા એક મુફલેશ નોકરનો તેટલોજ હાજતમંદ છે, જેટલો તે મુફલેશ નોકર પોતાની ગરીબ રોટી માટે શાહાનશાહનો હાજતમંદ છે; એક અંધારી ખાણમાં ખોદ કામમાં ગુંગળાઇ જતો મજૂર કે એક તોફાની દરિયામાં જાન જોખમમાં નાંખી સઢ ઉપર ચઢતો ખલાસી, પોતાના પેટ માટે જેમ પોતાના ધણીનો આભારી છે તેમ, તેનો ધણી અને સેંકડો અને હજારો તેવા તવંગરો તેની ખડતલ મેહેનતના આભારી છે; આપણે સઘળાઓ એક સરખી રીતે એક અમર જીંદગીને માટે સરજેલા છીએ; અને સેવટે ટૂંકમાં

કહીએ તો આપણને સર્વને પેદા કરનારે આપણા સર્વના સુખને માટે એક સરખી રીતે કુદરતી સાધનો બખશ્યાં છે; જેમકે એક સરખી રીતે દમ આપવા સર્વને હવા બખશી છે, તાજગી આપવા પાણી બખશ્યું છે, ફળદ્રુપતા ઉત્પન્ન કરવા માટે વરસાદ આપ્યો છે, દિવસે રોશની આપવા સૂર્ય પેદા કર્યો છે, રાતનો અંધકાર દૂર કરવા માટે ચંદ્ર આપ્યો છે; એ સઘળાંનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણી ખાતરી થાય છે કે ખુદ ઇશ્વરનોજ એ કાયદો છે કે એ સઘળાંનો એક સરખી રીતે લાભ ભોગવનાર આપણે મનુષ્ય ભાઇબંધોએ એકમેકને ચહાતા રહેવું, એકમેકને સહાય થતા રહેવું, એકમેકને મદદ કરતા રહેવું. જેઓ પોતાની બનતી શક્તિ પ્રમાણે એમ કરવાની કોશિશ કરતા નથી તેઓ મંડળીમાં એક જાતનો બોજો ગણાય, ઇશ્વરની નિષ્પક્ષપાતી હકુમત સામે બળવો કરનાર ગણાય, અને તેટલા માટે બેહેસ્તની ભલી જીંદગી ગુજારવા માટે નાલાયક ગણાય.

પોતાના મનુષ્ય ભાઇબંધોના ભલામાં ભાગ લેવાને માટે, પોતાને હમેશાં તૈયાર રાખવા માટે, ત્યારે એક માણસે હમેશાં એમ માનવું જોઇએ કે તે ખોદાના લખો અને કરોડો બંદાઓમાંનો એક બંદો છે જે સર્વ બંદાઓને એકમેકની અરસપરસની મદદની અગત્ય છે. એવા વિચારથી તેણે પોતાની મગરૂરી મારી, તકોબરી તોડી, અને તુંડાઇ ટાળી નમ્રતાને નમવું જોઇએ. નમ્રતાની ગેરહાજરી અને મગરૂરીનો મરોડ માણસને તેની ખરી ફરજ, તેના ખોદા તરફની, તેનાં માબાપ તરફની, તેના ભાઇબેન તરફની, તેના જાન ફરજંદ તરફની, તેના આડોશી પાડોશી તરફની, તેના કુલે મનુષ્ય ભાઇબંધો તરફની તેની ખરી ફરજ ભૂલાવે છે. નમ્રતા જાળવી માણસે વિચારવાનું છે કે આ પહોળી પૃથ્વીપર, આ બોહોળી જગતમાં આ મોટી સૃષ્ટિમાં તે જોકે ખોદાની એક શ્રેષ્ઠ પેદાયશનો ભાગ છે તોપણ તે કેવો નાકસ કેવો બિસાદ વગરનો છે. આ પૃથ્વીના કરોડો માણસોનો અને

અગણિત પેદાયશોમાંનો તે એક છે કે જે પૃથ્વી પોતે વળી તે ખોદાની પેદા કરેલી કુલ જગતમાં દરિયા કિનારા ઉપર પડેલી રેતીના ફકત એક દાણા મિસાલે છે, મહાસાગરના પાણીના એક ટીપાં મિસાલે છે. એવો નમ્ર વિચાર માણસને તેના પેદા કરનાર તરફની ફરજનો, તે પેદા કરનારે પેદા કરેલાં તેના ભાઇબંધોને સહાય થઇ તે સાહેબને રાજી કરવાની ફરજનો ખ્યાલ આપે છે. એ પ્રમાણે ત્યારે માણસે મરણબાદ પોતાની હાલત ચઢતી કરવા માટે પોતાના પેદા કરનારને યાદ કરવો, પોતાની ઉપર પોતાનો કાબૂ રાખવો અને નમ્રતા અખત્યાર કરી પોતાના મનુષ્ય ભાઇબંધોને સહાય થવું, ગરીબોની હાજતો દુર કરવી, માબાપ વગરના બચ્ચાંઓને ઉધારવાં, વિધવાઓની વેદના તોડવી, દુખીઓનાં દુઃખ ટાળવાં, તૂટેલા દિલનાઓને દિલાસો દેવો, ઘરબાર વિનાનાને આશરો આપવો, મુસાફરોને મદદ કરવી, અજ્ઞાનોને ખરો માર્ગ દેખાડવો, અને ટુંકામાં કહીએ તો પોતાથી બની શકે તેમ માણસ જાતની શારીરિક અને નિતિ સંબંધી હાલતમાં સુધારો કરવો. એ પરિણામો નીપજાવવા માટે જરૂરનું છે કે તેણે બિમારખાનાંઓ અને ઔષધશાળાઓ, કેળવણી ખાતાંઓ અને એબાદતખાનાંઓ અને આશ્રાલયોને મદદ કરવી. ટુંકામાં કહીએ તો દરેક માણસે શું અદનાં કે આલાએ પોતાનાથી બની શકે તેમ તે હાલત ઉત્પન્ન કરવાને પોતાનો હિસ્સો આપવો જોઇએ કે જે હાલત આણવા માટે અવસ્તા પ્રમાણે શાહ જમશેદે દુવા ગુજારી હતી અને કોશિશ કરી હતી, તે હાલત કે જેમાં "મગરૂરી, નિંદા, અપવિત્રાઇ, દુશ્મનાઇ, કંગાલિયત, ઠગાઈ, નીચપણું, અપ્રમાણિકપણું વિગેરે દુર્ગુણો ન હોય ખોરાક અને પાણીની તંગી ન હોય અને બુઢ્ઢાપો, મોત, અને મરકીનાં સંકટો થોડાં હોય." એવી કોશિશ કરવાથી તે માણસ કુલ જહાંનને વધારા અને સુધારાના માર્ગમાં મેલે છે, તેથી પોતાના ઇશ્વરને રાજી કરે છે, અને પોતાની હાલત ચઢતા દરજાની કરે છે. ડા૦ મેકકુક નામનો એક અમેરિકન ધર્મગુરૂ એ વિષે કહે છે કે,

"To my thinking, God is best glorified by an honest endeavour on the part of every man to bring and keep a blessing within the world. If indeed, it be impossible thus to restore our world to the state of the primitive Eden it is not impossible so to water the face of the earth by kind and noble deeds, by true and lofty aims, that this earthly home of man shall be brought as near to paradise, as may be in this mortal estate, and shall be made the high vantage ground from which man himself shall step at last into the paradise of God."

એટલે "મારા વિચાર પ્રમાણે દરેક માણસ આ દુનિયામાં એક નવા આશિર્વાદ દાખલ કરવાની અને તેને ચાલુ રાખવાની જે પ્રમાણિક કોશેશ કરશે તેથી ઈશ્વર સૌથી વધારે કીર્તિમાન થશે. જો આપણી દુનિયાને અસલી ઈદનના બાગની હાલતે લાવવાનું ખરેખર અશકય હશે તો પૃથ્વીની સપાટીને માયા ભર્યા અને ઉમદા કામોથી અને સાચી તથા ઉંચા પ્રકારની નેમોથી પાણી સીંપવાનું કામ અશકય નથી કે જેથી માણસનું આ હાડમંદ મકાન આ ફાની હાલતમાં જેટલું બની શકે તેટલું બેહેસ્તની નજદીકમાં લાવી શકાય અને એક એવી ઉંચા પ્રકારની જગ્યા બનાવી શકાય કે જે ઉપરથી માણસ પોતે ઇશ્વરના સ્વર્ગમાં દાખલ થઇ શકે."

૩. પોતાની હાલત મરણબાદ ચઢતા દરજાની કરવા માટે એક માણસ માટે ત્રીજો વ્યવહારોપયોગી કાયદો એ છે કે તેણે વિદ્યાભ્યાસ કરવો. વિદ્યા શબ્દને તેના અસલ અર્થમાં લેતાં એટલે ([illegible]=विद=Lat. videre, to wit જાણવું ઊપરથી) જ્ઞાનના અર્થમાં લેતાં સઘળી રીતનું જ્ઞાન એ પરિણામ ઉપજાવવા માટે અગત્યનું છે. જ્ઞાન બે પ્રકારનું હોય છે. એક કુદરતી અથવા જાતી જ્ઞાન જે એક માણસ ખુદ પોતાના જન્મથી ધરાવે છે અને જે પારસી કેતાબોમાં "આસ્નીદ ખેરદ"

ને નામે જણાયલું છે. બીજું માણસ પોતાની શકિતઓથી મેળવે છે, જે પારસી કેતાબોમાં "ગઓશસ્રુત ખેરદ" એટલે 'કાનથી સાંભળી મેળવેલું જ્ઞાન' એવા નામથી જણાયલું છે.

આપણી બાબતમાં જે વિદ્યા વિષે બોલવામાં આવે છે તે એ પાછલા પ્રકારનું જ્ઞાન છે. પણ મરણ બાદ ચઢતી હાલત પામવા માટે જે વિદ્યા સંપાદન કરવા વિષે આપણે અગત્ય કરી બોલીએ છીએ તે તે પ્રકારનું જ્ઞાન છે કે જે ચોકસ નિયમિત કાયદાઓ અને કાનૂનો પ્રમાણે સંપાદન કરવામાં આવે છે. એવા પ્રકારના જ્ઞાનમાં કુદરતી વિદ્યા અને કુદરતી ફિલસુફીનું જ્ઞાન મુખ્ય છે.

એવી વિદ્યા પાછળની પૂછપરછ અને શોધથી માણસ જાતની મગજ શકિતઓ મજબૂત થાય છે અને ખીલે છે અને તે કુદરતના સાહેબનાં કામોથી આપણે વધુ માહિતગાર થઇએ છીએ. એટલા માટે કુદરતને તેના સઘળા ખરા રંગ રૂપમાં સમજવાની તેની રચના અને બનાવોની પાકી સમજ મેળવવાની, અને ટૂંકામાં જે જગતના તમો એક ગમે તેટલા નાના અને બિસાદ વગરના તોપણ ઉપયોગી ભાગ છો તે જગતને બનતાં સૂધી તમારી સનમુખ ખુલ્લી કરવાની કોશિશ કરો. દુવા હોજો તે ન્યુટન અને આર્કીમીડીસ, ફ્રેંકલીન અને ગેલિલિઓ જેવા મહાન પુરૂષોનાં ગુજર પામેલા આત્માઓ ઉપર કે જેઓએ એ માટે તમારો માર્ગ થોડીક હદ સૂધી ખોલ્યો છે. જે તરીકા અથવા માર્ગના તેઓ હતા તે તરીકા અને માર્ગના તમારી શકિત પ્રમાણે તમે થાઓ કે તમો તમારી ધારેલી મકસદે પહોંચવા માટે વધારે અને વધારે તૈયાર થશો. એ અને એઓના વર્ગના બીજા વિદ્વાનોએ કુદરતી કરામત સાથે અને તે કુદરતના ખાવિંદ સાથે માણસ જાતની વધુ નજદીકની અને વધુ અગત્યની પિછાન કરાવી છે. કેટલીક હદ સૂધી આ જગતની રચના અને નિયમ આપણે એઓથી સમજીએ છીએ. એ કુદરતી વિદ્યાના શાસ્ત્રીઓની કોશિશથી આપણે આપણી

પૃથ્વીની સપાટી ઉપરના દૂરદરાજના ભાગો તપાસી શકીએ છીએ, ઓહોળા દરિયાઓ ખેડી શકીએ છીએ, વાતાવરણના ઊંચા ભાગોમાં ચડી શકીએ છીએ, અને તે વિષેની શોધો કરીએ છીએ અને વળી જમીનના પતાળની બાબતથી વાકેફ થઇએ છીએ. આપણા સૂર્ય મંડળના ગ્રહો અને બીજા ભાગોના તફાવત, કદ, ગતિ, આકાર વિગેરેથી આપણે વાકેફ થયા છીએ, એ મંડળની બાહારના તારાઓથી પણ આપણે થોડા ઘણા જાણીતા થયા છીએ, અને છેક સેકંડે સેકંડ વટીક તેઓની કેટલીક હીલચાલો અને સંજોગો ગણી શકયા છીએ. એ વિદ્વાનો આપણી પૃથ્વી ઉપર બનતા દિવસ અને રાતના મોસમો અને ૠતુઓના કુદરતી બનાવોના કારણો આપણને દર્શાવી શકયા છે. વાતાવરણના અને પાણીના પ્રવાહો, પવનો અને ભરતી ઓટના કાયદાઓ તેઓએ મુકરર કર્યા છે. વળી ભૂતળવિદ્યા શાસ્ત્રીઓએ આપણી પૃથ્વીનું હાલનું સ્વરૂપ સમજાવ્યું છે, અને જે કારણોથી હાલના પહાડો ઉત્પન્ન થયા હતા અને બળતા પહાડો તથા ધરતીકંપો બને છે તે જણાવ્યું છે. રસાયણ શાસ્ત્રીઓ પૃથ્વીની સપાટી ઉપરની દરેક ચીજની બનાવટ સિદ્ધ કરે છે અને હવા પાણી વિગેરે કુદરતી સંયુકત પદાર્થો શાના બનેલા છે તે દર્શાવે છે એટલુંજ નહિં પણ આ પૃથ્વીથી લખો મૈલ દૂર આવેલા ગ્રહો અને ચંદ્રોની બનાવટ શી છે તે જણાવે છે. વળી એક સર્વેદ્રિયશાસ્ત્રી જાન ધરાવનારી દરેક પેદાયશ ઉપર, દરેક બારીકમાં બારીક જીવજંતુ ઉપર અને દરેક બારીકમાં બારીક રોપા ઉપર તેની બનાવટ અને રચનાના સંબંધમાં રોશની નાંખે છે. એક બારીકમાં બારીક જીવજંતુ નહિં હશે યા એક ઘાસનું તણખું નહિં હશે કે જે વિષે કોઇ નહિં ને કોઇ કુદરતી તવારીખ જાણનારે કાંઇ નહિં ને કાંઈ કહ્યું નહિ હોય. જેમ એક દુરબીને આપણી સાદી આંખથી નહિં જોઇ શકાય એવી દૂરની દુનિયાને આપણી સનમુખ અવલોકન માટે ખુલ્લી મેલી છે, અને તેઓનાં કદ, આકાર, ગતિ અને પ્રાકૃતિક હાલત

તપાસી છે, તેમ જોક સૂક્ષ્મદર્શક યંત્રે આપણી સાદી આંખથી નહિં પામી શકાય એવી નાની દુનિયાને ખુલ્લી મેલી છે. એ પાછલા યંત્રે કુદરતની કરામત દેખાડી છે કે એક નાના નિર્જીવ દેખાતા પાણીના ટીપામાં લખો ઝીણાં જીવજંતુઓ અને ઝીણી વનસ્પતિની દુનિયા કેવી રીતે જીવી શકે છે અને પોતાની વૃદ્ધિ કરી શકે છે અને કેવી અદભૂત રીતે તેઓ પોતાની અવયવ રચના સંપૂર્ણ અને શુદ્ધ રીતે જાળવી શકે છે.

એ પ્રમાણે હાલ સૂધી કુદરતી વિદ્યાએ માણસ માટે કુદરતની કરામતનો પડદો થોડો ઘણો ખોલ્યો છે. એ બાબતો ઉપરથી તે કુદરતના ખાવિંદની સીફ્ત ગાવાને, તેની કરામતની સ્તુતિ કરવાને, તેની સર્વ શકિતનો ખ્યાલ મનમાં આણવાને, તેની અપરંપાર કુદરતનો વિચાર બાંધવાને આપણને કેટલો બધો ખોરાક મળે છે. કુદરતી વિદ્યાએ શેશની નાંખેલી એ બાબતો સારી પેઠે સમજવાથી માણસ જાત પોતાના ઈશ્વરને વધારે પિછાનવાને તેને વધારે ચહાવાને તેની તરફ વધારે મોહોબત અને માન ધરાવાને અને તેને વધુ અને વધુ પામવાને શિખે છે. જ્યારે એક રીતે ધર્મ પુસ્તકો પેગંબર મારફતે જાહેર થયલા ઈશ્વરના વિચારો અને વચનો જાહેર પાડે છે, ત્યારે કુદરત ઓહોલી કુદરત, ઇશ્વરનાં કામો જાહેર પાડે છે. એ કામો તેનાં વિચાર અને વચન કરતાં કાંઇ થોડાં અગત્યનાં અને થોડાં સ્તુતિપાત્ર નથી. તેનાં કામો તમારી સનમુખ રાખી તેના વિચારો અને વચનો તમો ઘણા જલદી પામશો આ ઓહોળી જગતની મોટાઇ અને વિસ્તાર, ખુબસુરતી અને રચના તમારી સનમુખ રાખી અને તેનો અભ્યાસ કરી તમો ખોદા તરફની તમારી માનપૂર્વક લાગણીઓ વધુ પ્રફુલ્લિત કરશો. આસમાન સાથે વાત કરતા એક બુલંદ પહાડની ટોંચે ઉભેલો એક પુજારી યા જમીના પાતાળ સાથે વાત કરતી એક અંધારી ઉંડી ખીણમાં બેઠેલો એક ભકત, એક ગંજાવર મોજા મારતા દરિયાને કિનારે ઉભો રહી પ્રાર્થના કરનાર યા ઉછાળા મારતી એક નદિને કિનારે

એટલે બંદગી કરનાર ખોદાની કુદરતને તેના તરેહવાર રૂપ રંગમાં જોઇ તે ઉપર ગંભીર અને લાંબો વિચાર કરી પોતાનો ભક્તિ-ભાવ વધારે અચુક અને ચોકસ રીતે જણાવે છે. બીજા આર્ય ધર્મોની સાથે જરથોસ્તી ધર્મ કુદરતને વખાણે છે તે કુદરત ઉપરથી કુદરતના ખાવિંદ ઉપર ( From Nature to Nature's God ) એ નિયમ પ્રમાણે છે. એક ઉસ્તાદ કોઈ વિદ્યા બાબત પોતાના ચેલાઓને શિખવતાં તે વિષેના અખતરા કરે છે કે તેથી તે બાબત તેના મન ઉપર મજબૂત ઠસે. તેજ પ્રમાણે ધર્મ પુસ્ત-કોમાં જણાવેલા ઇશ્વરના ગુણો—કે તે સર્વ શક્તિવાન, સર્વ વ્યા-પક અને સર્વ જ્ઞાની છે—તેનો ખરો ખ્યાલ કુદરતમાં ચાલતા મોટા બનાવો અને ઉત્પન્ન થતા ગંજાવર ફેરફારોથી મળે છે. ઉસ્તાદ માફક ધર્મ પુસ્તકે કહેલાં ઇશ્વર વિષેનાં સિદ્ધાંતો ઇશ્વરનાં એ ગંજાવર કામો અખતરા પેરે ખરાં પાડી આપે છે. કુદરતનો અભ્યાસ એ પ્રમાણે માણસ જાતનો ઇશ્વર તરફનો ભક્તિભાવ વધારે છે, તેજ કારણને લીધે ગાથા ( હા. ૪૪ )માં જરથોસ્ત ખુદ અહુરમજદથી એ કુદરતની કરામતો વિષે સવાલ કરી ખરૂં જ્ઞાન મેળવવાની ઇચ્છા દેખાડે છે કે " તતથવા પેરેસા એરેશમોઈ વઓચાઅહુરા" એટલે કે " ઓ ખોદા ! હું જે તને પૂછું છું તે તું બરાબર સમજાવ." તે કુદરતી વિદ્યાને લગતા તરેહવાર સવાલો કરી જાણવા માગે છે કે આ પૃથ્વી અને આકાશ વગર સ્થંભે કેવી રીતે ટકી રહ્યા છે ? સૂર્ય અને સેતારાઓની ચાલ શાને આધારે છે ? ચંદ્રમાનું વધવું અને ઘટવું શા કારણે છે ? પાણી અને ઝાડપાનનું ઉત્પન્ન થવું કોણથી અને શાથી છે ? રોશની અને અંધારાનો સબબ શો છે ? એ અને એવા પ્રકારના સવાલોનો અભ્યાસ માણસ જાતનો ઇશ્વર તરફનો ભક્તિભાવ વધારે છે. માટેજ જરથોસ્ત એ વિષે સવાલ કરે છે અને તેટલા માટેજ એ વિષેનો અભ્યાસ માણસ માટે જરૂરનો છે. કુદરતનાં કામોની સ્તુતિથી ઊભાઈ જતા ભક્તિભાવને લીધેજ એક ખ્રિસ્તિ પેલી જાણીતી ગાયણરૂપી બંદગી પોકારે છે કે

"How manifold are Thy works oh Lord!
In wisdom hast Thou made them all."

એટલે "કેવાં જૂદા જૂદા પ્રકારનાં તારાં કામો છે ઓ ઇશ્વર! તારા ડહાપણથી તેં તે સર્વે બનાવ્યાં છે." કુદરતનાં કામોના અભ્યાસથી ઉત્પંન્ન થતા ભકિતભાવના ઉભરા તરીકેજ વેદમાં કુદરતની સીફતના શ્લોકો જગોજગ ઉભાઈ જાય છે

એ પ્રમાણે ત્યારે કુદરતનો અભ્યાસ કરવો એ તે કુદરતના ખાવિંદની સ્તુતિ કરવાનો, તેની મેહેરબાનીઓ માટે તેનો ઉપકાર માનવાનો, અને તેની તરફ આપણી બંદગી જણાવવાનો એક અગત્યનો માર્ગ છે. વિદ્યાની રેહેબરી હેઠળ કુદરતનાં કામોને નીહાળવાં અને તપાસવાં એ તે કુદરતના સાહેબની બેહદ સર્વ શકિત, અનંત ડહાપણ, અમાપ ભલાઇ, અને લાંબી દીર્ઘદ્દષ્ટિ વિષેના અપણા વિચારો વધારે પ્રફુલ્લિત કરવાનો ઉપાય છે. એ કારણને લીધે જૂદી જૂદી વિદ્યાઓનો અભ્યાસ અને વધારો એક રીતે ધર્મની એક શુભ નેમને ટેકો આપે છે કે જે નેમ માણસ જાતનો પોતાના ઇશ્વિર તરફ ભકિતભાવ વધારવાની છે.

વળી માણસ જાત જે બોહોળી મનની શકિતઓ ધરાવે છે તે તે ખોદાતાલાની બક્ષિસ છે અને તે બોહોળી શકિતઓની મારફતે વિદ્યા શાસ્ત્રીઓ પેદાયશ વિષે જે શોધ કરે છે તે પેદાયશ પણ તે કીરતારની બક્ષિસ છે. એ પેદાયશો વિષે માણસ જાત જેમ વધુ પુછપરછ કરે અને વધુ શોધ કરે તેમ તે કીરતારની સંપુર્ણતા અને કીર્ત્તિ વધુ પ્રકાશિત થાય. એ ઉપરથી દીસે છે કે તે ઇશ્વિરની માણસ જાતને મનને લગતી બુલંદ શકિતઓ બખશવાની એક નેમ એ છે કે માણસ તેની પેદાયશના ભેદભરમો અને તેની કરામતોની કારીગીરીનો અભ્યાસ કરે કે જેથી તેની અપરંપાર ખુબી, સર્વ શકિતમાન શકિત અને બોહોળા ડહાપણ ઉપર વધુ રોશની પડે. એ પ્રમાણે ત્યારે કુદરતી વિદ્યાનો અભ્યાસ અને પુછપરછ તે કાંઈ નહિં પણ તે સાહેબનાં બોહોળાં કામો અને

જગતની રચનાનો અભ્યાસ અને પુછપરછ છે કે જેથી તે સાહેબની બેહદ ખુબીઓ જાહેર પડે, પેદાયશના કારભારમાં તેની દીર્ઘ દૃષ્ટિભરી હકુમત ખુલ્લી પડે અને કુલ સૃષ્ટિ અને જગતમા જે કાયદા કાનુનોથી સઘળી હીલચાલ અને જુમબેશ ચાલે છે તે કાયદાઓની સરસાઈ પ્રકાશી નીકળે.

વળી કુદરતનો અભ્યાસ માણુસના મનમાં ઘણા નીતિજનક વિચારો ઉભા કરેછે. અંધકાર પાછળ રોશની, દિવસ પાછળ રાત, ઠંડી પાછળ ગરમી, ઉનાળા પાછળ શિયાળો વિગેરે બનાવો માણુસ સનમુખ ઘણા વિચારો રજુ કરેછે. દાખલા તરીકે તે દેખાડેછે કે જેમ કુદરતમાં એ એકમેકથી ઉલટા બનાવો ભેળાયલા છે તેમ માણુસની જીંદગીમાં સુખદુઃખ, શાદી યા ગમી સાથે જોડાયલાં અને જોડાયલાં છે. દરિયાની સપાટી ઉપરથી બાફ રૂપે ઉડતું પાણી હવામાં ભેળાઇ પવનથી ઘસડાઇ પહાડોને અથડી વાદળાં રૂપે બંધાઈ જમીનપર પડેછે, અને પહાડોના શિખરમાંથી પેહેલાં ઝરા રૂપે, પછી નાળાં રૂપે, પછી નદી રૂપે, આસ્તે આસ્તે વહી દરિયાને મળેછે. એ પ્રમાણે તે પાણી જ્યાંથી નીકળ્યું હતું ત્યાં પાછું આવી પોતાની ગેરદેશ તમામ કરી માણુસ જાતને આ દુનિયાની જીંદગીના ચક્કાવાનો ઘણો વિચારવાજોગ ચિતાર આપેછે. કુદરત એવી ઘણી રીતે નીતિજનક બાબતો માણુસ આગળ ધરેછે. એ ઉપરથી ડા૦ ગેકકુક નામનો એક અમેરિકન ધર્મગુરૂ પોતાના "ધી ગોસ્પલ ઇન નેચર" નામના પુસ્તકમાં કહેછે કે "Nature is God's great book of parables" એટલે "કુદરત એ ખોદાનું નીતિજનક કથાઓનું મોટું પુસ્તક છે."

એ રીતે જોતાં ત્યારે વિદ્યાનો અભ્યાસ એ ખુદ ઇશ્વર માટેની એક જાતની પુછપરછ છે અને તેટલા માટે તે ધર્મના એક ભાગ તરીકે ગણી શકાય. એ કારણને લીધે ત્યારે એ વ્યવહારોપયોગી કાનૂનવિષે લખનારના શબ્દોમાં આપણે કહીશું કે "ઓ પ્રિય વાંચનાર! અભ્યાસ કરવાને અને શિખવાને

કોશિશ કર. કુદરતના ભેદભરમોમાં દાખલ થા. તારી આસપાસ ફેલાયલી જગત અને તેની અત્યંત પેદાયશોને સમજવાને કોશિશ કર. અને ઇશ્વરના કામોની કરામત પામીને તેની સર્વ શક્તિની સ્તુતિ કર. એમ કરશે તો જેવા ખાલી મગજ સાથે તું જનમ્યો હતો તેવાજ ખાલી મગજ સાથે તારી ઘોર તરફ જશે નહિં. મરણના અગત્યને વખતે તું જ્ઞાની અને બુધ્ધીમાન થશે, અને ચઢતા દરજ્જાના આત્માઓના શ્રેષ્ટ તત્વની વધુ નજદીક પોતાને જોઇને આકાશ મંડળોમાં તેઓની પૂઠે જવાને તું આતુર થશે."

૪. મરણબાદ આત્માને સ્વર્ગની ચઢતી હાલતે પહોંચાડવા માટે એક બીજો અગત્યનો વ્યવહારોપયોગી કાયદો એ છે કે માણસોએ મરણ પામેલાં વહાલાંઓની યાદ અને સ્મર્ણ કરવું.

એ કાનૂન વિશે બોલનાર શખ્સ કહેછે તેમ "મોતે જેઓને આપણાથી છુટાં પાડી નાંખ્યાં છે તેઓની યાદ આપણા જીગરમાંથી આપણે ભૂશી નાંખવી નહિં. તેઓને વિસારી મેલવાં એ તેઓને ઘાતકી સંતાપ દેવા બરાબર છે, અને જે મદદ અને રેહેબરી તેઓ આપણને અહિં આ પૃથ્વી ઉપર આપી શકે છે તે મદદ અને રેહેબરી આપણને પોતાને ના પાડવા બરાબર છે મરણ પામેલાંઓ તરફ ભક્તિભાવ અને તેઓનું માનપૂર્વક સ્મર્ણ એ કુદરતના કાયદાએ ફરમાવેલાં છે." લૉર્ડ લિન્ડસે નામના એક ગ્રંથકારના કહેવા પ્રમાણે આપણા બાપદાદાઓની યાદગીરીની મોહોબતભરી કાળજી કુદરતી છે. વળી તે આપણને વધારે માનપૂર્વક છે. જીવતાઓ તરફની મોહોબતનો બદલો આપણને વળતી મોહોબત વિગેરેમાં પાછો દેખીતી રીતે મળે છે તેથી આપણને તેઓ તરફ મોહોબત દેખાડતાં એક જાતનો દેખઈતો તરતનો સંતોષ મળે છે, પણ મરણ પામેલાંઓ તરફની મોહોબતનો બદલો તો ગેબી છે. તે આપણને નજરે પડતી રીતે મળતો નથી તેથી જ્યારે પેહેલામાં દેખીતો એક જાતનો સ્વાર્થ સમાયલો છે ત્યારે બીજામાં એવો દેખીતો નજરે પડતો સ્વાર્થ નથી. તેટલા

માટે પાછલી એટલે મરણ પામેલાંઓ તરફની આપણી મોહોબત આપણને વધારે માનપૂર્વક છે. શું એ વાજબી છે કે એક મરનારનાં જીવતાં વહાલાંઓ તે મરનાર કે જેની સંગતમાં તેઓએ પોતાની જીંદગીનો થોડો કે ઘણો ભાગ ગુજારેલો, જેણે તેઓના ભલાં માટે કાળજી અને ચિંતા રાખેલી જેણે તેઓના સારા માટે રંજ અને મેહેનત ખેંચેલી તેને શું વિસરી જાય? ચાર ચશમની શરમના કાનૂનને શરણ થઈ મોહોબત મેહેર અને મિત્રાચારી, પ્યાર પ્રેમ અને પ્રીતિ એ સઘળાંને શું તેના મરણબાદ વિસારી મેલે? તે મરનારે પોતાની જીંદગીમાં તેઓની ઉપર કરેલા આભારો, પછી તે આભારો ધનની, તનની કે મનની મદદથી હોય તેઓને વિસારી મેલે અને તેનું હેશાન માનવાને ભૂલી જાય? જે વહાલાંએ પોતાના મરણની છેલ્લી ઘડી સૂધી તેઓના ભલાં માટે કાળજી દેખાડેલી તે વહાલાંની ભલી યાદદાસ્ત ભૂશી નાંખે? ના. એમ કરવું વાજબી નથી. દરેક માણસની ફરજ છે કે તેણે પોતાના મરણ પામેલાં વહાલાંઓની ભલી યાદદાસ્ત પોતાના મનમાં તાજી રાખવી અને તેઓએ કરેલા આભારોનું હેશાન જાહેર કરવું. ચોકસ સરતો વચ્ચે તે ગુજરેલાં માણસ અને તેનાં જીવતાં વહાલાંઓ વચ્ચે અરસપરસની લાગણીનો અદૃશ્ય સંબંધ રહે છે. જો જીવતાં વહાલાંઓ પોતાના ગુજરેલા ખેશીને ઘટતી રીતે યાદ કરે, તેઓની યાદદાસ્ત લાયક રીતે પોતાના મનમાં તાજી રાખે અને પોતે સદ્‌ગુણી નીવડીને તે મરનારની મદદ પામવાને લાયક થાય તો તે ગુજરેલું ખેશી તે વહાલાંઓ ઉપર પોતાની રેહેમભરી નજર ચાલુ રાખે છે, તેઓના હકમાં આશિષ અને દુવા દે છે, અને તેઓની મદદ અને યારીએ આવવાને તૈયાર હોય છે. મરનાર શહાનશાહા નેપોલિયન ત્રીજો પોતાના વશિયતનામામાં પોતાના છોકરાને નશિયત દે છે કે "તેણે (મારા છોકરાએ) યાદ રાખવું જોઇએ કે જેઓને આપણે ચાહીએ છીએ તેઓ આકાશની ઉંચાઇએથી

આપણા ઉપર નીઘા રાખે છે અને આપણું રક્ષણ કરે છે." એ મરનાર શહાનશાહા એવું માનતો હતો કે તેના મરનાર કાકા પેહેલા બોનાપાર્ટનું રૂહ તેનાં કામો ઉપર નીઘા રાખતું હતું અને તેને યારી દેતું હતું. પોતાના વશિયતનામામાં તે એ વિષે લખે છે કે "મારા કાકાના રૂહે મને પ્રેરણાબુદ્ધિ આપી છે અને મને યારી દીધી છે. જો મારો છોકરો પણ તેના નામને લાયકનો થશે તો તેને પણ તે તેમ કરશે."

બે અતલગના બેશીઓ અથવા મિત્રો વચ્ચે જે અત્યંત પ્યાર અથવા મિત્રાચારીનો ગાંઠ હોય છે તે ઉપરથી ડા૦ માર્ટીનો ભવિષ્યની જીંદગીની હસ્તીના ટેકામાં દલીલ લે છે અને કહે છે કે તે પ્યાર અને મિત્રાચારી ચાલુ રહેતી હોવી જોઇએ. બચપણથી સાથે રમેલા અને ફરેલાહરેલા બે ભાઇબેનોનો તે દાખલો લે છે અને કહે છે કે જ્યારે તેઓને છૂટું પડવું પડે છે, જ્યારે ભાઇને મોટો થયા પછી પોતાના ધંધાસર બીજે દેશ જવું પડે છે ત્યારે તેની વહાલી બેન કેવા ખેદ સાથે અને આંખમાં આંસુ સાથે તેનાથી છૂટી પડે છે. તેઓ છૂટાં પડે છે પણ તેઓ એકમેકને દૂર દેશથી પણ ચાહે છે અને એકમેક ઉપર પ્રીતિ રાખે છે, એકમેકનો ચેહેરો તેઓની નજર આગળ રમતો રહે છે. તેઓ એકમેક ઉપર હજારો મૈલ દૂરથી પત્રવ્યવહાર ચલાવી ચાહ અને પ્રીતિ રાખે છે. તેઓ હજારો મૈલ છૂટાં તો પડયાં પણ શું તેઓ વચ્ચેની અરસપરસની પ્રેમભરી લાગણીનો સંબંધ તૂટયો કે ? નહિં. તેઓ એટલા તફાવતે પણ એકમેક સાથે જાણે વાત કરે છે અને એકમેક સાથે ગુજારેલા અને ભોગવેલા દેખાવો અને બિનાઓને પોતાના મન સનમુખ લાવી એકમેકને ચાહે છે. હવે ડા૦ માર્ટીનો કહે છે કે એવું ધારો કે હજારો મૈલનો ભાઈબેન વચ્ચેનો તફાવત વધ્યો અને તે એવી મુસાફરીએ ગયો કે જ્યાંથી પાછું ફરવું છેજ નહિં એટલે કે તે ભાઇ મોતને શરણ થઇ બીજી જહાંનમાં કૂચ કરી ગયો. હવે એઓ વચ્ચેનો પત્રવ્યવહાર બંધ થયો. પણ શું તેઓ

વચ્ચેનો પ્રીતિ ભર્યો સંબંધ પણ ખલાસ થયો ? નહિં, એ વિદ્વાન કહે છે તેમ "On the contrary, it now first reveals its true essence and contents ; his image a little paler and a little graver it may be, but suffused with a divine light, is nearer to her than before, and guides her into higher ways and by a mere look allays every inward storm."

એટલે "એથી ઉલટું તે (સંબંધ) હવે પેહેલ વેહેલો પોતાનો ખરો હેતુ અને મતલબ જાહેર પાડે છે. તેનો આકાર જોકે તે વધુ ફિક્કો અને વધુ ગંભીર કદાચ હોય તોપણ ઇશ્વરી રોશનીથી ઢંકાયલો આગળ કરતાં તેણીની વધારે નજદીક જાણે દીસે છે અને તેણીની વધારે ચઢતા દરજાના માર્ગો ઉપર રેહેબરી કરે છે અને તેણીના દિલમાં થતા ગુંચવાડા ફક્ટ એક દેખાવથી શાંત કરે છે." ન્યુટન નામનો એક કાબેલ લખનાર એ વિષે કહે છે.[1]

" If man is really a spiritual being, he is born so, and in process of time, he is born out of the cumbrous flesh into a more spiritual state of existence. Then, if *love* forms any part of his spiritual constitution, he will naturally and necessarily feel an interest in and care for those who are left behind, still "struggling in the mire of earth" and will seek to serve them if he can. Angelic ministration, then, is higher-natural not *un*-natural; and instead of being a thing intrinsically improbable and incredible, to be disputed and antagonized to the last extent, is a thing most natural, reasonable and to be expected in a universe, where *love* has any part—where God, who is love reigns"

હવે મરણ પામેલાં વહાલાંઓને યાદ કરવાનું અને રાજી. રાખવાનું મુખ્ય સાધન એ છે કે તેનાં જીવતાં વહાલાંઓએ સદ્-

---

(૧) નોર્થ અમેરિકન રીવ્યુ ડીસેંબર ૧૮૮૮, પા. ૬૬૬.

ગુણી થવું અને ભલી ભલાઇનાં અને નેકીનાં કામો અખત્યાર કરવાં. ફ્રજશનેમાં એક ઠેકાણે (હા. ૧૬) કહે છે કે "ખનવઇતીશ અશહે વેરેઝો યજમઇદે યાહુ ઇરીસ્તનામ ઊર્વાનો શાયંન્તે" એટલે "અશોઇનાં ચળકતાં કામોને અમે વખાણીએ છીએ કે જેથી ગુજરેલાંના આત્માઓ રાજી થાય છે." એ પ્રમાણે પોતાના જીવતાં ખેશીઓનાં ભલાં કામો ઉપર તે મરનાર નીઘા રાખે છે અને તેથી ખુશી થાય છે. મરનાર પ્રિન્સ ઇમપિરિયલ નેપોલિયનના આ શબ્દો છે કે "બખ્શ એ ખોદા! કે મારૂં અંતઃકરણ ખાતરજમાથી માને કે જેઓને હું ચાહું છું અને જેઓ ગુજરી ગયા છે તેઓ મારાં સઘળાં કામોને નિહાળશે, મારી જીંદગી તેઓની દેખરેખને લાયકની નીવડે અને મારા ખરા અંતઃકરણના વિચારો મને કદી શરમમાં નહિં નાંખે," દરેક માણસે પોતાના વડીલોને યાદ કરતી વખતે, તેઓની આરાધના કરતી વખતે, તેઓની મદદની ખાહેશ રાખતી વખતે, તે વડીલોનો શુભ દાખલો પોતાની સનમુખ રાખી તેની નકલ કરવી અને તેઓના નામને લાયકના થવું. તેણે ખાતરી રાખવી કે તેની દરેક ચાલચલણ ઉપર તે વડીલોની મજબૂત નજર છે, તેઓ ખુબ નીઘા રાખે છે અને તપાસ રાખે છે કે તેઓના ખાલેશ અને દોષરહિત રૂહોની સંગત અને યારી માટે તેઓનાં જીવતાં ખેશીઓ પોતાના વિચાર વચન અને કામથી લાયક છે કે નહિં, તેઓએ ભલા વિચાર, વચન અને કામો અખત્યાર કર્યાં છે કે નહિં, અને ભૂંડા વિચાર વચન અને કામથી દૂર રહયાં છે કે નહિં. જો તેઓની ચાલચલણ તેઓની પસંદગી પામશે તો તેઓ પોતાની મદદનો હાથ ખુશીથી લંબાવશે. તેઓએ જાણવું જોઇએ કે ભલાંઓ ભલાંઓનીજ સંગત કરે છે અને ભલાંનીજ સંગતથી રાજી થાય છે.

એ પ્રમાણે મરણ પામેલાંઓની ભલી યાદથી જીવતાંઓએ સદ્ગુણી થવું જોઇએ. વળી તેઓની યાદ તેઓ સનમુખ મોતનો વિચાર રજુ કરે છે અને તેઓને યાદ દેવાડે છે કે એક વખત

આવી પહોંચશે કે જ્યારે તેઓને પણ મોતને શરણ થવું પડશે; અને તેટલા માટે તે વખત માટે તૈયાર થઇ રહેવા માટે તેઓને લાજમ છે કે પોતાની હસ્તીના ટુંકા વખતમાં જેટલું ભલું થઇ શકે તેટલું ભલું કરવું.

૫. સેવટે એ સઘળા વ્યવહારોપયોગી કાયદાઓના પરિણામ તરીકે જે વ્યવહારોપયોગી કાયદો માણસે ધ્યાનમાં રાખવાનો છે તે એ કે તેણે કદી મોતથી ડરવું નહિં. જ્યારે પણ અજલનો કાસદ આવી પહોંચે ત્યારે તેના પેગામને માન આપી પોતાના ખોદા પાસે જવાને તૈયાર રહેવુ. જે માણસ ઉપલા વ્યવહારોપયોગી કાયદો જાળવી હમેશાં પોતાના ખોદાને યાદ કરતો રહેશે, વિદ્યાભ્યાસ કરી તેની કરામતોને પામતો રહેશે, સદ્ગુણો જાળવી સમાર્ગે અને નીતિની રાહે ચાલતો રહેશે, અને પોતાનાં મરણ પામેલાં વહાલાંઓને હમેશાં યાદ કરી અને તેઓનો સદ્ગુણી દાખલો પોતા સનમુખ હમેશાં રાખી તેઓને ભલે પગલે ચાલતો રહેશે, તેને મરણ વેળાએ મોતની ઘણી થોડી ધાસ્તી લાગશે. મરણ વેળાએ મરણનો કાંઇપણ ડર ન લાગે તે માટે તેણે સદ્ગુણી ચાલ ચલાવી તૈયાર રહેવું, મરણ કાંઇ તેનો છેડો લાવનાર નથી પણ તેની સનમુખ ભલું ભવિષ્ય ખોલશે અને મરણ આ દોરંગી દુનિયાનો દોર દૂર કરી ભલાઈ અને સુખનો દરવાજો ખોલશે, એ વિચાર માણસની જીંદગીને એક જાતનો દિલાસો છે. ભલા ભવિષ્યની આશા ભલાં માણસના મનને આશાવંતું અને શાંતિ ભર્યું કરે છે. અલબત જે વહાલાંઓ સાથે આપણી જીંદગીનો મોટો ભાગ આપણે ગુજાર્યો છે તે વહાલાંઓથી છૂટાં પડવાની યાદ મોતને ટાંકણે માણસને ભયભીત અને શોકાતુર કરે પણ તેમ બીજા હાથ ઉપર આ યાદ કે મરણબાદ આપણે આપણાં આગળથી મરણ પામેલાં વહાલાંઓને પાછાં જોઇશું તે યાદથી મરણનો ડંખ ઓછો થવો જોઇએ અને તેથી મોતમાં દિલાસો મળવો જોઇએ. એવાજ વિચારથી એક ભલા

કાઔલ ગ્રહસ્થે પોતાના દિવાનખાનામાં ટાંગેલી પોતાના એક મરનાર બાળકની સબી તરફ હાથ દેખાંડી અસરકારક લાગણીથી કહેલા શબ્દો મને સારી પેઠે અને ઘડી ઘડી યાદ આવે છે કે "જ્યારે પણ હું ઘણો બિમાર પડું છું ત્યારે મારાં વહાલાઓથી છૂટાં પડવાની દલગીરી વચ્ચે મને અત્યંત દિલાસો મળે છે કે જો હું મરણ પામીશ તો મારાં આ પ્યારાં બચ્ચાંને પેલી જહાંનમાં મળવાને હું શક્તિવાન થઇશ."

ઘણુંકોને પોતાનાં મરણ પામેલાં વહાલાંઓથી છૂટાં પડવાની ગમગીની વચ્ચે એ વિચારથી દિલાસો મળે છે કે એક વખત આવશે કે જ્યારે હું તેને પેલી જહાંનમાં મળીશ. હેનરીએટા નામની એક ૧૬ વર્ષની જુવાન બાઇનો લગન પછી ત્રણ વર્ષમાં પોતાના ખાવિંદના મરણથી છૂટા પડવાનો નીચલો વિલાપ દેખાડે છે કે માણસ જાત એવી વખતે ભવિષ્યની જીંદગીના આકીનમાં કેવો દિલાસો લે છે. શલાએરમાખેર નામનો એક જર્મન વિદ્વાન જે તેણીનો અને તેણીના વહાલા ખાવિંદનો મિત્ર હતો અને જે આત્માની અમર્ગી માનતો હતો પણ દરેક આત્માની છૂટી અમર્ગી માનવાને બદલે એવું માનતો હતો કે દરેક માણસનો આત્મા એક સામાન્ય આત્મિક મૂળમાં ભેળાઇ જાય છે તેને તેણીએ પોતાના અત્યંત ગમ વચ્ચે કહ્યું કે

"Oh Schlier ! in the midst of my sorrow there are yet blessed moments when I vividly feel what a love ours was and that surely this love is eternal, and it is impossible that God can destroy it; for God himself is love. I bear this life while nature will; for I have still work to do for the children, his and mine; but oh God! with what longing, what fore-shadowings of unutterable blessedness, do I gaze across into that world where he lives! what joy for me to die! Schlier shall I not find him again? Oh my God! I implore you Schlier, by all

that is dear to God and sacred, give me if you can, the certain assurance of finding and knowing him again. Tell me your inmost faith on this, dear Schlier: Oh if it fails I am undone. It is for this that I live, for this that I submissively and quietly endure. This is the one only outlook that sheds a light on my dark life to find him again, to live for him again, to bless him again. Oh God! it can not be destroyed, speak to my poor heart, tell me what you believe."

"ઓ શ્લાયર! મારા ગમ વચ્ચે હજી થોડીક સુખી ઘડીઓ છે કે જ્યારે મને અસરકારક રીતે લાગણી થાય છે કે 'અરે અમારો પ્યાર કેવો મજબૂત હતો, ખચીત એ પ્યાર અમર છે. અને ખોદા એ પ્યારનો સમુળો નાશ કરે એ અશક્ય છે કારણ ખોદા પોતે પ્યારનું મૂળ છે.' જ્યાંસૂધી કુદરતે સરજેલું હશે ત્યાં સૂધી હું આ જીંદગીને ટેકવી રાખીશ કારણ કે હજી અમારાં બચ્ચાંઓ માટે મારે કામ કરવાનું છે. પણ અરે ખોદા! કેવી ઇચ્છા સાથે અને નહિં વર્ણવી શકાય એવા સુખની આશાઓ સાથે હું તે બીજી દુનિયા તરફ નજર કરૂં છું કે જ્યાં તે હૈયાતી ભોગવે છે. મારે માટે મરણ કેવું ખુશી ભર્યું છે! શ્લાયર! શું હું તેને ફરીથી જોઇશ નહિં? અરે મારા ખોદા! અરે શ્લાયર! ખોદાના મનથી જે કાંઇ વહાલું અને પવિત્ર છે તેને ખાતર હું તને અર્જ કરૂં છું કે તારાથી બનતું હોય તો તેને ફરીથી મળવાની અને ઓળખવાની મને ખાતરી આપ. પ્યારા શ્લાયર! તારૂં એ વિષેનું જે અંતઃકરણનું આકીન હોય તે મને જણાવ. અરે! તે નિષ્ફળ થશે તો મારૂં થઇ ચૂક્યું; એને માટે હું જીવું છું, એને માટે હું સબુરીથી અને શાંતપણે ખમું છું. જે મારી અંધકાર જીંદગી ઉપર રોશની ફેંકે છે તે ફકત આજ આશા છે કે હું તેને ફરીથી મળું તેને માટે ફરીથી જીવું, તેને હું ફરીથી દુવા દઉં. અરે ખોદા! એ આશા નાશ પામી શકશે નહિં, મારા ગરીબ બિચારા દિલને જાહેર કર મને કહે કે તું શું માને છે?"

એ કારણોને લીધે ત્યારે માણસે મોતથી ડરવાનું કારણ નથી, માણસે સર્વ પ્રકારે ભલી જીંદગી ગુજારી મોતને માટે તૈયાર થવું કે તેથી તેનો તેને ભય લાગેજ નહિં. એક વખત એવો આવશે કે જ્યારે આપણને મોતને શરણ થવું પડશે એવો વિચાર માણસે પોતા સનમુખ રાખવો અને તેમ કરી પોતાની જીંદગી ગુજારવી. એ વિષે હાયેરોનીમસ નામના ઇસવી સનની ચોથી સદીની સેવટે થઇ ગયલા એક કાબેલ શખ્સે કહેલા સખુનો દરેક માણસે ગોખી રાખવા જોઇએ. તે કહે છે કે

"Whether I eat or drink, or in whatever other action or employment I am engaged, that solemn voice always seems to sound in my ears, "Arise ye dead, and come to judgment!" As often as I think of the day of judgment my heart quakes and my whole frame trembles. If I am to indulge in any of the pleasures of the present life, I am resolved to do it in such a way that the solemn realities of a future judgment may never be banished from my recollection."

એટલે "જ્યારે હું ખાઊંછું કે પીઊંછું અથવા હર કોઈ બીજા કામમાં યા ધંધામાં રોકાયલો હોઊંછું ત્યારે મારા કાનમાં પેલો ગંભીર અવાજ સંભળાતો હોય એમ લાગેછે કે 'બોદાર થાઓ, ઓ મરણ પામેલાઓ અને મારા ચુકાદાને માટે આવો.' કયામતના દીનને માટે હું જેટલી વખત વિચાર કરૂંછું તેટલી વખત મારૂં હૈડું ધ્રૂજેછે અને મારૂં આખું શરીર કંપેછે. આ જીંદગીની કોઈ પણ મોજશોખ જો હું ભોગવીશ તો તે એવી રીતે ભોગવવાને મેં મજબુત ઠરાવ કર્યો છે કે ભવિષ્યના ઇનસાફની ગંભીર ખરી બાબતો મારી યાદદાસ્તમાંથી કદી પણ નિકળી જાય નહિં."

સેવટે આપણે આ વિષય પ્રીંસ બીસમાર્કના શબ્દો સાથ તમામ કરીશું કે જેમાં તે જણાવેછે કે ઇશ્વર અને ભવિષ્યની જીંદગી

ઉપરના મજબુત આકીનને લીધે તે આ દુનિઆની જંજાળે ખુશીથી ખેંચેછે.

"I live a life of great activity and occupy a lucrative post—but all this could offer me no inducement to live one day longer, did I not believe in God and a better future."

"I know not whence I derive my sense of duty if not from God; orders and titles have no charm for me; I firmly believe in a life after death and that is why I am a rayolist......Deprive me of this faith and you rob me of my fatherland......Sever my connection with God and I am the man to pack up my trunks to-morow and be off to Varzin to-morrow to reap my oats."

એટલે "હું એક મોહટી ચપળતાભરી જીંદગી ગુજારૂં છું અને એક નફા ભર્યો હોદ્દો ધરાવું છું. પણ જો હું ખોદાની હસ્તી અને ભલી ભવિષ્યની જીંદગી નહીં માનતે તો એ સઘળું એક દીવસ પણ વધુ જીવવાને મને ઉલટ ન આપી શકતે."

"હું જાણુતો નથી કે જો ખોદા તરફથી નહિં તો શાની તરફથી હું મારી ફરજનું ભાન ધરાવુંછું. હોદ્દાઓ અને ખેતાઓ મારે માટે ખેંચાણ કરનારા નથી. મરણ પછીની જીંદગી વિષે હું મજબુત આકીન ધરાવું છું અને તેજ કારણને લીધે હું બાદશાહી પક્ષનો છું........એ આકીન મારાથી તમો દુર કરશો તો તમો મને મારા સ્વદેશથી છુટો પાડશો........ઈશ્વર સાથનો મારો સંબંધ તમો તોડશો તો હું એક એવો માણુસ છું કે કાલનો કાલ મારા ગાંસડા પોટલા બાંધી મારે વારઝીન ગામ ખેતી કરવા ચાલ પકડીશ."

# વધારો.

## આ ચોપડીમાં આવેલા કેટલાક ફકરાઓ અસલ અંગ્રેજીમાં નીચે આપ્યા છે.

"This is an enquiry far more interesting and important, to every individual of mankind, than any other which comes within the range of the human mind. Next to the Being of a God, the doctrine of the immortality of man lies at the foundation of all religion and of all the animating prospects which can cheer us in the land of our pilgrimage. Remove from the mind the belief of a future existence, and the hope of immortality and religion becomes a shadow, life a dream, and the approach of death a scene of darkness and despair. Upon this short question "Is man immortal or is he not" depends all that is valuable in science, in morals, and in theology, and all that is most interesting to man as a social being, and as a rational and accountable intelligence. If he is destined to an eternal existence, an immense importance must attach to all his present affections, actions, and pursuits! and it must be a matter of infinite moment, that they be directed in such a channel, as will tend to carry him forward, in safety, to the felicities of a future world. But if his whole existence be circumscribed within the circle of a few fleeting years, man appears an enigma, an inexplicable phenomenon in the universe, human life a mystery, the world a scene of confusion, virtue a mere phantom, the Creator a capricious Being, and his plans and arrangements an inexplicable maze."

આ ચોપડીનું પા. ૮. ડા. ડીકનો ફકરો.

Another consideration having some force is that we should find ourselves speculating about this matter at all. All the other aspirations of infancy, youth, and manhood turn out more or less, as time rolls, to have been prophecies. Instincts explain and justify themselves, each by each. The body forsees and provides for its growth by appetite ; the mind expands towards knowledge, by childish curiosity ; the young heart predicts by the flushed cheeks and quickening pulse, that gentle master-passion which it has not yet learned even to name. There is a significance like the breath of a perpetual whisper from Nature, in the way in which the theme of his own immortality teases and haunts a man. Note also that he discusses it least and decides about it most dogmatically in those diviner moments when the breath of a high impulse sweeps away work-a-day doubts and selfishness. What a blow to the philosophy of negation is the sailor leaping from the taffrail of his ship into an angry sea to save his comrade or to perish with him......Any such deed of sacrifice and heroic contempt of peril in itself almost proves that man knows more than he believes himself to know about his own immortality.

પા. ૫૧. પ્રોફેસર એડ્‌વીન આરનોલ્ડ.

If such a supposition could be admitted, man would be the most inexplicable phenomenon in the universe ; his existence an unfathomable mystery ; and there could be no conceivable mode of reconciling his condition and destination with the wisdom, the rectitude and the benevolence of his Creator.

પા. ૬૩. ડા. ડીક.

When I consider the wonderful activity of the mind, so great a memory of what is past, and such a capacity of penetrating into the future—when I behold such a number of arts and sciences, and such a multitude of discoveries thence arising—I believe, and am firmly persuaded that a nature which contains so many things within itself cannot be mortal. પા. ६४. સીસરો.

What means this vast outlook, if we have nothing to do but with the affairs of our own period ?......This feature therefore, look at it as you may, seems to imply that we are in living relations with all time and have personal interests not only in contemporary things, but wrapped up also in what has been and what will be through an infinite prospective.

પા. ६४. ડા. માર્ટીનો.

I do not know that there is any thing in nature which can be compared in wastefulness with the extinction of great minds; their gathered resources, their matured skill, their luminous insight, their unfailing tact, are not like instincts that can be handed down; they are absolutely personal and inalienable; grand conditions of future power, unavailable for the race, and perfect for an ulterior growth of the individual. If that growth is not to be, the most brilliant genius bursts and vanishes as a fire work in the night.

પા. ६७. ડા. માર્ટીનો.

" How can it enter into the thoughts of man that the soul which is capable of such immense perfections and of receiving new improvements to all eternity shall fall away into nothing almost as soon as it is

created ? Are such abilities made for no purpose ? Can we believe a thinking being, that is in a perpetual progress of improvements, and travelling on from perfection to perfection, after having just looked abroad into the works of the Creator, and made a few discoveries of His infinite goodness, wisdom, and power, must perish in her first setting out, and in the very beginning of her enquiries ?" પા. ૮૪. એડીસન.

" That the human mind, developed through such an infinite process of change and preparation, should exist, but for a few years, and through these years be educated at such cost of pain and trial for no future use, is not a doctrine to which science after its new and grand discovery of the conservation of energy, need cling with passionate obstinacy." પા. ૮૫. નેશનલ રીવ્યુ.

What does nature produce more valuable in all she has laboured to manufacture here, than the wisdom of the sage, the tenderness of the mother, the devotion of the lover, and the opulent imagination of the poet, that she should let these priceless things be utterly lost by a quinsy or a flux ? It is a hundred times more reasonable to believe that she commences afresh with such delicately developed treasures, making them ground work and stuff for splendid further living, by process of death, which even when it seems accidental or premature, is probably as natural and orderly as birth, of which it is the complement ; and wherefrom it may well be, the new born dead arises to find a fresh world ready for his pleasant and novel but sublimated body with gracious and willing kindred ministrations awaiting

it like those which provided for the human babe the guarding arms and nourishing breasts of its mother.

પા. ૮૮. પ્રોફેસર એડવીન આરનોલ્ડ.

If man was intended only to be an inhabitant of this globe, and if the principal of curiosity was bestowed on him only in subserviency to his accomodation here whence is it that he is, in general, led to inquire more anxiously about distant and singular phenomena than about those which from their nearness and frequency we should expect to be the most interesting ?

પા. ૯૦. પ્રોફેસર ડોનેલ્ડ સ્ટુઅર્ટ.

Whence for an existence limited to a point this insatiable interest in objects and movements, on the margin of infinitude ? " Is it not that we have vaster relations then with our immediate surroundings, that the mind's estate is greater than we had conceived, and that in these excursions we feel the outskirts of a problem that is to engage larger meditations and maturer powers ? and that the science which transcend the demands of one life is the propylæum of another ? This contrast between the absolute limitation of our position and the boundless range of our intellectual desires has long and often moved the wonder and the hope of thoughtful men." પા. ૯૦. ડા. માર્ટીનો.

From hence as well as from the state of the moral world and many other considerations, we are induced to believe that our present state would be very imperfect without a subsequent one, wherein our views of nature and of its great Author may be more clear and satisfactory. It does not appear to be suitable

to the wisdom that shines through all nature, to suppose that we should see so far, and have our curiosity so much raised concerning the works of God, only to be disappointed in the end.........This therefore naturally leads us to consider our present state as only the dawn or beginning of our existence and as a state of preparation or probation for further advancement; which appears to have been the opinion of the most judicious philosophers of old. And whoever attentively considers the constitution of human nature, particularly the desires and passions of man, which appear greatly superior to their present objects, will easily be persuaded that man was designed for higher views than of this life. These the Author of nature may have in reserve to be opened up to us, at proper periods of time and after due preparation. પા. ૯૪. કલોરીન મેકલોરીન.



# શુધ્ધિ પત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| દીબાચો | ૨૦ | કે કોઇ | કે જે કોઇ | ૬૬ | ૯ | સૃષ્ટિ | સૃષ્ટિ |
| ૨ | ૬ | બનેછે | બનશે | ૬૮ | ૧૮ | મલે છે | મળે છે |
| ૪ | ૧૧ | તો | તે | ૭૧ | ૧૪ | સામેળ | સામેલ |
| ૮ | ૧૪ | ત્યાં | ,, | ૭૪ | ૧૯ | ચંચલ | ચંચળ |
| ૧૪ | ૧૧ | અગતની | અગત્યની | ૭૭ | ૧ | નીતીમાં | નીતિમાં |
| ૧૫ | ૪ | પ્રાહમિક | પ્રાથમિક | ૭૮ | ૧૯ | પોતાની | પોતાની |
| ૧૬ | ૭ | પલવાર | પળવાર | ૭૯ | ૧૨ | વિદવાન | વિદ્વાન |
| ,, | ૨૦ | આપીણુ | આપણી | ૮૧ | ૧૧ | વપ | વર્પ |
| ,, | ૨૪ | વીચાર | વિચાર | ૮૫ | ૧ | પાળણુસ્થાન | પાલણુસ્થાન |
| ૧૯ | ૨૧ | ચળકાત | ચળકાટ | ૮૬ | ૨૦ | સઘલું | સઘળું |
| ૨૪ | ૨૫ | પિડાતી | પિડાની | ૯૦ | ૧૦ | કરવા | કરવી |
| ૩૧ | ૫ | બૃદ્ધિ | બુદ્ધિ | ૯૧ | ૪ | પર્યતન | પર્યટન |
| ૩૪ | ૧ | મલે છે | મળે છે | ,, | ૧૬ | દુનીયા | દુનિયા |
| ,, | ૧૩ | તાયફાવા-લાઓ | તાયફાવા-ળાઓ | ૯૨ | ૧૦ | એવાં | એવા |
| | | | | ,, | ૧૯ | પૃથિવ | પૃથ્વી |
| ૩૬ | ૧૨ | વિધ્વાન | વિદ્વાન | ૯૭ | ૧૩ | પછાનવાને | પિછાનવાને |
| ૪૨ | ૧૭ | અતે | અંતે | ૧૦૦ | ૧૦ | શાકસે | શાકશે |
| ૪૪ | ૮ | ભૂમીતિ | ભૂમિતિ | ૧૦૩ | ૫ | વરતણુંક | વર્ત્તણુંક |
| ૪૬ | ૧૮ | થસી | ઠસી | ૧૦૮ | ૧૧ | તોળાને | ટોળાને |
| ૪૭ | ૨૭ | ,, | ,, | ,, | ૧૪ | ફકટ | ફકત |
| ૪૯ | ૧૦ | બુદા | બુદ્ધા | ૧૦૯ | ૧૮ | વરતણુંક | વર્ત્તણુંક |
| ,, | ૧૨ | કીર્ત્તીનો | કીર્ત્તિનો | ૧૧૦ | ૨૫ | નીતીમાન | નીતિમાન |
| ,, | ૨૨ | ,, | ,, | ૧૧૩ | ૧૪ | સઘલું | સઘળું |
| ૫૦ | ૫ | કર્યુ છે | કર્યું છે | ૧૧૪ | ૧૬ | વીષે | વિષે |
| ૫૧ | ૮ | કીર્ત્તીનું | કીર્ત્તિનું | ,, | ૨૧ | ,, | ,, |
| ૫૯ | ૨૬ | મેલવવા | મેળવવા | ૧૧૬ | ૧૩ | સતોષ | સંતોષ |
| ૬૦ | ૧૩ | સઘલી | સઘળી | ,, | ૨૫ | ખરો | ખરૂં |
| ૬૩ | ૫ | સઘલાં | સઘળાં | ૧૧૮ | ૧ | બુરા | બૂરાં |
| ,, | ૭ | સઘલું | સઘળું | ૧૨૧ | ૨૬ | સુધિ | સૂધી |
| ,, | ૨૦ | ,, | ,, | ૧૨૪ | ૧૪ | ભોજજ | ભોજ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૪ | ૨૪ | ટિપાંઓ | ટીપાંઓ |
| ૧૩૦ | ૩ | સઘલું | સઘળું |
| ,, | ૪ | ,, | ,, |
| ,, | ૮ | કાંજે | કાજે |
| ૧૩૧ | ૧૨ | સઘલું | સઘળું |
| ૧૩૩ | ૧૯ | ,, | ,, |
| ૧૩૪ | ૧૦ | મેળવીઆ | મેળવ્યા |
| ,, | ૨૫ | દુનિયાંમાં | દુનિયામાં |
| ,, | ૨૮ | ઉતેજન | ઉત્તેજન |
| ૧૩૫ | ૧ | મળસે | મળશે |
| ,, | ૧૮ | ભાગ્યશાલી | ભાગ્યશાળી |
| ૧૩૬ | ૬ | ચંચલ | ચંચળ |
| ,, | ૮ | ,, | ,, |
| ,, | ૧૦ | હોયા | હોવા |
| ,, | ૧૨ | વીના | વિના |
| ૧૩૮ | ૧૯ | ભાગ્યશાલી | ભાગ્યાશાળી |
| ૧૩૯ | ૧૫ | મલશે | મળશે |
| ,, | ૨૪ | સાંધનોની | સાધનોની |
| ૧૪૧ | ૪ | હડશે | હરશે |
| ,, | ૫ | ,, | ,, |
| ,, | ૬ | એકળપેટાઇથી | એકલપેટાઈથી |
| ૧૪૨ | ૯ | હિમાળય | હિમાલય |
| ૧૪૬ | ૧૯ | માલેક | માલિક |
| ,, | ૨૭ | તેનાં | તેના |
| ૧૪૭ | ૧૦ | ખગોલ | ખગોળ |
| ૧૪૯ | ૧૧ | જાનવારોનાં | જાનવરોનાં |
| ૧૫૩ | ૧૩ | ઓહોલી | ઓહોળી |
| ,, | ૧૪ | પૃથિવી | પૃથ્વી |
| ,, | ૧૯ | વીચાર | વિચાર |
| ,, | ૨૧ | વીધા | વિધા |
| ૧૫૪ | ૧૮ | પ્રકારનાં | પ્રકારના |
| ૧૫૫ | ૨ | નિરજીવ | નિર્જીવ |
| ૧૫૬ | ૫ | નિશાંની | નિશાની |
| ૧૫૭ | ૨૧ | ફુળ | ફુલ |
| ,, | ૨૫ | પૈદાયસ | પૈદાયશ |
| ૧૬૧ | ૨૮ | મલતી | મળતી |
| ૧૬૪ | ૧૧ | આગલ | આગળ |
| ,, | ૧૫ | ભૂતકાલ | ભૂતકાળ |
| ,, | ૧૬ | કાલથી | કાળથી |
| ૧૬૬ | ૧૯ | હાલકામાં | હલકામાં |
| ૧૭૦ | ૧૩ | દલાલ | દલીલ |
| ,, | ૨૦ | પરીણામ | પરિણામ |
| ૧૭૪ | ૨૪ | સઘલું | સઘળું |
| ૧૭૬ | ૨૮ | પેદાયશન | પેદાયશના |
| ૧૭૭ | ૪ | તાલા | તાળા |
| ૧૭૮ | ૧૯ | ડડતો | ડરતો |
| ૧૭૯ | ૧૪ | ઝલકાટ | ઝળકાટ |
| ૧૮૦ | ૧ | પ્રફુલ્લીત | પ્રફુલ્લિત |
| ,, | ૯ | નીતીમાન | નીતિમાન |
| ,, | ૧૦ | ભર્યા | ભર્યાં |
| ૧૮૪ | ૧૯ | પદડા | પડદા |
| ૧૮૭ | ૭ | આગલ | આગળ |
| ૧૮૮ | ૧૨ | સઘલા | સઘળા |
| ૧૯૦ | ૩ | નાખે છે | નાંખે છે |
| ,, | ૧૫ | ઘણુક | ઘણુંક |
| ,, | ૧૮ | પળી | વળી |
| ૧૯૧ | ૧ | અનિયમીત | અનિયમિત |
| ,, | ૫ | ભૂડાં | ભૂંડાં |
| ,, | ૨૬ | કિમત | કિંમત |
| ૧૯૬ | ૩ | વિચારનશીલ | વિચારશીળ |
| ૧૯૭ | ૨૧ | ભૂંડાં | ભૂંડા |
| ૧૯૮ | ૧૦ | ધ્યાંન | ધ્યાન |
| ,, | ૨૪ | સઘલું | સઘળું |
| ૧૯૯ | ૬ | પરિક્ષક | પરીક્ષક |
| ,, | ૧૨ | ,, | ,, |
| ૨૦૧ | ૧૮ | સઘલા | સઘળા |
| ,, | ૨૦ | ,, | ,, |
| ૨૦૩ | ૧૫ | નિતિ | નીતિ |
| ૨૦૪ | ૧૪ | કોશેશ | કોશિશ |
| ૨૦૬ | ૨૦ | સર્વેંદ્રિયશાસ્ત્ર | સર્વેંન્દ્રિયશાસ્ત્ર |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ. | પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦૭ | ૧૮ | ઓહોલી | ઓહોળી | ૨૧૦ | ૫ | જગતમા | જગતમાં |
| ,, | ૨૬ | જમીના | જમીનની | ૨૧૧ | ૩ | ઇશ્વરના | ઇશ્વરનાં |
| ૨૦૮ | ૨૯ | ગાયણુરૂપી | ગાયનરૂપી | ,, | ૬ | બુદ્ધીમાન | બુદ્ધિમાન |
| ૨૦૯ | ૩ | ઉત્પંન્ન | ઉત્પન્ન | ૨૨૦ | ૧૫ | મોહટી | મોહોટી |



## આજ લખનારનાં નીચલાં પુસ્તકો વેચવાનાં છે.

| | | |
|---|---|---|
| વાયુચક્રશાસ્ત્ર........................... | કીમત રૂ. | ૪ |
| જમશેદ, હોમ અને આતશ...................... | રૂ. | ૪ |
| અવસ્તા જમાનાની ઘરસંસારી જીંદગી, ભૂગોળ અને એકરારનામું...................... | રૂ. | ૨ |
| અનાહીત અને ફ્રેરોહર........................... | રૂ. | ૨ |
| The Religious system of the Parsees...... | રૂ | ૦ાા. |
| Wine among the ancient Persians ......... | રૂ | ૦ાા. |